1980 (શક 1902)



Rs. 13-50

Original Title SHASTI (Oriya)
Gujarati Translation SAJAA

ડાયરેક્ટર, નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા, એ-5, ગ્રીન પાર્ક, નવી દિલ્હી 110016 દ્વારા પ્રકાશિત અને દર્શન પ્રિન્ટર્સ 1357/3, ગાંધીહાટ બિલ્ડિંગ સલાપસ રોડ, અમદાવાદ-380 001 દ્વારા મુદ્રિત

ગુણુપુર (કોરાપુટ-ઓરિસ્સા)
6-10-1945

અશરીરે !

સંધ્યાની ઠંડી ઠંડી હવા વંશધારા નંદીની પેલે પારથી આપની જ વાણી લઈ આવે છે — 'શું હજી પૂરું ન થયું બેટા ?'

બે મજલાની ઇમારતનો આ ઓરડો બિલકુલ સૂમસામ છે. પરંતુ કોનો અવાજ આવે છે ? કોણ કહી રહ્યું છે — 'હજી પૂરું નથી થયું બેટા ?'

લાગે છે, આપ હજીયે અહીં જ ક્યાંક છો.

પરંતુ એ શી રીતે બને ? હે બ્રજસુંદર ! હું જાતે જ તો આપના મૃત શરીરને કટકના સતીચૌરા સ્મશાને લઈ ગયો હતો; જાતે જ અગ્નિદાહ દીધો હતો, અને નજર સામે જ એને બળીને રાખ થતું જોયું હતું. બહુ દિવસોની વાત નથી. જાણે કે કાલે જ આ ઘટના બની છે.

મેં કેટલીય રમણીય સાંજ આપની સાથે ગાળી છે. વારંવાર સાંભળ્યો છે આપનો પ્રેમભર્યો બોલ — 'બેટા...'

હું છું એક નગણ્ય, સાધારણ મનુષ્ય ! પરંતુ આવા એક માનવી સમક્ષ શા માટે ભલા, આપ, પોતાના દિલનું દર્દ સુણાવી રહ્યા છો... પોતાની અધૂરી આશાની કહાણી...? આપ કહેતા હતા ને...'બેટા, મારો દેશ ખંડિત છે – મારું સાહિત્ય અપૂર્ણ છે – મારા દેશનાં બાળકો ભૂખ્યાં છે....' ને આવી આવી તો કંઈ કેટલીયે વાતો.

આંખમાં આંસુ આવી જતાં હતાં... અંતરાત્મા કકળી ઊઠતો હતો...'મારું જીવન વ્યર્થ ગયું',...મારો અંતિમ સમય આવી ગયો છે.. હું કંઈ ન કરી શક્યો.'

દેશના ગૌરવમય હે મહાપુરુષ! આપ પોતાને જ કહેતા હતા, પણ મને સાક્ષી બનાવતા હતા. આજે મને ખબર છે કે આપ પાછા આવી ગયા છો. એક જ રૂપે નહીં, મારી માનાં દોઢ કરોડ સંતાન રૂપે. આપ ફરી જીવિત થઈ ગયા છો. આજે દુનિયા જાગ્રત છે. આપ પણ જાગ્રત છો. આપ જ અધૂરાં કાર્યો પૂરાં કરશો. મારાં દોઢ કરોડ ભાઈબહેનોના હોઠો પર હાસ્ય લાવશો. ને પછી એમની જ જીભે કહેશો—બેટા, પૂરું ન થયું ને? ક્યાં છે ગંગા? ક્યાં છે ગોદાવરી? ક્યાં છે મારી સિંહભૂમિ?

હે સાહિત્યના રથી! તમે પોતાનો સંપૂર્ણ પ્રેમ આપી મને કૃતાર્થ કર્યો છે. શું હું આને યોગ્ય હતો? આજે તમે આવ્યા છો મારા આ એકાંત ઓરડામાં આવ્યા છો – સાંજની હવાની સાથે – શું ખરેખર મારા પર એટલો પ્રેમ છે?

હું આપનું એક અધમ સંતાન છું. મેં સાહિત્ય નહીં, કંઈ બીજું જ રચ્યું છે. આપના હાથમાં આ 'સજા' (શાસ્તિ) અર્પણ કરવાની મારી હિંમત નથી ચાલતી. જો મારા પર એટલો પ્રેમ હોય તો હે પિતા! આનો આપ સ્વીકાર કરો. અને એ સાથે મારા પ્રણામ પણ.

—કાન્હુચરણ

# ભૂમિકા

ઊડિયા નવલકથા-સાહિત્યનાં સો વર્ષના ઇતિહાસમાં કાન્હુચરણનો મહત્ત્વનો ફાળો રહ્યો છે. પ્રથમ ઊડિયા નવલકથા ' સૌદામિની ' 1877-78માં 'ઉત્કલ મધુપ' નામના માસિકમાં પ્રકાશિત થઈ હતી. પરંતુ આ માસિક અચાનક બંધ થઈ જવાથી 'ઉત્કલ મધુપ' નવલકથાના લેખક રામશંકરનો પ્રથમ પ્રયત્ન સફળ નહોતો થયો. ત્યાર બાદ 1885માં ઊડિયા પત્રિકા 'પ્રદીપ'માં 'મઠર સંવાદ' (મઠના સમાચાર) તથા 'અનાથિની' નામે નવલકથાને મળતી આવે તેવી બે રચનાઓ પ્રસિદ્ધ થઈ હતી. પરંતુ ઊડિયા ભાષાની પ્રથમ સંપૂર્ણ નવલકથા 'પદ્મમાલિ' 1888માં જ પ્રસિદ્ધ થઈ હતી. આ નવલકથાના લેખક હતા ઉમેશચન્દ્ર સરકાર. બે વર્ષ પછી, રામશંકરનો બીજો પ્રયત્ન સફળ થયો, અને એમની 'બિવાસિની' નવલકથા 1891માં પ્રકાશિત થઈ ગઈ. આ નવલકથાઓના પ્રકાશનથી જ ઊડિયા નવલકથા-સાહિત્યનાં મંડાણ થયાં. ફકીર મોહન, જેઓ ઊડિયા સાહિત્યમાં 'નવલકથા સમ્રાટ'ના નામે પ્રસિદ્ધ છે, તેઓ આ જ પાર્શ્વભૂમિ પર ઊભા રહ્યા છે. ફકીર મોહનની પ્રથમ નવલકથા 'છ માણ આઠ ગુંઠ' (છ એકર અને આઠ ગુંઠા જમીન) 1898માં 'ઉત્કલ સાહિત્ય' સામયિકમાં હપતાવાર નવલકથા રૂપે પ્રગટ થઈ હતી. ફકીર મોહન એક અસાધારણ લેખક તથા જીવન-રહસ્યોના આલેખક હતા. એમણે કેવળ ચાર નવલકથાઓ લખી હતી. પરંતુ આ ચાર નવલકથાઓમાંનાં વસ્તુના ગઠન, પાત્રોનાં ચિત્રણ તથા ભાષાશૈલીએ ઊડિયા નવલકથા-સાહિત્યને નવો આદર્શ આપ્યો. એમના સમકાલીન તથા ત્યાર પછીના નવલકથાકારોએ એમના જ આદર્શનું અનુસરણ કરીને ઊડિયા નવલકથા-સાહિત્યને સમૃદ્ધ કર્યું.

1918માં ફકીર મોહનનું અવસાન થયું. ત્યાર બાદ ફકીર મોહનનો

યુગ સમાપ્ત થઈ ગયો. આ શતાબ્દીના ત્રીજા દશકમાં ઊડિયા નવલકથા-સાહિત્યના ક્રમવિકાસમાં કંઈક પરિવર્તનો આવ્યાં. સાત લેખકોના સહકારથી એક અનોખી રચના 'વાસંતી' 1924–26માં પ્રગટ થઈ. ત્યાર બાદ મનોવૈજ્ઞાનિક નવલકથા 'મને-મને' (1928), સામાજિક-રાજનૈતિક પૃષ્ઠભૂમિ પર આધારિત, રાષ્ટ્રીય ચેતનાનો બોધ કરતી 'માટીર મણિષ' (માટીનો માનવી) 1931માં પ્રકાશિત થઈ. 'મુકુલ ઉપન્યાસમાલા' તથા 'આનંદ લહરી ઉપન્યાસમાલા' આદિ પ્રકાશન સંસ્થાઓના સંગઠિત પ્રયત્નોથી ઊડિયા નવલકથા સાહિત્યમાં ગુણાત્મક તથા સંખ્યાત્મક વૃદ્ધિ થઈ. પરિણામે કાવ્ય-રસિક ઊડિયા વાચકોમાં નવલકથા વધુ લોકપ્રિય થવા લાગી. ઊડિયા નવલકથાના વિકાસના આ બીજા તબક્કામાં જે સફળ લેખકો આવ્યા, એમાંના એક યુવાન નવલકથાકાર કાન્હુચરણ હતા.

એમની પ્રથમ નવલકથા 'ઉત્સવે વ્યસન' (આ નવલકથા અપ્રગટ છે) 1924માં લખાઈ હતી. ત્યાર બાદ પચાસ વર્ષના લાંબા ગાળા સુધી એમણે લખવાનું ચાલુ રાખ્યું અને લગભગ પચાસ નવલકથાઓ લખી. પરિણામે આજે તેઓ વિશ્વના પ્રસિદ્ધ નલલકથાકારોમાંના એક છે.

કાન્હુચરણનો જન્મ 1906માં થયો. બી.એ. સુધી ભણ્યા પછી, 1930માં એમણે ઊડિયા સરકારની નોકરી લીધી. નોકરી શરૂ કરેલી ક્લાર્ક તરીકે પરંતુ જ્યારે નિવૃત્ત થયા ત્યારે ડેપ્યુટી કલેક્ટર હતા. આધુનિક ઊડિયા સાહિત્ય વિશે કોઈકની કટાક્ષપૂર્ણ ટીકા તેઓ કદી ભૂલ્યા નહોતા. એ ટીકા હતી : 'ઊડિયા ભાષામાં એક પણ સારી નવલકથા નથી.' સાહિત્ય પ્રત્યે એમને પહેલેથી જ પ્રેમ હતો, અને આ ટીકાથી તે વધુ ઊંડો થવા લાગ્યો હતો. પરિણામે ઊડિયા નવલકથાની પ્રતિષ્ઠા ખાતર એમણે એક દિવસ માટે પણ કલમ ન છોડી. આખો દિવસ તેઓ સરકારી અને કૌટુંબિક કામમાં રચ્યાપચ્યા રહેતા હતા. રાત્રે નિદ્રાનું સુખ છોડીને તેઓ લખવા બેસી જતા હતા. એમની નિરલસ નિષ્ઠાવાન સાધનાએ જ ઊડિયા નવલકથા-સાહિત્યને સમૃદ્ધ તથા વિલક્ષણ બનાવ્યું. દર એકાદ–બે વર્ષે એમની કોઈ ને કોઈ નવલકથા પ્રકાશિત થતી હતી. પરિણામે 1926માં 'તથાસ્તુ', 1929માં 'બાલિરાજા', 1930માં 'અરુણા', તથા 'પલાતક', 1931માં 'નિષ્પત્તિ', 1933માં 'સ્વપ્નનું સત્ય', તથા 'ઝડર શેષ', 1934માં 'દુનિયાર દાઉ', 1935માં 'હા અન્ન', 1937માં 'ઊલટપાલટ', 1939માં

'પરક્રિયા' તથા 'ઉદ્ગંડી', 1940માં 'અદેખા હાત', 1943માં 'તુંડ બાઇદ', 1945માં 'ભગ્નપાઈઆર શેષ કથા', 'એપારી સેપારી', તથા 'શાસ્તિ' (સજા), 1947માં 'અભિનેત્રી' તથા 'ભૂલિ હુએ ના', 1948માં 'અંતરાય', 1950માં 'મિલનર છંદ' તથા 'ઝંઝા', 1953માં 'શર્વરી', 1954માં 'પરી', 1955માં 'કા' (સાહિત્ય અકાદમી દ્વારા પુરસ્કૃત), 1959માં 'બ્રજબાહુ', 1963માં 'ઢેઉ ઢેઉકા', 1966માં 'ઇતિકે', 1968માં 'તમસા તીરે' અને 1969માં 'મન જાણે પાપ' નવલકથાઓ પ્રગટ થઈ. આ ઉપરાંત 'મન ગહનર તલે', 'બગ બગુલી', 'પ્રતીક્ષા', 'કાડાકા લેલિ' પુસ્તકો પણ પાછળથી પ્રગટ થયાં.

કાન્હુચરણનાં કાવ્યોનું પણ એક પુસ્તક પ્રગટ થયું છે. એનું નામ 'માનસી' છે. તેમના કેટલાક નવલિકા-સંગ્રહો પણ પ્રગટ થયા છે. 'નામટિ તાર ચંપા', 'ચોરા ચાહાણી' વગેરે. હજી પણ એમનું લખવાનું ચાલુ છે. શ્રદ્ધા છે કે ઊડિયા સાહિત્યના ભંડારને લાંબા સમય સુધી તેઓ સમૃદ્ધ કરતા રહેશે.

કાન્હુચરણનું સર્જન કેવળ વિપુલતાની દૃષ્ટિએ નહીં, પણ વિવિધતાની દૃષ્ટિએ પણ મહત્ત્વપૂર્ણ છે. એમણે પોતાની દરેક નવલકથામાં એક નવા માનવીની નવી વાત આલેખી છે. એમાં જગત તથા જીવનની નવી સમસ્યાનું ચિત્રણ કર્યું છે. પોતાની નવલકથાઓના વસ્તુ તથા એની રચનાશૈલીની સમીક્ષા કરતાં એમણે પોતે કહ્યું છે કે પ્રત્યેક નવલકથાની કલ્પના એક ઉદ્દેશ પર આધારિત છે. આ ઉદ્દેશ એક કથા દ્વારા મૂર્ત થાય છે અને કથા સજીવન થાય છે પાત્રો દ્વારા. કોઈ વિચાર અથવા રિવાજનું સમર્થન અથવા તેનો વિરોધ જ કથાનો આદર્શ બની જાય છે અને આ આદર્શનું સર્જન પાત્રોથી થાય છે. (ઊડિયા નવલકથા સાહિત્ય પરિચય, 1966). 1930 પછી સામાજિક જીવનનાં શાશ્વત મૂલ્યોમાં જે પરિવર્તનો આવ્યાં, જે આશંકાઓ તથા વિસંગતિઓ દેખાઈ એનું પ્રતિબિંબ કાન્હુચરણની નવલકથાઓમાં પડ્યું. એમણે આ સમસ્યાઓનું વિશ્લેષણ કર્યું અને સામાજિક પૃષ્ઠભૂમિ પર વૈયક્તિક ચરિત્રોના સંઘર્ષપૂર્ણ કરુણ ચિત્રો આલેખ્યાં. આ પાત્રોમાં સજીવન થયાં છે અભણ, અસ્પૃશ્ય, ગરીબ ગ્રામવાસીઓ, ભણેલાગણેલા ધનવાનો, અભિજાત નાગરિકો વગેરે. એક અંધવિશ્વાસુ રૂઢિવાદી સમાજની શિસ્તમાંથી એમણે આત્મિક મુક્તિ માગી છે. તેઓ ઇચ્છે જાતિ, ધર્મ, ધન, માન આદિના ભેદભાવ વિના એક આત્મિક સ્થાપના. વ્યક્તિની ચેતનાની

વ્યાકુળ વેદના સામાજિક ધોરણોના બંધારણને તોડીફોડીને બહાર નીકળી આવી છે. કાન્હુચરણની પાત્રસૃષ્ટિ સમાજ તથા વ્યક્તિ વચ્ચેની, આદર્શ અને વાસ્તવિકતા તથા લાલસા વચ્ચેની એક સંઘર્ષભૂમિ છે.

પરંતુ પોતાના આદર્શની પ્રતિષ્ઠા કરવા માટે કાન્હુચરણે વાસ્તવિકતાનું વિકૃત કે ભ્રમાત્મક ચિત્ર દોર્યું નથી. એમણે માન્યું છે કે મનુષ્યની ઘણી સ્વાભાવિક નબળાઈઓ છે, સમાજના ઘણા કઠોર નિયમો છે. એને ઓળંગીને આગળ વધવાનું અને પોતાના આદર્શને પહોંચવાનું મનુષ્ય માટે સહેલું નથી. એટલે એમની કૃતિઓમાં આદર્શ અને વાસ્તવિકતાનો સંઘર્ષ હોય છે. પરિણામ એ આવે છે કે માનવીને જ કુરબાની આપવી પડે છે. સંઘર્ષનું એક સ્વાભાવિક પરિણામ છે કુરબાની. પરંતુ આમ છતાં એમણે એવું પાત્ર નથી રચ્યું જે વાસ્તવિક ન હોય. નવલકથામાં કથા અને પાત્રોનું વાસ્તવિક ચિત્રણ અત્યંત મહત્ત્વનું છે, એવું તેમણે સ્વીકાર્યું છે અને એ પ્રત્યે તેઓ હંમેશાં સભાન રહ્યા છે. આ જ સંદર્ભમાં એમણે લખ્યું છે: 'મારું માનવું છે કે કથાવસ્તુ જ નવલકથાનું જીવન છે. વસ્તુ જ રોચક ન હોય તો નાયક, નાયિકા અને અન્ય પાત્રોનું ચિત્રણ સજીવ હોવા છતાંય નવલકથા રોચક બની શકતી નથી. વાચક ઇચ્છે છે કે નવલકથા એવી હોય કે એની કાલ્પનિક કથા પણ દિલને સ્પર્શી જાય. કથાનાં પાત્રોમાં વાચક જોવા ઇચ્છે છે પોતાને અને પોતાનાં સગાંસંબંધીઓને, પરિચિત લોકોને અને એવાં લોકોને જે અપરિચિત હોવા છતાંય જાણે પોતાનાં લાગે.' (ઊડિયા નવલકથા સાહિત્ય પરિચય, 1966). કાન્હુચરણ યથાર્થવાદી છે. એમના આ દૃષ્ટિકોણે કેવળ એમની નવલકથાઓની સુંદરતામાં વધારો કર્યો છે એવું નથી, બલ્કે એમના આદર્શવાદી ઉદ્દેશોને સ્થાપિત કરવા એક માર્મિક વાતાવરણ પણ ઊભું કર્યું છે.

કાન્હુચરણની નવલકથાઓમાં સામાજિક અને વૈયક્તિક ચેતનાઓના સંઘર્ષમાં વ્યર્થતા તથા વિડંબનાનાં ચિત્રો સાંપડે છે. આ ચિત્રોમાં પ્રતિબિંબિત થાય છે વૈયક્તિક જીવનનાં પ્રેમ, પ્રણય તથા લગ્નની ગ્લાનિ અને વ્યર્થતા. આપણી સામાજિક વ્યવસ્થામાં જાતિ, વર્ણ, ધર્મ તથા સંપ્રદાયોના ભેદ તો છે જ, એ ઉપરાંત દહેજપ્રથા, બાલવિવાહ, વૈધવ્યનું પાલન આદિ ધાર્મિક કર્મકાંડ અને પુરુષનું આધિપત્ય સ્ત્રી અને પુરુષના યુગલજીવનમાં પહાડ જેવો અવરોધ ઊભો કરી દે છે. પોતાનો મનવાંછિત પતિ (કે પત્ની)

ન મળવાથી સ્ત્રી અને પુરુષનું કૌટુંબિક જીવન અસ્તવ્યસ્ત, ભ્રષ્ટ અને ભારરૂપ થઈ જાય છે. આ સ્થિતિમાં સ્ત્રી, જે પુરુષથી થોડી ઓછી સ્વાવલંબી અને ઓછી તાકાતવાન છે, વધુ લાંછિત અને અપમાનિત થાય છે. પુરુષ અન્યાયની સામે લડે છે, ચર્ચા કરે છે, વિદ્રોહ પણ કરે છે, પરંતુ બિચારી સ્ત્રી. ઘરની ચાર દીવાલોમાં જકડાયેલી સ્ત્રી ક્યાં જાય? કોને કહે પોતાના દિલની દર્દભરી કથા? યુગોયુગોથી અપમાનિત, પદદલિત, લાંછિત અબળાની અણકહી કથા કાન્હુચરણની રચનાઓમાં સજીવન થઈ ઊઠે છે. ઊડિયાની શિલ્પકલા તથા સાહિત્યમાં સુપરિચિત 'લાવણ્યવતી' જેવી લાડલી કન્યાઓને મૂકી એમણે આવી અભાગી સ્ત્રીઓની આંસુભરી કથાઓ લખી છે.

કાન્હુચરણની પ્રત્યેક નવલકથાનું મુખ્ય પાત્ર છે એક નારી. આ નારીઓમાં છે ગરીબ હરિજન કન્યા, ભણેલી-ગણેલી, સુંદર આધુનિક સ્ત્રી, કદરૂપ વિકલાંગ મહિલા, અલ્લડ બાલિકા, પરિણીત પ્રૌઢા. આ બધી સ્ત્રીઓ પ્રેમિકા છે. પરંતુ એમના પ્રેમમાં કોઈ રોમાન્સ નથી, કેવળ સમસ્યા છે. એમના મનમાં છે પ્રેમ, સ્નેહ અને શરીરમાં છે કામના અને ઉત્તેજના. પરંતુ સમાજના નીતિનિયમો તથા રીતરિવાજોનું ઉલ્લંઘન શી રીતે થાય? આ શક્ય નથી બનતું. પરિણામ એ આવે છે કે વાસ્તવિકતા અને આદર્શના સંઘર્ષમાં ફસાઈને એ કેવળ અસહાય માંસપિંડ બની રહે છે. દુનિયાની નજરે એ ભલે આદર્શ સ્ત્રી, બહેન કે માતા હોય, પરંતુ હકીકતમાં એ હોય છે અસફળ પ્રેમનો જીવતોજાગતો નમૂનો. સમાજે એવું જ ઇચ્છયું કે સ્ત્રીઓ પર પુરુષનું આધિપત્ય રહે, પુરુષનો અધિકાર રહે, પરંતુ તેઓ પોતાના મનના માનેલાને ન પામી શકી. દરિદ્રતા, વૈધવ્ય, નાતજાતના ભેદભાવ અને વેશ્યાવૃત્તિનો શિકાર થઈ એ કુમાર્ગે જવા વિવશ થઈ ગઈ અથવા માત્ર નામની ગૃહિણી બની ગઈ. કેટલીયે સ્ત્રીઓએ તકલીફનો સામનો કરતાં કરતાં આત્મહત્યા કરી લીધી પણ કોઈએય અન્યાય સામે પોતાનો અવાજ ન ઉઠાવ્યો. પ્રત્યેક નારીની અંદર માતૃશક્તિની જે આગ છે એ આગને કોઈએ ન ભડકાવી. 'સ્ત્રીનો જન્મ સર્જન માટે છે, ધ્વંસ માટે નહીં" એ જ છે કાન્હુચરણનો આદર્શ. 'સ્ત્રી દુનિયાને જન્મ આપે છે. એ જનની છે. જનની થવા માટે જ એ પુરુષને શોધે છે. માતા થવા માટે એને શક્તિની જરૂર હોય છે. એની કોમળતા જ એની શક્તિ છે. ('શાસ્તિ–'સજા'). આ કારણે કાન્હુચરણે જે નારીઓનું ચિત્રણ પોતાની

નવલકથાઓમાં કર્યું છે, એ છે અન્યાયનો સામનો કરનારી અને ત્યાગ, પતિવ્રતપરાયણતા, ધર્મ, પિતૃભક્તિ, વાત્સલ્ય, મમતા વગેરે મહાન ગુણોવાળી એક આદર્શ ભારતીય નારીનું પ્રતીક.

સમાજની પુનર્રચના જ કાન્હુચરણનું ધ્યેય હતું. તેઓ એક એવા મહાન સમાજની કલ્પના કરતા હતા, જેમાં જાતિ, ધર્મ, વર્ણ તથા વર્ગનો કોઈ ભેદ ન રહે. જેમાં સ્ત્રી અને પુરુષનાં લગ્નનો મુખ્ય આધાર હોય એ દિલોનું મિલન, જેમાં દાન-દહેજ અથવા ધનદોલતનો કોઈ પ્રભાવ ન રહે, જ્યાં વિધવાઓનાં લગ્ન નિર્વિઘ્ને થઈ શકે, જ્યાં ગરીબો અને દુર્ભાગીઓ પ્રત્યે લોકોની સહાનુભૂતિ હોય, રોગી અને અપંગોને લોકોની સેવા મળે, જ્યાં શ્રમનું સમ્માન હોય અને સૌ લોકો પ્રત્યે સમભાવ હોય. કાન્હુચરણ મૂળ એક લેખક છે, નેતા કે શાસક નહીં. એટલે પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવા એમણે સમાજને તોડવાનો પ્રયત્ન નથી કર્યો. સમાજને તોડવા માટે ઉશ્કેરે એવી કોઈ કૃતિ નથી લખી. એને બદલે પોતાના મહાન આદર્શને મૂર્ત કરવા માટે એમણે સંવેદનાપૂર્ણ કૃતિઓ લખી. એમાં સામાજિક અન્યાય સહન કરનાર ઘણાંય દુર્ભાગી સ્ત્રી-પુરુષોની કરુણ જીવનકથા પ્રગટ થઈ છે. 'સજા' આ કરુણ જીવનગાથાનો કરુણતમ અધ્યાય છે એવું કહેવામાં અતિશયોક્તિ નથી.

'સજા' (શાસ્તિ) કાન્હુચરણની એક આદર્શ કૃતિ છે. 1867–68 ના 'નો અંક અકાલ'ની પૃષ્ઠભૂમિ પર આનું કથાવસ્તુ મંડાયેલું છે. આ દુષ્કાળ વખતે 'ખાવા આપો, ખાવા આપો'ના કરુણ સ્વરોની નક્કર વાસ્તવિકતા પર આ કૃતિ આધારિત છે. આ દુષ્કાળે ઓરિસ્સામાં જે પ્રલય મચાવ્યો હતો, એનું બીભત્સ ચિત્ર ફકીર મોહને સગી આંખે જોયેલા દૃશ્યના વર્ણનમાંથી મળે છે. એ વર્ણન આ પ્રમાણે છે :

'દહાડિયા તરીકે મજૂરી કરીને ખાનાર મજૂરોએ ઘરમાં પિત્તળ વગેરે ધાતુનાં જે એકાદ–બે વાસણો હતાં એ વેચીને થોડાક દિવસો પસાર કર્યા. કારતક પૂરો થતાં સુધીમાં તેઓ પોતપોતાનાં ઘર છોડી ચાલી નીકળ્યાં. પતિ, પત્ની, પિતા, પુત્ર સૌ જુદા જુદા રસ્તે ચાલ્યાં. પરસ્પર તેમની મુલાકાત પણ ન થઈ. પરંતુ ફાગણ પછી ખેતી કરનારા અને કારીગરો પણ ગામ છોડી ભાગ્યા. ઘાસ અને પાંદડાં પણ ખાઈ લેતા. આમલીનાં ઝાડ પર જ્યારે નવી

કૂંપળો ફૂટી ત્યારે લોકો ઝાડ પર ચડીને કૂંપળો તથા પાંદડાં ખાવા લાગ્યા. એક એક ઝાડ પર, દસ-દસ, વીસ-વીસ માણુસો વાંદરાની જેમ બેસી જતા હતા. દરેક માણુસ જાણે હાડપિંજર જ હતો. સારાં સારાં કુટુંબોની યુવતીઓ, વહુ-દીકરીઓ ચીંથરેહાલ દશામાં હતી અને ગલીઓમાં રઝળતી હતી. એમની છાતીએ સ્તનની જગ્યાએ હતી નિર્જીવ સુક્કી ચામડી. કેટલાંયની કેડે એમનાં નાનાં બાળકો હતાં અને બાળકો પણ એ જ સુક્કી ચામડી ચૂસી રહ્યાં હતાં. ચૈત્ર માસથી મૃત્યુની સંખ્યા વધવા લાગી. જ્યાં પણ જાઓ, મડદાં દેખાતાં હતાં – રસ્તાની ધારે, ઝાડીઓમાં કે તળાવને કિનારે. બે મહિના સુધી મડદાંઓ બળદગાડીમાં ખડકી, ભંગીઓ નદી તરફ લઈ જતા હતા. આ દૃશ્ય લેખકે પોતાની સગી આંખે જોયું છે.' (આત્મકથા)

કાન્હુચરણે પોતાની 'હા અન્ન' નવલકથામાં આ નરમેધ યજ્ઞનું વર્ણન કર્યું છે. રજવાડામાં પેલા 1915–16ના દુષ્કાળનું દૃશ્ય એમને યાદ હતું. યુવાનીમાં જ્યારે એમણે નવ-અંકી દુષ્કાળનું દર્દનાક વર્ણન વાંચ્યું ત્યારે એમની આંખો સામે એ દિવસોનાં દૃશ્ય ખડાં થઈ ગયાં. એમનું ચિંતન 'હા અન્ન' નવલકથામાં પ્રગટ થયું. 'હા અન્ન'ની (ચોથી આવૃત્તિ) પ્રસ્તાવનામાં એમણે લખ્યું છે :

> 'મેં આખું વર્ણન વાંચ્યું. મારું મન ને શરીર તો કમકમી ઊઠચાં, પણ અજાણતાં આંખમાં આંસુ આવી ગયાં. મારી સામે નાચી ઊઠયું દુષ્કાળનું કરુણ ચિત્ર. ફેમિન કમિશને (1866–68માં) પોતાનો અહેવાલ પ્રગટ કર્યો હતો. એનાં ત્રણ મોટાં પુસ્તકો હતાં, મેં એ ત્રણેય વાંચ્યાં. પોતાના વિચારોની નોંધ કરી. 1915-16ના દુષ્કાળનાં દૃશ્યો જાણે પ્રત્યેક પાને સજીવન થયાં હતાં. મેં જે કંઈ અનુભવ્યું હતું અને જેનાથી મારું દિલ હલી ગયું હતું, અને આંખોમાં આંસુ આવી ગયાં હતાં, એને મારી ભાષામાં શબ્દદેહ આપવાનો પ્રયત્ન કર્યો છે. મારા મનમાં હતી એક અજ્ઞાત પ્રેરણા, જેણે મારી પાસે કલમ ઉપડાવી ને મારી પાસે 'હા અન્ન' નવલકથા લખાવડાવી.

'હા અન્ન'નો નાયક જગુ અને નાયિકા ઉમા ભૂખનાં માર્યાં એકબીજાંથી જુદાં પડી ગયાં અને ભટકતાં રહ્યાં. એક મઠના ભાવિ મહંતની નજર ઉમા પર પડી ને જ્યારે ઉમા મહંતની સાથે નવું જીવન

વિતાવવાનાં સપનાં જોઈ રહી હતી, ત્યારે અચાનક જ એણે સેવાસદનમાં મૃત્યુશય્યાએ પડેલા જગુને જોયો. 'હા અન્ન' નવલકથા અહીં જ પૂરી થાય છે. જગુ સાજો થયો કે નહીં, અને ઉમાને મેળવીને એણે પોતાનો ઘરસંસાર માંડ્યો કે નહીં, તે આપણે નથી જાણતા. પરંતુ 'સજા' (શાસ્તિ)માં પણ જગુની માફક સનિયો દુકાળમાંથી બચીને પોતાને ગામ ભાગી આવે છે. ધોબી સાથે નવી જિંદગી શરૂ કરવાનું સપનું એણે જોયું હતું. પરંતુ એવું ન બન્યું. સનિયાને એની પ્રેમિકાના કુટુંબ તરફથી ને સમાજ તરફથી સહકાર નહોતો મળ્યો, પણ સજા જ મળી હતી. આ તત્કાલીન સમાજની જ પ્રતિક્રિયા હતી. પરંતુ જે લોકો પ્રત્યે કાન્હુચરણને સહાનુભૂતિ હતી અને જેને માટે એમની આંખોમાંથી આંસુ ટપકયાં હતાં એમને આ રીતે તેઓ સજા શી રીતે આપે? એટલે 'હા અન્ન' પછી 'સજા' (શાસ્તિ)ની રચનામાં દસ વર્ષ વીતી ગયાં. ફકીર મોહનની માફક એમને પણ લાગ્યું કે "હિંદુ સમાજે ભલે ગરીબોને સમાજમાંથી કાઢી મૂકયા હોય, પરંતુ એ માટે હિંદુ ધર્મ જવાબદાર નથી. જવાબદાર છે એક અવિવેકી સમાજ." (આત્મકથા) અવિવેકી સમાજના અત્યાચારોથી સનિયા જેવા લોકોને શી રીતે બચાવી શકાય? —એક સર્જક તરીકે આ વિશે કદાચ દસ વર્ષથી તેઓ કલ્પના કરી રહ્યા હતા એટલે 'સજા' (શાસ્તિ) કેવળ 'હા અન્ન'ની પુનરાવૃત્તિ નથી, પરંતુ એ છે 'હા અન્ન'ના સ્મશાન પર એક નવી દુનિયા રચવાનો મહાન પ્રયાસ.

કાન્હુચરણના સામાજિક આદર્શ પાછળ આવી વિચારણા હતી: પ્રાકૃતિક વિપત્તિથી દેશમાં દુકાળ પડયો. ભુખનો માર્યો માણુસ પાગલ થઈ ગયો. પરિણામે પોતાનો જીવ બચાવવા એ સમાજના પારંપરિક નિયમો ભૂલી ગયો. એક ખરાબ સ્વપ્ન માફક આ ખરાબ દિવસો પણ વીતી ગયા. દુકાળમાં જે બચ્યા, તેઓ નવા જીવનની નવી આશા લઈ ઘર ભણી વળ્યા. જે થવાનું હતું તે થઈ ગયું. એને કોઈ રોકી શકે તેમ નહોતું. પરંતુ સમાજે આ વાત ન માની. સમાજે પાછા આવેલા લોકોને સજા આપવાનો પ્રયત્ન કર્યો. ચિંતેઈ સોઈ જેવા સમાજના અગ્રણી અને પ્રહરાજ જેવા પુરોહિત એવું ન વિચારી શકયા કે સનિયો અસહાય અને કંગાળ બની ગયો તે કોને લીધે? પુની શા માટે અછૂત બની ગઈ? કઈ શા માટે પતિતા બની ગઈ? ધોબી કેમ વિધવા થઈ? ચિંતેઈ સોઈ કે પ્રહરાજ

આવું ન વિચારી શકયા. એમણે તો આ લોકોની લાચારી અને અસહાયતાના ફાયદો ઉઠાવ્યો હતો. ચિંતેઈ સોઇને ધોબીના સાસરા–પક્ષની મિલકત પચાવી પાડવાની તક મળી ગઈ. અને સનિયાના પિતાએ પોતાની ઊંચી જાતિ માટે જે ગર્વ કર્યો હતો, એનું ખંડન કરવાનો મોકો પણ મળી ગયો. પ્રહરાજને પુરોહિત તરીકે દાક્ષિણા મળી અને લોકોને બીજાના મુસીબતોના દવા ખાવાની ને દુઃખ પ્રગટ કરવાની તક મળી ગઈ. એક સર્જક તરીકે કાન્હુચરણ ધર્મ અને નાતિને નામે થતા આવડા મોટા અન્યાયને સહન ન કરી શકયા. એમને લાગ્યું કે સામાજિક વ્યવસ્થામાં જાતિ, ધર્મ, વર્ણ, વર્ગ વગેરેના ભેદભાવ જ બધા અન્યાયોનું મૂળ છે. આ ભેદભાવને નષ્ટ કરવા માટે એમણે સનિયાના પાત્રમાં વિદ્રોહની આગ ભડકાવી દીધી. આ સાથે જ, સમાજના અગ્રણીઓની વિવેકશક્તિ જાગ્રત કરવા માટે એમણે ધોબીના પાત્રમાં સત્યાગ્રહની ભાવના ભરી દીધી.

દિલમાં ઘણી ઇચ્છાઓ ભરીને સનિયો સ્મશાનથી ગામ ભણી વળ્યો હતો. ધોબીએ એને ઘણી આશાઓ સાથે સહારો આપ્યો હતો. પરંતુ સમાજના કઠોર નિયમો બંનેના વચ્ચે પહાડ બની ખડા થઈ ગયા. ધોબીએ જોયું કે બંનેની વચ્ચે સમાજના રીતરિવાજ, પિતાની ઇચ્છા, ધનની અસમાનતા, ધર્મના નામે કેટલાયે નિયમો બાધારૂપ છે. સનિયાનો હાથ પકડી એણે નમ્રતાપૂર્વક કહ્યું હતું : "સનિયાભાઈ ! હું તારી અપરાધી છું. મને માફ કરી દે. હું એક વિધવા છું. સમાજ, ધર્મ, નાતજાતના ભેદ, હજાર જાતની મનાઈઓના ચકરાવામાં અટવાઈ ગઈ છું. આ સ્થિતિમાં હું એક કેદીની માફક તરફડતી રહીશ. સનિયાભાઈ ! મને કોઈ છોડાવી નહીં શકે." ધોબીની આ કરુણાર્ત ભાષાએ સનિયાની આંખો સામે સામાજિક બંધનોનું વાસ્તવિક ચિત્ર ખડું કરી દીધું. એણે જોયું કે ધોબીએ જે કંઈ કહ્યું તે સાચું છે. આ રૂઢિજડ સમાજમાં એમના જેવા દુર્ભાગીઓ માટે મુક્તિનાં દ્વાર બંધ છે. એણે ઉશ્કેરાઈને એવી જાહેરાત કરી કે 'આ ઘર સૌનું છે. અહીં જાતિ, ધર્મ કે રંગનો ભેદ નહીં રખાય... આ ઝૂંપડીમાં જ આપણે નવી દુનિયા વસાવીશું. મનુષ્યનો નવો સમાજ રચીશું." પરિણામ એ આવ્યું કે પતિતા કઈ એની ઘરવાળી બની, મુસલમાન છોકરો રહીમ એનો ભાઈ બની ગયો, ખ્રિસ્તી જોહાન એનો કાકો બની ગયો. આ

ઉપરાંત લંગડો ભરત ચમાર અને આંધળો કાશી થયા એના વારસદારો. ઉજ્જડ જમીનમાં સોનું પકવી એમણે એક નવી દુનિયા વસાવી.

સંઘર્ષની આ અંતિમ ક્ષણે જો પુની કે ટિમીની માફક ધોબી સમાજનાં સર્વ બંધનો ફગાવી આવી જાત તો કાન્હુચરણનો આદર્શ એક ક્રાન્તિકારી આદર્શ બની જાત. પરંતુ એનું પરિણામ શું આવત? હા, પ્રત્યાઘાતી સમાજને એક વિપ્લવ હચમચાવી જરૂર દેત, પરંતુ ન તો સમાજની વિવેકબુદ્ધિ જાગ્રત થાત ન તો સમાજનું દિલ પીગળત. એટલા ખાતર કાન્હુચરણે ધોબીના જાનની કુરબાની આપી એનાં જ આંસુ અને એના જ લોહીથી સમાજના અગ્રણીઓનાં પથ્થર જેવાં હૃદય પિગળાવી દીધાં છે. 'સજા'માં સામાજિક વિચારહીનતાની શિક્ષા જો કોઈને મળી હોય તો એ ધોબીને. ધોબી, કાન્હુચરણની લાંછિત, પદદલિત નાયિકાઓમાંની એક છે. સનિયાના પિતા બનેઈ પરિડાને પોતાની જ્ઞાતિનું ઘણું અભિમાન હતું. એમણે ધોબીને પોતાની પુત્રવધૂ બનાવવાનો ઇનકાર કરી દીધો હતો. ચિંતેઈ સોઈએ પોતાની એકની એક દીકરી ધોબીનાં લગ્ન ધનવાન નાયક સાથે પૈસાની લાલચમાં જ કર્યાં હતાં. આમાં ભગવાને સાથ ન આપ્યો. થોડા જ મહિનામાં ધોબી વિધવા થઈ. એને શું મળ્યું ને એણે શું ગુમાવ્યું? દુષ્કાળના ખરાબ દિવસો આવ્યા હતા અને એનું કૌટુંબિક જીવન એક દુઃસ્વપ્નની જેમ વીતી ગયું હતું. એના મનમાં જે નવી કામના પેદા થઈ હતી એ સજીવન થઈ સનિયા રૂપે. સનિયાને જોઈને ભૂતકાળની કેટલીયે સ્મૃતિઓ એના મનમાં ફરીને જાગી ઊઠી હતી. એણે ફરી એક વાર ભવિષ્યનાં રંગીન સ્વપ્નાં જોયાં હતાં. પરંતુ ધોબીની આ નવી સ્થિતિ પ્રત્યે કોઈએ સહાનુભૂતિ નહોતી બતાવી. એક બંધ જ્વાળામુખીની માફક ધોબીએ પોતાની સર્વ કામનાઓ, સર્વ ઉમંગોને પોતાની છાતીમાં જ ભંડારી દીધાં હતાં. ને એણે એવું ક્યું હતું કે એના સ્વર્ગવાસી પતિના આત્માને શાંતિ મળે, એના પિતાનું ધન અને માન વધે અને સનિયો સ્વમાનભેર ફરીને ઘરસંસાર માંડે. એ એક ભારતીય નારી હતી. ભારતીય નારીના મહાન આદર્શ પ્રમાણે એ વર્તી હતી; ભલે દુનિયાનું જે થવાનું હોય તે થાય, પણ મારો સ્વાર્થ સિદ્ધ થાય એવું એણે નહોતું ઇચ્છયું. એણે પોતાનો હક્ક મેળવવા વિદ્રોહ નહોતો કર્યો. પરંતુ સમાજના અગ્રણીઓને બદલવા માટે એણે શાંતિપૂર્ણ સત્યાગ્રહ કર્યો હતો. એની પ્રેમાળ માનું દિલ તો

પીગળી જ ગયું હતું. અને જ્યારે માએ સદાને માટે વિદાય લીધી ત્યારે પિતા પણ પીગળી ગયા. આમાં જ ધોબીની સાધના સફળ થઈ હતી. પરંતુ એ સફળતા પહેલાં જ સનિયાએ સંયોગવશાત્ બીજો માર્ગ પકડી લીધો હતો. ધોબી આ સહન ન કરી શકી. એ સર્વ સુખોથી વંચિત હતી. એના એકલવાયા આત્માની આર્ત પ્રાર્થના હતી—'મને પથ્થર જેવી કઠોર બનાવી દો ભગવાન...મને મૂક બનાવી દો ભગવાન...તમારી માફક જ...'

'સજા'ના આ અંતિમ શબ્દોમાં માત્ર ધોબી જ નહીં, પણ આપણા રૂઢિવાદી સમાજનાં બંધનોમાં જકડાયેલી લાંછિત, પદદલિત નારીના દર્દભર્યા અવાજનો પડઘો પડ્યો છે. સામાજિક ઉગ્રતા અને ધર્માંધતાનો ત્યાગ કરવાનો કાન્હુચરણનો લલકાર, સનિયાની ધ્વંસાત્મક ક્રાન્તિની ઘોષણા ધોબીની કરુણ પ્રાર્થનાના માધ્યમ દ્વારા અત્યંત અસરકારક રીતે સંભળાય છે.

એવું લાગે છે કે 'હા અન્ન'ની પૃષ્ઠભૂમિ પર 'સજા' વાસ્તવિકતાથી વિપરીત આદર્શની કથા છે. આ છે મૃત્યુ પર જીવનનો વિજય અને સમાજના અંધવિશ્વાસોમાંથી માનવીની મુક્તિની કહાણી. અલબત્ત, સનિયાએ સ્વીકાર્યું હતું કે સૌને પોતીકાં બનાવવાનો એનો આદર્શ નિષ્ફળ ગયેલો. ધોબીએ સનિયાને જે કંઈ આપેલું, એ બધું સનિયાએ પાછું આપી દીધું એટલે ધોબીએ પણ પોતાના આદર્શની નિષ્ફળતા અનુભવેલી. છતાં ચિંતેઈ સોઈની ગર્વિષ્ઠ છાતી પર સનિયાએ હમેશ માટે જે અમિટ ડાઘ લગાવ્યો હતો, એ જ હતું એના આદર્શના વિજયનું નિશાન.

ખગેશ્વર મહાપાત્ર

સવાર પડી ગઈ હતી, પરંતુ હજી સુધી સૂરજ ઊગ્યો નહોતો. પોષની કડકડતી ઠંડી હતી, પરંતુ સનિયો ચાલી રહ્યો હતો. રાતની ઝાકળ એના ખુલ્લા પગને ખૂબ સતાવતી હતી. કેવળ પગનાં જ નહિ, શરીરનાં હાડકાં પણ થથરી ઊઠતાં હતાં. શરીર ઢાંકવા ખમીસ તો હતું નહિ. કાપડનો એક નાનકડો ટુકડો હતો. એ ટુકડાને એણે કમર પર વીંટાળી રાખ્યો હતો. આ ફાટેલ કપડાના કેટલાક છેડા ઘૂંટણ સુધી ઝૂલતા હતા. શરીર પર એક કપડું નાખેલું હતું — એય જરીપુરાણું — દસ જગ્યાએથી ફાટેલું. એનાથી શરીર ઢંકાતું નહોતું. તોય સનિયો આગળ વધ્યે જતો હતો — ઉઘાડે પગે, અર્ધનગ્ન શરીરે.

સનિયાને શું થઈ ગયું ? એના શરીરમાં ન તો લોહી હતું, ન માંસ. ચામડી માંડ માંડ હાડકાંને ઢાંકતી હતી. તોય હાડકાં ગણી શકાય એમ હતું. એની આંખોમાં કોઈ ચમક નહોતી. માથાના વાળ વીખરાયેલા હતા. નબળાઈને લીધે સરખું ચલાતું પણ નહોતું. ઘૂંટી એકબીજા સાથે અથડાઈ જતી હતી. મોં નીચું નમેલું હતું, જરાક હલાવીએ તો જાણે નીચે ગબડી પડે! હાથમાંની લાકડી એક ભારે બોજ બની ગયેલી. પણ એને છોડી શકાય એમ પણ નહોતું. એની પાસે હવે લાકડી સિવાય બીજો સહારો પણ શો હતો ? હાથમાંની લાકડી જ તો હતી એની પરમ મિત્ર, એના પિતાની સ્મૃતિ.

સામે જે ગામ દેખાતું હતું, એ હતું સનિયાની જન્મભૂમિ. ગામ નજરે પડતાં જ એ ખુશ થઈ ગયો. એણે લાંબો શ્વાસ લીધો. આ જ તો એનું ગામ હતું, એનું વહાલું ગામ. એને એ દિલથી ચાહતો હતો. એ જ

ગામ, જ્યાં એના પૂર્વજોએ જન્મ લીધો, ઘરસંસાર માંડ્યો અને આનંદથી— હસી-ખુશીથી જીવ્યા અને વખત આવ્યો ત્યારે આ જ ગામની માટીમાં મળી ગયા. ગામના સ્મશાનમાં પૂર્વજોના અશરીરી આત્માઓ મળી જાય છે.

મારું વહાલું ગામ!

સનિયો ખુશ થઈ ગયો. એ બહાદુર છે. મોત સામે સતત ઝૂઝતો આવ્યો છે, છતાં હજી સુધી નથી હાર્યો. સન 1890નો (પુરીના મહારાજાના નવ અંક) દુષ્કાળ પણ એને ગળી ન શક્યો. જાણે દુષ્કાળના મોંમાંથી છટકીને જ એ ભાગી આવ્યો હતો! બસ, ત્રણ વર્ષની તો વાત છે. સનિયાએ પોતાનો જીવ બચાવવા, ભલા, શું નહોતું કર્યું? આજે વિચારે છે તો આખું શરીર કંપી ઊઠે છે! ઉફ્! એની અસ્વસ્થતા કોઈ જોતું તો નથી? સનિયાએ ચોતરફ નજર દોડાવી. પેટ ભરવું પણ જ્યારે મુશ્કેલ થઈ ગયું ત્યારે લાચાર થઈને સનિયાએ પોતાની જમીન-જાગીર, વાસણ-કૂસણ, બધું વેચી નાખ્યું. જે વેચાયું નહિ તે ગીરવી રાખ્યું. તોપણ સનિયાનું પેટ ન ભરાયું.

લોકો ભૂખના માર્યા ગામ છોડીને ભાગ્યા. સનિયાનાં માબાપ ભાગી ગયાં હતાં. પછી એનો નાનો ભાઈ મનિયો પણ જતો રહ્યો. અંતે દસ-બાર વર્ષની પોતાની બે બહેનો—કુજી અને પુની સાથે એણે પણ ઘર છોડ્યું હતું. તેઓ બહુ દિવસો સુધી સાથે ન રહી શક્યાં. જીવવાની માયા—પોતાનો જીવ બચાવવાની ઇચ્છા—જ્યારે પ્રબળ થઈ ત્યારે કુટુંબનાં પ્રેમ-સ્નેહનાં બધાં બંધન આપોઆપ તૂટી ગયાં! એક દિવસની વાત છે. સનિયાનો બાપ કશુંક ખાઈ રહ્યો હતો. અચાનક સનિયાએ જબરજસ્તીથી પોતાના બાપનું ભોજન છીનવી લીધું. બાપમાં વિરોધ કરવાની શક્તિ નહોતી. એ તો હતું માત્ર હાડપિંજર! એનો એકમાત્ર આધાર હતો લાકડી. એણે લાકડી ઉઠાવી, પણ હાથમાંથી પડી ગઈ, એ પછી પેલું હાડપિંજર પણ—હંમેશને માટે.

એ દિવસે શું કોઈ રડ્યું હતું? સનિયાને અત્યારે યાદ પણ નથી. મડદાના હાથમાંથી એણે લાકડી ઉઠાવી લીધી ને ચાલતો થયો. એની બુઢ્ઢી મા, નાની બહેનો અને ભાઈ સ્મશાનમાં રડતાં રહ્યાં. પણ સનિયો ચાલવા માંડ્યો. સનિયાએ પછી પાછું વળીને જોયું નહોતું.

એક નહિ, પણ હજારો મુસીબતો આવી. પૂર, દુષ્કાળ, ભૂખમરાના જુલમથી એ તદ્દન શક્તિહીન બની ગયો. શું વાજબી છે, શું ગેરવાજબી છે એ પણ એ ભૂલી ગયો. પરંતુ એના મનમાં જીવવાની પ્રબળ ઇચ્છા હતી. ભીખ માગતાં માગતાં એણે દેશનો ખૂણેખૂણો ખૂંદી નાખ્યો. જ્યારે શરીરમાં થોડી તાકાત આવી ત્યારે પોતાના ગામ તરફ ચાલવા માંડ્યો.

'સાર્વજનિક રસોડા'(અન્નછત્ર)માં એણે ભોજન કર્યું હતું. કંઈક આરામથી કશું ખાઈ શકાય એ માટે એણે ખેતરોમાં કામ કર્યું હતું, અને ઘણા શાહુકાર-મહાજનોના ઉપદેશ પણ સાંભળ્યા હતા. પણ ક્યાંય એનું મન ન લાગ્યું. ગામની માટીના ખેંચાણને એ ન ટાળી શક્યો. જેવી તક મળી કે એ ગામ તરફ ચાલી નીકળ્યો.

સનિયાની સામે હરિયાળી હતી. ધાનની ખેતીથી આખો પ્રદેશ હસી રહ્યો હતો. પરંતુ એની નજર એના પર નહોતી પડતી. જ્યારે પણ એ કોઈ સ્મશાન જોતો ત્યારે અટકી જતો હતો. પોતાની મા, નાની નાની બે બહેનો, પંદર વર્ષનો ભાઈ મનિયો—બધાં યાદ આવતાં હતાં. એની આંખમાં પાણી આવી જતાં હતાં. સ્મશાનમાં પડેલાં હાડકાંના ઢગલાઓમાં કદાચ એમનાં હાડકાં પણ હતાં! ઉફ! સનિયો કંપી ઊઠતો હતો.

સનિયો આજે નિઃશ્વાસ નાખી રહ્યો છે. તે દિવસે તો નહોતો નાખ્યો. એ દિવસે, જ્યારે લાખો સ્ત્રીપુરુષો હાથમાં ભિક્ષાપાત્રો લઈ મોત સામે લડી રહ્યાં હતાં ત્યારે સનિયો પણ જીવવાની ઇચ્છાના નશામાં પાગલ થઈ ગયો હતો. તે દિવસે એની આંખમાં પાણી નહોતું આવ્યું. પણ જાણે બધાંએ જીવવાના સોગંદ ખાધા હતા. શું બધાં મોતના મોંમાંથી ઊગરી શક્યાં હતાં? ના, ઘણાંખરાં તો મોતના મોંમાં જ જઈ પડ્યાં અને હંમેશ માટે નિશ્ચેતન થઈ ગયાં. બાકી જે રહ્યાં એમને જીવવાની ઇચ્છા ન રહી. પોતાના કુટુંબીજનોની સ્મૃતિ સનિયાને બેચેન કરી રહી હતી. એ પોતે પોતાની જાતને પૂછી રહ્યો હતો: 'આખરે હું જીવું છું શા માટે? કયા સુખની આશામાં? કઈ ઇચ્છા પૂરી કરવા માટે?' માનવી પોતાના સુખનું ચિત્ર બીજા માણસોની આંખોમાં, પોતાનાં સગાંવહાલાંના હોઠો પર જ જોવા ઇચ્છે છે.

અંતે સનિયો શા માટે જીવ્યો ?

સનિયાના માળખામાં એક દૂબળું-પાતળું મન હતું, એમાં એણે ઘણી ઊથલપાથલ અનુભવી. પોતાનાં મા, ભાઈ, બહેનોને મૂકીને એ કઈ આશાના આધારે જીવતો રહેશે ? જન્મભૂમિનું ખેંચાણ એ ન ટાળી શક્યો. એ પાછો આવી ગયો. પેલા લોકો પણ પાછાં આવ્યાં હશે.

પોતાનું ગામ ! હવે સામે દેખાવા લાગ્યું પોતાનું વહાલું ગામ !

સવારનો સૂરજ હવે આકાશે ચડવા લાગ્યો હતો. ઊંચાં નાળિયેર અને દેવદારનાં વૃક્ષનાં ઝાકળમાં ભીનાં થયેલાં પાંદડાં સૂર્યના પ્રકાશમાં ચમકતાં હતાં. સનિયો આગળ વધી રહ્યો હતો. ધીરે ધીરે એ ડગ ભરતો હતો.

સનિયાની સામે જ હતાં ધાન ભરેલાં ખેતરો. દૂર ક્ષિતિજ સુધી ધાન ભરેલાં ખેતરો હતાં. જાણે કોઈએ પીળો ગાલીચો ન બિછાવી દીધો હોય ! ફસલ લણવા આવેલાંની ભીડ દેખાતી હતી. જરા તડકો થશે કે લણવાનું શરૂ થશે. લોકો જાણે ઓળખીતા હોય એવું લાગતું હતું. બૂમ મારી શકાય ? એનું મન તો એ જ ઇચ્છતું હતું, પરંતુ એટલી શક્તિ ક્યાં હતી જીભમાં કે જોરથી બૂમ મારે ? એણે પ્રયત્ન કર્યો, પણ ના, અવાજ જ ન નીકળ્યો.

સનિયો ચાલતો રહ્યો. આગળ વધતો રહ્યો.

ગામના રસ્તાની બંને ધારે એક હારમાં ઘણાં ઘરો હતાં. પરંતુ આ બધાં ઘરો હવે ક્યાં ગુમ થઈ ગયાં ? ગામની પાસે આંબાનાં વૃક્ષોનું એક ઝુંડ હતું. બાળપણમાં આ વૃક્ષોની ડાળે ડાળે એ પકડદાવ(ડાલિમાકુડિ)ની રમતો રમ્યો હતો. વૃક્ષોની છાયામાં 'બહુચોરી' અને 'કિયા' ઝાડીઓની ઓથે સંતાકૂકડી રમ્યો હતો. આંબાનાં ઝાડ તો એમનાં એમ હતાં, એક પણ નહોતું બદલાયું. એક પણ ઝાડ મર્યું નહોતું. એક પણ ડાળી સુકાઈ નહોતી. આંબાનાં ઝાડની પાછળ લતાઓની ગાઢ ઝાડી હતી, એ પણ એમની એમ જ હતી. ગામને છેડે જે વડનું ઝાડ હતું, એ હજીયે છે. એની નીચે એક જોખમી જગ્યા હતી, ત્યાં સાપ રહેતો હતો. એ હજીયે છે. સનિયો એને નાનપણથી જ ઓળખે છે.

બધાં જ જીવતાં હતાં. ગામનાં જાનવર, ઝાડ, લતા, પાણી, હવા,

ખેતરો, ઘાસ. એક નથી જીવ્યાં માણસો. હા, જે માણસોએ આ ધરતી પર ખેલી-કૂદીને ધરતીને લીલીછમ બનાવી, આ જાનવરો પર રાજ કર્યું, એ આજે નહોતાં. ક્યાં ગયાં બધાં? આ જ દુનિયા છે. દુનિયાની આવી જ રીત હોય છે.

હવે ગામની કેડી શરૂ થઈ ગઈ. સનિયાએ નજર દોડાવી. એક તૂટેલી દીવાલ હતી. એની પર કોઈ છત નહોતી. જંગલી ઘાસથી નીચેની જમીન છવાઈ ગયેલી. હાય, હાય, શું કોઈ ન બચ્યું? કોઈ ઘરે પાછું નથી આવ્યું?

બંને હારમાં સારાં સારાં ઘર હતાં. પણ હવે ઘણાંખરાં ઘર તો તૂટી ગયાં હતાં. કેટલાંક ઘરોનું સમારકામ પણ થયેલું. ઘરમાંથી જે લોકો નીકળતાં હતાં, એ બધાંને સનિયો ઓળખતો હતો, પણ સનિયાને કોઈ ઓળખતું નહોતું. કોઈ પણ એને પૂછતું નહોતું.

સનિયાએ વિચાર્યું, શા માટે કોઈ કોઈને પૂછે? આ કંઈ નવી વાત થોડી હતી? આવા તો હજારો કંગાળ ભિખારીઓ રોજેરોજ આવતાં હતાં. એક મૂઠી ભાત કે ભાતના થોડા ઓસામણ માટે હાથ લંબાવતા હતા. આ જ ગામની કેડીએથી ઘણાં હાડપિંજરો હમેશાં પસાર થતાં રહ્યાં છે. કૂતરાં અને ગીધડાંનું મજેદાર ભોજન બન્યાં છે. માણસ જ બદલાઈ ગયો છે. એના દિલમાં સહાનુભૂતિનું નામોનિશાન નથી રહ્યું. સનિયાનું મન પણ પથ્થર જેવું કઠોર બની ગયું હતું. ચારે તરફ ભૂખમરો, મુસીબતો, દુઃખ, લાચારીની દર્દભરી કહાણીઓ. જે લોકો બચી ગયેલાં, તેઓ લોકોની કરુણાર્ત ચીસો સાંભળી સાંભળીને તદ્દન નિર્લેપ બની ગયાં હતાં.

સનિયાને બધા જોતા હતા, પણ જાણે કોઈ એને જોતું નહોતું. વીસ વર્ષનો યુવાન આજે સિત્તેર વર્ષના બુઢ્ઢા જેવો લાગતો હતો. ચાર વર્ષ પહેલાંની એની તંદુરસ્તી હવે નહોતી રહી. સનિયો એક બાંકો નવયુવાન હતો. દુશ્મનોને ડરાવી દે એવી પહોળી મજબૂત છાતી, ભરાવદાર ગાલ, શક્તિશાળી હાથ અને મોટો ગોળમટોળ ચહેરો. કાંદાના ખેતરમાં જ્યારે પાણી પાતો—સવારથી સાંજ સુધી—કોઈ ફિકર નહોતી રહેતી. ક્યારેક ક્યારેક સીંચાઈ કરતાં કરતાં રેંટ તૂટી જતો, પણ સનિયાનો શ્વાસ ન'તો તૂટતો. કોઈ પણ જોતું તો વખાણ કર્યા વિના ન રહી શકતું.

'બનેઈ' (વનમાળી) પરિડાના બે છોકરાઓ—સનિયો અને મનિયો—ખરેખર હોશિયાર છે. જેવું રૂપ તેવા ગુણ. ભણ્યાગણ્યા પણ છે—'ગોપીભાષા', 'મથુરામંગલ', 'વિધિ રામાયણ' વગેરે પુસ્તકો તો જાણે મોઢે કરી લીધાં છે. બનેઈ પરિડા નસીબદાર છે. છોકરાઓ જરૂર એનું નામ ઉજાળશે.

બનેઈ પરિડાના પિતાનું નામ હતું કનેઈ (કન્હાઈ) પરિડા. મરતી વખતે કનેઈ કેવળ બે ગુંઠા (લગભગ 400 ચોરસ વાર) જમીન અને ઘાસપાનની એક નાની ઝૂંપડી જ મૂકી ગયા હતા. જિંદગીભર મજૂરી કરી એમણે પેટ ભર્યું હતું. પરંતુ કનેઈ પરિડાના પૂર્વજો ગરીબ નહોતા. લોકો કહેતા કે કનેઈ આજે ગરીબ થઈ ગયો છે, પણ એના પિતા બનેઈ પરિડા ઇલાકામાં સૌથી વધુ ધનવાન હતા. લોકો એમનું ઘણું માન રાખતા.

બનેઈ પરિડા મજૂરી કરી જે કંઈ લાવતા, એમાંથી કયારેક પેટ ભરીને ખાતા—કયારેક ભૂખ્યા રહેતા. એમ જિંદગી વિતાવતા હતા. પરંતુ કંઈ ને કંઈ બચાવતા ચોક્કસ. આ રીતે બચત કરી કરીને આખી જિંદગીમાં એમણે દસ એકર જમીન ખરીદેલી. જે 'ચની' સાથે લગ્ન કરેલાં એ પણ એમની પાસે તાલીમ મેળવીને સારી ગૃહિણી બની ગઈ. પતિ-પત્ની બંને ખાવાપીવાનું છોડી પોતાના કામકાજમાં મચી રહેતાં. એમને ચાર બાળકો હતાં. તેઓ ખરેખર ધરતીનાં બાળ હતાં. માટી પર જ એમની આખી જિંદગી આધારિત હતી. બધાં કામ—સારાં કે ખરાબ—માટી સાથે જ સંકળાયેલાં હતાં. એની પાસે બે જોડી બળદ અને દૂધ આપતી બે ગાય હતી. ચની અને બનેઈ બંને પોતાનાં છોકરાં કરતાં ગામ પર વધારે પ્રેમ રાખતાં. કોઈ સાથે એમને દુશ્મનાવટ ન હતી, ન હતી કોઈ સાથે ખાસ દોસ્તી. બે છોકરા, બે છોકરી, બે ગાય, બે જોડી બળદ, પોતાના ખેતરનું ધાન, મગ, વગેરે. બસ, આ જ એમનો સંસાર.

લોકો કહેતા, બનેઈ પરિડાના ખેતરમાં સોનું પાકે છે. એમનાં ખેતર તરફ જે કોઈ જતું તે બે મિનિટ થંભી જતું. 'વાહ! કેવી સોહામણી ભરપૂર ફસલ છે!'—આ શબ્દો મોંમાંથી સરી જતા. પણ લોકો એમનો પાક જોઈ રાજી નહોતા થતા. મનમાં ને મનમાં તો બળતા જ હતા. પરંતુ જે લોકો બનેઈ પરિડાને સારી રીતે ઓળખતા હતા એ લોકો

કહેતા—'અરે, આ ફસલ નથી. જે દેખાય છે, એ તો બનેઈ ને ચનીની તનતોડ મહેનતનું ફળ છે. બન્નેએ ખેતરમાં પોતાનું લોહી રેડયું છે.'

બનેઈ પરિડાએ પોતાના બંને દીકરા પર ઘણી આશા રાખી હતી. તેઓ વિચારતા કે 'મારી જિંદગી તો મહેનત કરવામાં વીતી ગઈ. પણ હું ઇચ્છું છું કે મારા દીકરાઓ નામ કાઢે. ત્યારે મારી ચાર પેઢીના ખાનદાનની આબરૂ ફરી જામશે. લોકો ત્યારે તો કહેશે ને, કે હા, બનેઈએ આ કુટુંબને ફરીને ઊભું કર્યું છે.'

માન ને મરતબો! એક ભલોભોળો ખેડૂત શું જાણે કે માનમરતબો શું છે. એ એક એવી ચીજ છે જે સમુદ્રનાં મોજાંની માફક, એક પછી એક, મસ્તક ઊંચું ઉઠાવીને આવે છે ને પછી મસ્તક નમાવી કિનારામાં લીન થઈ જાય છે. ત્યાર પછી એક એથી પણ વધુ મોટું મોજું આવે છે. ભલા, એ મોજું પણ કેટલો સમય ટકશે? ગામથી દૂર—ખેતરમાં લોહી ને પરસેવો રેડીને કામ કરનાર માણસને સાપ કરડી ગયો. બિચારો મરી ગયો. પણ એ હતો ફલાણા માણસનો પૌત્ર. એ માણસનું માન હતું, ખાલી પોતાના ગામમાં જ નહિ, પણ બીજાં દસ ગામોમાં પણ. ખેર, આજે એમનો પૌત્ર મહેનત કરતો કરતો ગુજરી ગયો. પણ બીજો માણસ—જેને હાલ દસ ગામના લોકો ઓળખે છે, જેનું માન રાખે છે—એ 'ગોટિપુઅ'નો તમાશો જોતાં જોતાં ભાંગના નશામાં ઊંઘી ગયો—હંમેશ માટે. કોણ હતા એ મહાશય? પાંચ કે સાત પેઢી પહેલાં એના પૂર્વજો આ ગામમાં આવેલા, ભિખારી તરીકે. આ જ છે માન, મરતબો અને ખાનદાની રુઆબની લાંબી કહાણી! પણ બનેઈ પરિડા જેવો એક સરળ, નિષ્કપટ, ભલોભોળો ખેડૂત આ બધી વાતો શું સમજે?

અનંત મહાકાશમાં આપણું આ સૌરજગત ખરેખર કેટલું નાનું છે! એમાં છે આપણી નાનકડી ધરતી. આ ધરતી પર આપણો વહાલો દેશ ભારત છે. ભારતમાં અમારો એથીયે નાનો પ્રદેશ ઉત્કલ. આ ઉત્કલ પ્રાંતમાં છે અમારો જિલ્લો, જેની કંઈ ગણતરી નથી. અને આ જિલ્લામાં છે બનેઈ પરિડાનું અજાણ્યું ગામ. આ ગામમાં બનેઈ પરિડા નામનો એક માણસ હતો, જાણે એનું કશું અસ્તિત્વ જ નહોતું. પણ એણે પ્રયત્ન કર્યો કે જિંદગીમાં કંઈક બનીએ, આગળ વધીએ, કુટુંબનું નામ કાઢીએ.

દેશમાં દુકાળ પડયો. મહારાજા ખારબેલ અને પુરુષોત્તમદેવનાં સંતાનોને મુઠ્ઠીભર ચોખા પણ ન મળ્યા. માખીની માફક એ રસ્તામાં મરી ગયા. આવી દુર્દશા થશે એવો કોઈને સપને પણ ખ્યાલ નહોતો. બનેઈ પરિડા તો ધારતા હતા—મોટા માણસ થઈશું, પૈસાદાર થઈશું, કુટુંબનું નામ કાઢશું. જે કંઈ અનાજ એમણે રાખેલું, તે મોટા થવાના નશામાં વેચી નાખ્યું. એમને શી ખબર કે સ્થિતિ આવી ગંભીર થઈ જશે? પણ એવો વખત આવ્યો કે એમને પોતાની બધી દોલત આપી દેવી પડી, પોતાની જમીન, માલમિલકત બધું વેચવું પડયું ને તે છતાં પોતાનો જીવ ન બચાવી શકયા.

ચિંતેઈ (ચિંતામણિ) સોઈની દીકરી ધોબી સાથે જ્યારે સનેઈનાં લગ્નની વાત ચાલતી હતી ત્યારે બનેઈ પરિડાએ વડીલો સામે નાકનું ટીચકું ચડાવ્યું હતું. એણે ધીમેથી કહ્યું, મહારાજજી! અમે ગરીબ છીએ તો શું થયું? નીચલી જાતિમાં તો લગ્ન ન કરાવીએ! જરૂર પડશે તો મજૂરી પણ કરી લઈશું. સૂકો રોટલો ખાઈ લઈશું. પણ આવું નીચ કામ નહિ થાય. ચિંતેઈ સોઈ કોનો દીકરો છે એ તો જુઓ! લોકો તો કહે છે કે એના દાદા એવી છોકરીને ઘરે લઈ આવેલા, જેનો બાપ તો ખડાયતા (ખડ્ગાયત) જાતનો જ હતો, પણ મા હતી મુસલમાન વણકર! પછી શું? હા, થોડોક પૈસો મળ્યો. પણ ખડાયતાના લોહીમાં કોનું લોહી ભળ્યું? જરા તો વિચારો, આ ચિંતેઈ સોઈ એક એવા માણસનો પૌત્ર છે. એની છોકરી ધોબી સાથે હું મારા દીકરાનાં લગ્ન કરાવું? હેં? મહારાજજી! તમે તો વિચારો. શું જાણી જોઈને બનેઈ પરિડાના વંશને કલંક લગાડું?

મહારાજજી છીંકણી સૂંઘતા હતા. બનેઈ પરિડા તરફ એકીટશે જોવા લાગ્યા. બોલ્યા—'જુઓ ભાઈ, એમણે સારાં સારાં ઘરોમાં લગ્ન-વિવાહ કરાવ્યાં છે. હવે આટલું કોણ જુએ છે?' પણ બનેઈ પરિડાએ કશો જવાબ નહોતો આપ્યો.

ચિંતેઈ સોઈની દીકરી ધોબી ખૂબ સ્વરૂપવાન હતી. એનું ગોરું ગોરું શરીર કમળના ફૂલ જેવું સુંદર અને મુલાયમ હતું. ઉમર પણ માત્ર તેર-ચૌદ વર્ષની હતી. એનો નિર્દોષ ચહેરો જોઈને હેત કરવાનું મન

થઈ જતું હતું. પરંતુ બનેઈ પરિડા જ્યારે એને જોતા હતા, એક વણકરની યાદ જ એમને સતાવતી — આવી સ્વરૂપવાન છોકરીમાં એક વણકરનું લોહી વહે છે! અરે રામ! હું શું જાણી જોઈને કેટલીયે પેઢીઓથી વહેતી મારી પવિત્ર રક્તધારામાં આ ઝેરને મેળવી દઉં? ના, એ કદી નહિ બને.

એ સુંદર છે તો શું થયું? ઘરે તો કાદવ-માટીમાં જ કામ કરવું પડશે, છાણાં થાપવાં પડશે, ધોમ તડકામાં શેઢા પર ઘૂંટણિયે પડી, ખેતરમાંથી ઘાસ કાઢવું પડશે. વરસાદમાં ભીના શરીરે માથે બોજો લઈ ખેતરેથી ઘરે આવવું પડશે. જેને રોજ આવાં કામ કરવાં પડે એ માખણ જેવા મુલાયમ બને તો સંસાર કેમ ચાલે? હા છોકરી તો છે માધો રાઉતની. અગિયાર-બાર વર્ષની છે — નામ છે કઈ. ગોરી નથી. પણ કામકાજમાં કાબેલ છે. એક કબૂતર જેવી, સદા ચંચળ. હમેશાં સ્ફૂર્તિલી. માધો રાઉત ગરીબ છે તો શું થયું? એનું લોહી નિર્મળ, પવિત્ર છે. કઈ એમની પોતાની દીકરી છે. બનેઈ પરિડાએ ત્યાં જ આંખ માંડી હતી. સનેઈ માટે એ જ ઠીક છે. કુટુંબનાં માન-મર્યાદા પણ જળવાશે.

બનેઈ પરિડાનું ગોત્ર 'ભારદ્વાજ' હતું. બિની કાંડી વણકર, નિલુ સાહુ કંદોઈ, રામ આચાર્ય બ્રાહ્મણ, શ્યામ ધલ ક્ષત્રિય, આ બધાંનું ગોત્ર ભારદ્વાજ હતું. અનાદિકાળથી ભારદ્વાજ વંશની ઘણી શાખાઓ ફૂટી ચૂકી હતી અને હવે બનેઈ પરિડા, બિની કાંડી, નિલુ સાહુ, રામ આચાર્ય, જે બધા જુદી જુદી જાતિના છે, એ ભારદ્વાજ વંશનાં જ સંતાનો છે. એ બધાંમાં ભારદ્વાજ વંશનું જ લોહી વહે છે. પરંતુ આ જાણ્યા છતાં કોઈએ એ તરફ ખાસ ધ્યાન નથી આપ્યું. સૌ શોધે છે લોહીની ખાનદાની.

માણસનું લોહી તો હમેશાં નિર્મળ જ હોય છે. એ સદાયે પવિત્ર જ હોય છે. કામકાજ પ્રમાણે લોકોમાં જુદાં જુદાં જૂથ પડી ગયાં હતાં. જૂથમાંથી બની અલગ અલગ જાતિઓ. આ 'જાતિ'નો મૂળમાં કોઈ અર્થ જ નહોતો. આ તો હતી નક્કર સ્વાર્થવૃત્તિ. આ જાતિઓમાંથી જ જન્મી સંસ્કૃતિ અને સભ્યતા. આ 'સંસ્કૃતિ' અને 'સભ્યતા'નાં મૂલ્યોને શી રીતે માપી શકાય? એને માપવાનું કોઈ સાધન તો છે નહિ. માણસ પોતાની કલ્પનામાં જ પોતાનું મૂલ્ય આંકે છે — પોતાને મોટા બનાવે છે. હું છું

આચાર્ય, લોકોનો ગુરુ. હું છું સૂર્યવંશી, હું છું ધનવાન, કુબેરનો પુત્ર. હું છું યાદવવંશી વગેરે.

બનેઈ પરિડા આ વાત જ ન સમજ્યા. માનવી એક છે. દરેક માનવીને બે હાથ, બે પગ, બે આંખ.. પરંતુ આનો અર્થ બનેઈ પરિડાને સમજાતો જ નહોતો. સનિયાને પણ એ સમજાયું નહોતું, પરંતુ જ્યારે ધોબીની યુવાની પર એની નજર પડતી હતી, જ્યારે ધોબીની ચંચળ આંખો સાથે એની આંખ મળતી હતી, ત્યારે એને લાગતું હતું કે માનવતા કોઈક ચીજ છે અને બહારના ભેદભાવ દંભ સિવાય બીજું કશું નથી. ખરેખર ધોબીના લાલ લાલ હોઠનું હાસ્ય કેટલું સુંદર હતું! સનિયાનાં રૂંવાડાં ખડાં થઈ જતાં હતાં. શરીર કંપી ઊઠતું હતું. એને થતું, ખરેખર તો કેવળ બે જ જાત છે. પુરુષ અને સ્ત્રી. એક વિના બીજું અપૂર્ણ જ રહી જશે. સૃષ્ટિ માટે બે જ જાતિની જરૂર છે: પુરુષ અને સ્ત્રી. બાકી બધી જાતિઓ મનુષ્યે જ બનાવી છે. મનુષ્યે બનાવેલી આ જાતિઓ વિના દુનિયાનું કોઈ કામ અધૂરું નથી રહી જવાનું.

પેલા દિવસની વાત હજીયે યાદ છે. સનિયાનું હૃદય ધોબી માટે જ તલસી રહ્યું હતું, અને કિશોરી ધોબીનું દિલ સનિયા માટે. જ્યારે બનેઈ પરિડાએ ના પાડી દીધી ત્યારે સનિયાના દિલને ઊંડો આઘાત લાગ્યો હતો. પોતાના પિતાનો વિરોધ એ શી રીતે કરી શકે? એને થતું કે એવું કંઈક કરું તો શરમાવા જેવું ન થાય? પિતાજીએ જે કંઈ કહ્યું તે બરાબર જ છે. મસ્તક ઝુકાવી એ સ્વીકારી લેવું જોઈએ. એને મોં ખોલવાનો પણ અધિકાર નથી. એના નસીબમાં જે છોકરી હતી—એ છે કઈ. વાસ્તવમાં કઈ જ એના ઘરની ગૃહિણી બનશે. કઈ પુરુષોની જેમ હેં હેં, હેં હેં, કર્યા કરે છે અને દેખાવમાંયે દમ નથી.

સનિયો મનોમન અકળાતો રહ્યો. એક દિવસ—જ્યારે કઈ તથા બીજી છોકરીઓ 'સુદુરકુણી' (ભાદરવામાં પૂજાતી દેવીની મૂર્તિ) માટે ફૂલ તોડવા તળાવનાં પાણી સુધી પહોંચી ગયેલી, ત્યારે ધોબી આંબાવાડિયા પાસે અટકી ગયેલી. સનિયાને થોડી વાત કરવાની તક મળી ગઈ હતી. એણે ધોબીની નજીક જઈને ધીરેથી કહી દીધું, 'શું કરું ધોબી! બાપુએ તો ના પાડી દીધી!'

ધોબીએ હસતાં હસતાં જવાબ આપેલો, 'અરે, ઊભો શું છે! જઈને કંઈ (કુમુદનું ફૂલ) તોડી લે!'

સનિયાએ ધોબીના નરમ નરમ હાથ પકડવાનો પ્રયત્ન કરેલો, પરંતુ ધોબી છટકી ગઈ.

ત્યાર પછી ધોબીની નજીક જવાના પ્રયત્નો સનિયાએ ચાલુ રાખેલા. પણ ધોબી તક નહોતી આપતી. એ હમેશાં મોં ફેરવી લેતી. પરંતુ જ્યારે પણ કઈ અને સનિયાની મુલાકાત થઈ જતી, ત્યારે એ ઘૂમટો તાણી લઈ એક તરફ ઊભી રહી જતી. પરંતુ ઘૂમટાની આડમાંથી મલકાઈ મલકાઈને સનિયાને જોયા કરતી. સનિયો કદી પાછું વળીને જોતો નહિ.

ચિંતેઈ સોઈ પ્રહરાજ પાસેથી બધા સમાચાર જાણી લેતા હતા. એ પણ મૂંગા નહોતા બેઠા. બનેઈ પરિડાનો રુઆબ જોઈ એમણે કહેલું, 'અરે, બનાનો બાપ કનેઈ અમારા જ ખેતરમાં મજૂરી કરતો હતો. અમારી ગૌશાળા સાફ કરતો હતો. હવે આટલો રુઆબ? અરે, આ અભિમાન કેટલું ટકશે?'

પ્રહરાજે કહેલું, 'ભાઈ, આ દુનિયાના ખેલ છે. દુનિયા બદલાતી રહે છે.'

અંતે એ જ થયું. દુનિયા પાછી બદલાઈ ગઈ. એક વર્ષ પણ નહોતું વીત્યું ને બનેઈ પરિડાને પોતાનાં બાળકોનાં મોંમાં કોળિયો મૂકવા પોતાના ઘરનાં વાસણકૂસણ ગીરો મૂકવાં પડચાં. પણ ગીરો રાખનાર તો માત્ર એ જ હતો — ચિંતેઈ સોઈ. એમને જ ઘરે જવું પડ્યું. ચિંતેઈ પાસે ઘણું અનાજ હતું. ઘરના માણસોએ હાથમાં તલવાર લઈને પોતાના અનાજને ચોરોથી બચાવેલું. પ્રામાણિક નોકરચાકર પણ ઘણા હતા. એ અનાજની ચોકી કરતા હતા.

ચિંતેઈ સોઈના ઘરે ઘણા લોકો એકઠા થયા હતા. કોઈના હાથમાં વાસણ હતાં તો કોઈના હાથમાં સોનાનો દાગીનો. આ ખરીદી લો કે ગીરો રાખો, પણ અમારા પેટમાં કંઈક અનાજ તો પડે! ભલે બધું બરબાદ થઈ જાય, પણ જીવ તો બચે! બસ, સૌની આ જ વિનંતી હતી.

પરંતુ ત્યારે પણ સોઈએ પરિડા તરફ જરાય સહાનુભૂતિ નહોતી બતાવી. એક તોલા સોનાને બદલે પાંચ ગુણ (લગભગ વીસ કિલો) અનાજ મળશે અને એક એકર જમીનને બદલે દસ ગુણ અનાજ મળશે! બસ, એમણે આ જ ભાવની જાહેરાત કરી દીધેલી. આવામાં વાસણકૂસણની શી કિંમત? વળી એ માણસનું મોં જોઈને અનાજ આપતા હતા. જે માણસ એમના કામનો ન હોય તો અનાજ આપવાની ના પાડી દેતા. બનેઈ પરિડા તો ભાજીમૂળા! એની કંઈ ગણતરી જ નહોતી!

બનેઈ પરિડાના ઘરમાં જે કંઈ જરઝવેરાત હતું, જેટલાં ગાય-વાછરડાં હતાં, બધાં વેચાઈ ગયેલાં અને હજી ઘણા દિવસો બાકી હતા. ભૂખ્યા પેટે કેટલા દિવસો કાઢે? ચિંતેઈ સોઈએ પણ પોતાના ભાવ વધારી દીધા. હવે એક એકર જમીનના બદલામાં માત્ર ત્રણ ગુણ અનાજ મળતું હતું. એ પણ બધા લોકોને નહિ. ચિંતેઈ સોઈને કામનો માણસ હોય, કેવળ એને જ અનાજ મળતું હતું. વળી એને ઘરે પણ લક્ષ્મીનો ભંડાર નહોતો ભર્યો. એનો કોઠાર પણ ખાલી થવા માંડયો હતો.

ત્રણ દિવસ સુધી બનેઈ પરિડાને જાતજાતનાં ઘાસપાન અને પાણીમાં રહેતાં જીવજંતુ ખાઈને રહેવું પડયું હતું. વળી બાળકોનાં મોંમાં કોળિયો દેવો જ પડે ને! જ્યારે એમનું રડવું-કકળવું સહન ન થયું ત્યારે બનેઈ પરિડા જમીનનાં કાગળિયાં લઈ ચિંતેઈ સોઈના ઘરે પહોંચી ગયા. જે જમીનમાં સોનું પાકતું હતું એ જમીન વેચી એ માત્ર વીસ ગુણ અનાજ લઈ આવ્યા હતા. ત્યારે ગામના અડધા લોકો પોતપોતાનાં ઘર છોડી ભાગી ગયા હતા. ઘરોની કેટલીયે વહુદીકરીઓએ આબરૂ બચાવવા આત્મહત્યા કરી લીધેલી.

ચિંતેઈ સોઈનો કોઠાર ખાલી થતો જતો હતો. પરંતુ એમના ઘરમાં સોના-ચાંદીનો ઢગ ખડકાયો હતો. ગામમાં જેટલી જમીન હતી એમાંની અડધી જમીનના દસ્તાવેજો એમના પટારામાં આવી ગયા હતા.

અનાજ ખતમ થઈ ગયું. અંતે જે લોકો ભૂખનું દુઃખ સહન ન કરી શકયા એ ચિંતેઈ સોઈના આંગણે આવ્યા. પણ ચિંતેઈએ બધાને કહી દીધું કે હવે એમની પાસે બીજું ધાન કે ચોખા કંઈ જ નથી. જે કંઈ હતું એ કેવળ એમનાં બાળકો માટે જ રાખવામાં આવ્યું હતું.

બનેઈ પરિડાએ પણ ચિંતેઈ સોઈ પાસેથી એ જ સાંભળ્યું કે ધાન ખલાસ થઈ ગયું છે. બનેઈ પાસે અંતે ફક્ત ત્રણ એકર જમીન હતી અને પોતાનું મકાન હતું—બધું લઈ લો, પણ મને થોડું ધાન કે ચોખા આપો. એમણે ઘણી વિનંતીઓ કરી, પણ ચિંતેઈ સોઈનો એક જ જવાબ હતો—અનાજ ખલ.સ થઈ ગયું.

બનેઈ પરિડાએ કહેલું—તમારે ત્યાં થોકબંધ નોકરચાકર છે. શું મારી બે છોકરીઓને તમારા ઘરમાં આશરો નહિ આપી શકો? એમને રાખી લો. તમારા ઘરનું ઘણું કામ કરશે. છાણાં થાપશે, વાસણ માંજશે અને એને બદલે ભાતનું જે એઠુંજૂઠું ઓસામણ મળી જશે એ પીને જીવ્યે જશે. નહિ તો આવી મોટી છોકરીઓ ક્યાં ક્યાં ભટકતી ફરશે?

મારા હાથની વાત નથી, પરિડાજી! કેવા મોટા મોટા પાયમાલ થઈ ગયા! જમાનો જ બદલાઈ ગયો છે! સોઈએ ખરેખરી સુણાવી દીધી.

ચિંતેઈ સોઈએ દરવાજો બંધ કરી દીધો. પરિડા કુટુંબનાં લોકો નિરાશ થઈને પાછાં ફર્યાં, ત્યારે સનેઈએ એક વાર જ મોં ફેરવીને જોયું હતું. ચિંતેઈ સોઈના આંગણાની બાજુવાળા ઓરડામાં ધોબી હતી. ધોબીનો આખો ચહેરો એની નજરે પડ્યો. ચહેરો તદ્દન સુકાઈ ગયો હતો અને આંસુની ધારા વહેતી હતી.

ગામ છોડીને જવાનું જ છે, તો છોકરીઓની કંઈ ને કંઈ વ્યવસ્થા તો કરવી જ પડશે. બનેઈ પરિડા ઘરડો થઈ ગયેલો અને એની ઘરવાળી ચની પણ ઘરડી થઈ ગયેલી. એ કદાચ રસ્તામાં ક્યાંક મરી પણ જાય તો કહી શકાય—હશે, જવા દો. અંતે ઘરડી જ હતી ને! બે છોકરાઓ—સનિયો અને મનિયો—મરદ છે—જીવ બચાવવા એ પ્રયાસ તો કરશે જ. પછી ભલે એ માટે એમણે ભીખ માગવી પડે કે ચોરી કરવી પડે. પણ પુની અને કુની ક્યાં જશે? એ બે તો છોકરી છે. એમનો જીવ શી રીતે બચશે?

પરિડા ઘણી આશા સાથે માધો રાઉતના ઘરે ગયેલા. એમને કહેલું હતું, લો, આ ત્રણ એકર જમીન લઈ લો, પુની અને કુનીને તમારા ઘરમાં જગા આપો. ઘરે જેમ તમારી છોકરી કઈ પોષાય છે, એમ આ બે પણ

પોષાઈ જશે. હું જો જીવતો રહીશ, તો પાછો આવીને મારી દીકરીઓને પાછી લઈ જઈશ. જો મરી જઈશ, તો આ બંને છોકરીઓની જવાબદારી તમારા પર રહેશે.

પણ પરિડાના મનની વાત મનમાં જ રહી ગઈ. ઘણી આશા સાથે જ્યારે બધા રાઉતના ઘરે પહોંચ્યા, તો જોયું કે રાઉત માથે હાથ દઈને બેઠો છે. ચહેરો નંખાઈ ગયો હતો, આંખમાં આંસુ હતાં. પરિડાને જોતાં જ રાઉત એને વળગી પડ્યો. મારું સત્યાનાશ થઈ ગયું, હવે હું કઈને શી રીતે સમજાવું ? રાઉતે કહ્યું.

માધો રાઉતના કુટુંબની કુલ સંખ્યા હતી માત્ર ત્રણ. પતિ, પત્ની અને એકમાત્ર દીકરી કઈ. બે છોકરા-છોકરી ગુજરી ગયા પછી, વૃદ્ધાવસ્થામાં જ કઈનો જન્મ થયો હતો. ખૂબ આરામથી બધું ચાલતું હતું. જમીનમાંથી જે કંઈ મગ-ચોખા વગેરે મળતા હતા, એનાથી એક વર્ષ નીકળી જતું હતું. પરંતુ જ્યારે લાગલાગટ બે વર્ષ સુધી પાક ન થયો હોય ત્યારે કુટુંબનું ગુજરાન શી રીતે ચાલે ? રાઉતની વૃદ્ધ સ્ત્રી બરાબર સમજી ગઈ હતી કે કુટુંબનું નાવ હવે આગળ વધી શકે એમ નથી. એક દિવસ એણે ગળે દોરડું બાંધી આત્મહત્યા કરી લીધી.

માધો રાઉત હવે પોક મૂકતો હતો — હાય, હાય, આ શું થઈ ગયું ? હવે હું શું કરું ?

પરિડાએ ઘણું આશ્વાસન આપ્યું. એ પોતે દુઃખી હતો. એ પોતે ગયો હતો પોતાની દર્દભરી કહાણી સુણાવવા. પરંતુ આવી સ્થિતિમાં એ મૂંગો રહ્યો. કઈના માથે હાથ ફેરવી, એને ખૂબ સાંત્વન આપ્યું — રડ નહિ કઈ ! જે ગયું, તે ગયું. પાછું તો આવવાનું નથી. રડવાથી શો ફાયદો છે ? પછી એણે સનિયાની મા તરફ ઇશારો કરી કહ્યું — ચાલ, આજથી આ તારી મા.

બનેઈ પરિડા માધો રાઉતના ઘરેથી પોતાના ઘરે પાછો નહોતો આવ્યો. જે માર્ગે હજારો સ્ત્રીપુરુષો ચાલ્યાં હતાં, એ જ રસ્તો એણે પકડ્યો હતો. પોતાના કુટુંબ સાથે એ પણ આગળ વધ્યો — અનિશ્ચિત ભવિષ્ય તરફ...

બનેઈ પરિડા ક્યાં ગયો ? કોઈ અજાણ્યા સ્મશાનમાં તે સદા માટે સૂઈ ગયો. અને બાળકો ? ઈશ્વર જાણે ક્યાં ખોવાઈ ગયાં. પણ સનેઈ મર્યો નહોતો. પોતાના અસ્થિપિંજર સાથે એ ગામ પાછો આવ્યો હતો. જન્મભૂમિની મમતા જ એને ખેંચી લાવી હતી. ગામના લોકો એની ઈર્ષ્યા કરતા હતા. ધોબીએ મોં ફેરવી લીધું હતું અને આંસુ પાડયાં હતાં. કઈએ તો બેવકૂફની માફક એની તરફ જોયું હતું. પણ સૌથી વધુ દુઃખદ હતું માનું મોત. સનિયો આ બધું યાદ કરી રહ્યો હતો. દિલના ઊંડાણમાં માનો અવાજ, નાનાં ભાઈબહેનોની મમતા જાણે અનુભવી રહ્યો હતો. એ સૌ જો પાછાં આવ્યાં હોત...!

પણ શું આ જ એનું ગામ હતું ? ગામની સૂરત જ બદલાઈ ગઈ હતી; જ્યાં આનંદી લોકોના હસવા-બોલવાથી વાતાવરણ ગુંજી ઊઠતું હતું, એ આ ગામ નહોતું. ગામની સમૃદ્ધિ ખતમ થઈ ગઈ હતી. હવે ગામ એક સ્મશાન જેવું લાગતું હતું. લોકોને ઓળખવા જ મુશ્કેલ હતા. માનવી નહિ, હાડપિંજર હતાં. સુક્કો સુક્કો ચહેરો, વીખરાયેલા વાળ, બધા ઉદાસ હતાં, દુઃખી હતાં.

તાપ વધી ગયો હતો. સનિયો ગામ વચ્ચે પહોંચી ગયો હતો. કદંબના વૃક્ષ નજીક એ પહોંચ્યો. વૃક્ષ નીચે ગોપીનાથજીનું એક નાનકડું મંદિર હતું. એની સામે હતો એક પાકો ચબૂતરો. ચબૂતરાની નજીક જ હતું એક મોટું તળાવ, 'ગોપીસાગર'. મંદિરની દીવાલ પર એક નાનું એવું પીપળાનું ઝાડ હતું. હવે એ ઝાડ ખૂબ મોટું થઈ ગયું હતું. દીવાલમાં અડધા આંગળ જેટલી તિરાડ હતી, એ હવે મોટી થઈ ગઈ હતી. હવે એ તિરાડ બે આંગળ જેટલી થઈ ગયેલી. તળાવના પાણી સુધી પથ્થરનાં જે પગથિયાં હતાં, એ હવે ભાંગી ગયાં હતાં—ઘસાઈ ગયાં હતાં.

સનિયો થાકી ગયો હતો. ગામના થોડા લોકો તળાવને કિનારે આવી તડકામાં તાપી રહ્યા હતા સનિયો એમની સાથે જ બેસી ગયો.

બિશી જેનાએ મોં બગાડી સનિયાને કહ્યું—અરે, દૂર બેસ ! ક્યાંથી આવી ચડયો, ભિખારી નહિ તો !

સનિયો સરકીને બેઠો. સામે જ બેઠેલા બિશી ચાચા. એમની પાસે બેઠા હતા, બામ ઓઝા, પરિ દલાઈ. બધા ઓળખીતા હતા. પણ કોઈ સનિયાને ઓળખી શકતું નહોતું.

અંતે સનિયાએ જ પોતાનો પરિચય આપ્યો—બિશી ચાચા! મને ઓળખ્યો નહિ? હું સનિયો છું—સનિયો....

આ ગામને શું થઈ ગયું છે? જે ગામે એને દૂર દૂરથી આકર્ષિત કર્યો હતો, એ આજે એને આઘો હડસેલી રહ્યું હતું. ગામનું ખેંચાણ એ ટાળી શક્યો નહોતો. પોતાને ગામ પાછા ફરવા માટે એ ખાવું, પીવું, ઊંઘવું, ભૂલી ગયો હતો. ખૂબ મુસીબતો સહન કરી, એ પોતાના વહાલા વતનમાં પાછો ફર્યો હતો. પરંતુ આજે એનું ગામ એને સ્વીકારવા તૈયાર નહોતું. આજે એ હતો—કંગાળ, ભિખારી—જેનું શરીર અપવિત્ર હતું, આત્મા અશુદ્ધ હતો. એ હતો દીન, હીન, પતિત. જાતિમાં એનું સ્થાન નહોતું અને સમાજમાં પણ...

તે દિવસે ગોપીનાથજી ભગવાનના મંદિર સામે ઘણા માણસો એકઠા થયેલા. ચબૂતરા પર ચિંતેઈ સોઈ, રામ પ્રહરાજ, બિશી જેના, હરિ મહાંતિ અને ચબૂતરાની નીચે બામ ઓઝા, પરિ દલાઈ, ભગી સાહૂ, બગી કાંડી વગેરે બેઠા હતા. બાળકો પણ હતાં. સાવ કંગાળ...ધમાચકડી કરતાં હતાં. થોડે દૂર ઊભી હતી...ગામની થોડી દીકરીઓ અને થોડી વહુઓ. સનેઈ પરિડા હાથ જોડી જરા દૂર બેઠો હતો. આજે એના પાપની વિચારણા થશે, એને શિક્ષા થશે.

એણે કયું પાપ કર્યું હતું? કયો અપરાધ..?

બીજાની માફક, પોતાના પેટ ખાતર એણે ગામ છોડયું હતું. ભિખારીઓના ટોળામાં જોડાઈ ગયો હતો અને ભિખારી માટે જ્યાં કંઈક ભોજનનો બંદોબસ્ત હતો, ત્યાં જઈ સૌની સાથે પોતાનું પેટ ભર્યું હતું. નાતજાતનો ત્યારે વિચાર નહોતો કર્યો. કરી શકાય એમ હતું જ નહિ. જ્યાંથી જે મળતું—ભલે એ બ્રાહ્મણનું ઘર હોય કે ભંગીનું—આનંદથી ગ્રહણ કરી

સનિયો પોતાનું પેટ ભરતો હતો. પોતાનો જીવ બચાવવા માટે એણે કૂતરાનું માંસ પકાવીને ખાધું હતું—ગાયનું પણ ખાધું હતું.

સનિયાનો બાપ મરી ગયો હતો. પરંતુ એણે કશાં ક્રિયાકર્મ કર્યાં નહોતાં. એની શુદ્ધિ થઈ નહોતી. એની મા, ભાઈ, બહેનો ક્યાં ભટકતાં રહ્યાં, કોણ જાણે? કદાચ કોઈ વિધર્મીની મદદ લીધી હશે. એમની જાત પણ ગઈ હશે. પરંતુ હવે તો સનિયાએ જ પ્રાયશ્ચિત્ત કરવું પડશે.

સનિયાએ બધું માની લીધું હતું. ગામના લોકો અંતે તો પોતાના જ માણસો હતા ને? એમની સહાનુભૂતિ મેળવવા માટે એણે બધું જ ખુલ્લેખુલ્લું કહી દીધું હતું. ગામના લોકો તો હતા એના સુખદુ:ખના સાથી. એમને જ જોવા માટે એ દૂરદૂરથી ભાગી આવ્યો હતો....

ગામના લગભગ બધા લોકો ભાગી ગયા હતા. કેટલાક લોકો મરી ગયા. કેટલાક ગુમ થઈ ગયા. સનિયાના પાછા ફરતાં પહેલાં જે લોકો પાછા આવેલા એમાંના પણ ઘણા મરી ગયા હતા. જે બાકી રહેલા એમણે પોતપોતાના કુટુંબમાં ફરી દાખલ થવા માટે એક એક હવન જ કર્યો હતો. એમને સમયસર ઉપદેશ મળી ગયો હતો. સનિયાની માફક એમણે પોતાના ગુનાઓનો સ્વીકાર નહોતો કર્યો. બીજાને ઘરે મજૂરી કરી જે થોડા ચોખા એમને મળતા, એ એક ઝાડ નીચે પકાવી ખાઈ લેતા હતા. અન્ય જાતિના લોકોનું એમણે કશું ખાધું નહોતું. અખાદ્ય ખાધું નહોતું. એમની જાત જળવાઈ રહી હતી.

ગામલોકોની વિચારણા પૂરી થઈ. મહારાજજીએ પોતાનો ફેંસલો સંભળાવ્યો—હવન થશે, શુદ્ધિ, પ્રાયશ્ચિત્ત વગેરે ઘણાં કાર્યો થશે. બ્રાહ્મણોને ભોજન કરાવવામાં આવશે અને પોતાની નાતજાતના લોકોને પણ. આ ઉપરાંત ગોપીનાથજીની પૂજા થશે અને 'અષ્ટપ્રહરી' કીર્તન પણ થશે. આટલાં બધાં કાર્યો જો થઈ જાય તો સનિયાને જ્ઞાતિમાં તથા સમાજમાં ફરીને સ્વીકારવામાં આવશે. અને જો ન થાય, તો એ પતિત ગણાશે અને અછૂતોની સાથે રહેશે.

સનિયો શું અછૂત બની જશે? જો એ અછૂત થઈ જાય તો કોઈની ઓસરીમાં બેસી નહિ શકે, કોઈના કૂવામાંથી પાણી નહિ લઈ શકે; કૂવાને

તો અડી પણ નહિ શકે. જો કોઈ એને અડી જશે તો એ પણ અપવિત્ર થઈ જશે. જ્યાં સુધી એનાં કપડાંલત્તાં ન ધોવાય ત્યાં સુધી અપવિત્ર રહેશે. એનો ચહેરો જોવાથી જ લોકોને અપશુકન થશે. આ હાલતમાં સનિયો મંદિરમાં નહિ જઈ શકે. દેવતાનો પ્રસાદ નહિ લઈ શકે. માણુસ હોવા છતાં સનિયાનું જીવન એક ભૂત જેવું બની જશે.

સનિયો મૂંગો મૂંગો બધું સાંભળતો હતો. આ લોકોને શું થઈ ગયું છે? બે દિવસથી એણે કશું ખાધું નહોતું. પેટમાં જાણે આગ લાગી ન હોય! જો કંઈક ખાવા મળે તો એનું જીવન બચી જાય. ગામના લોકોએ એના ભોજન વિશે તો કશુંય ન કહ્યું, ખાલી વિચારણા થતી હતી જ્ઞાતિ વિશે, સમાજ વિશે. સનિયો એકીટશે બધાની સામે જોઈ રહ્યો હતો. એની જીભેથી શબ્દો પણ નીકળતા નહોતા. ખરેખર આ લોકોને શું થઈ ગયું હતું? આ બધા કેટલા બદલાઈ ગયા હતા?

હરિ મહાંતિ ગામના એક આગળ પડતા માણુસ હતા. એમણે કહ્યું — અરે સનિ! જે મરી ગયા એ તો પરવારી ગયા. પણ જે જીવતા રહ્યા છે, એમણે તો નાતજાતના નિયમો પાળવા પડશે. શું સમજ્યો? ફરી પાછું એમણે કહ્યું — અરે ગાંડા! પ્રહરાજજીએ જે કંઈ સૂચવ્યું છે, એ બધું કરી લે, પછી કશાની મનાઈ નહિ રહે. જ્યાં સુધી તું આ કાર્યો નહિ કરે, ત્યાં સુધી કોઈના ઘરમાં નહિ ઘૂસી શકે. શું સમજ્યો?

બગી કાંડીએ પણ હરિ મહાંતિના સૂરમાં સૂર મિલાવ્યો — હા, હા, દેહશુદ્ધિ તો કરવી જ પડશે. શરીર જો અશુદ્ધ જ રહેશે, તો કોઈ તારો ભાવ નહિ પૂછે. બેટા!

બીજાઓએ પણ આવું જ કંઈક કહ્યું હતું. સનિયો બધું સાંભળતો હતો. પણ એના મોંમાંથી એક શબ્દ પણ નીકળી શકતો નહોતો. બંને દુર્બળ હાથ જોડીને એણે સૌને નમસ્કાર કર્યા. અંતે સનિયો માની ગયો ને? બધા એવું જ કહેતા હતા કે સનિયાએ બધાંનું સાંભળ્યું ને સ્વીકારી લીધું. એની બુદ્ધિની પ્રશંસા કર્યા વિના તેઓ ન રહી શક્યા. સભા સમાપ્ત થઈ ગઈ હતી. સૌ પોતપોતાને ઘેર ચાલી ગયા. કોઈએ ન પૂછ્યું કે સનિયો શું ખાશે? બે દિવસનો ભૂખ્યો હતો.

સૂમસામ, શાંતિ.

રાત્રિનો ત્રીજો પહોર થઈ ગયો હતો. આકાશમાં ચાંદો ઊગી ચૂક્યો હતો. ભૂખને લઈને સનિયાનું શરીર ધ્રૂજી રહ્યું હતું. લોહી-માંસ તો હતાં નહિ, કેવળ ચામડી થરથરતી હતી. પરદેશમાં ક્યારેક ઝાડ નીચે રાતવાસો કરી લેતો હતો. પરંતુ આજે પોતાની જન્મભૂમિમાં એક કદંબના ઝાડ નીચે રાત ગાળવી પડશે. ખાલી પેટ એ જીવી શકશે? શું કરે? ભાતના થોડા ઓસામણ માટે કે ઘેંસ માટે બીજા સામે હાથ લંબાવે? ના, એમ કરવા મન માનતું નહોતું. હિંમત કરીને એ પાછો આવ્યો હતો. પરંતુ હવે એની આશા મરી ગઈ હતી, આકાંક્ષાનો દીવો ઓલવાઈ ગયો હતો. સનિયો અકળાતો હતો.

એ જીવશે; પણ શા માટે? કયા સુખ માટે? જીવનમાં બીજું કયું સુખ મળવાનું છે? મા, ભાઈ, બહેનો — ક્યાં ગયાં, ક્યાં રહ્યાં, ભગવાન જ જાણતો હતો. જીવે છે કે મરી ગયાં — શી ખબર? પોતાના કુટુંબના લોકો વિના જીવવું જ મુશ્કેલ છે. ગામના લોકોએ તો એને પોતાના સમાજમાંથી કાઢી મૂક્યો હતો. ખરેખર, કેવો સમાજ છે? આ સમાજમાં જન્મ લેવામાં જેટલું પાપ છે એથી ઘણું વધારે પાપ જીવવામાં છે. આવડા મોટા ગામના લોકોએ એને લાત મારી કાઢી મૂક્યો. એ જીવશે કે મરશે — એટલું પૂછવાનો વખત પણ ન આવ્યો. લોકોની છાતી પથ્થરની થઈ ગઈ હતી.

વધુ વિચાર કરવાની શક્તિ સનિયામાં નહોતી: એ કદંબના વૃક્ષની વધુ નજીક સરી ગયો. મંદિરની નજીક જઈને જ સૂઈ ગયો. થાકના માર્યા આંખ પણ મીંચાઈ ગઈ.

અરે ગાંડા! ધર્મ છોડીને શી રીતે જીવી શકીશ? પ્રહરાજજી જે કહે છે, તે માની લે. જ્યાં સુધી આ કાર્ય નહિ કરે ત્યાં સુધી કોઈના ઘરમાં નહિ જઈ શકે, હા!

ચિંતેઈ સોઈ તથા નિધેઈ સોઈ (નિધિરામ સ્વાઈ) બે ભાઈઓ હતા. ચિંતેઈ મોટો હતો. એ રાજીવ સોઈની પ્રથમ પત્નીનો પુત્ર હતો. ચિંતેઈ

જ્યારે સાત દિવસનો હતો ત્યારે એની મા પરલોક સિધાવી ગઈ. રાજીવ ખૂબ નિરાશ થઈ ગયો હતો. ચિંતેઈ શી રીતે ઊછરશે — એની જ સતત ચિંતા કર્યા કરતો હતો. ગામની સ્ત્રીઓ સહાનુભૂતિથી ચિંતેઈની સાર-સંભાળ રાખતી હતી. પરંતુ ચિંતેઈ એમનો પોતાનો છોકરો થોડો હતો? પરાયા છોકરાને જ્યાં સુધી લાડ-પ્રેમ થઈ શકે, ત્યાં સુધી કર્યાં. પછી સ્ત્રીઓએ પણ બહુ રસ ન દાખવ્યો. હવે રાજીવ સોઈ શું કરે? એણે નિર્ણય લઈ લીધો — બીજાં લગ્ન કરીશ, તો જ ચિંતેઈને ઉછેરી શકીશ. ચાલીસ વર્ષની ઉંમરે એ એક તેર વર્ષની છોકરીને ઘરે લઈ આવ્યો. છોકરી તો બાળક જ હતી. પણ રાજીવના ઘરે પહોંચતાં જ સ્ત્રીઓ કહેવા લાગી — અરે, ચિંતેઈની મા!

— ચિંતેઈની મા?

— હા વળી, તું ચિંતેઈની મા નહિ તો વળી કોણ છે? જોને કેવો નાનો છોકરો તારી રાહ જોઈ રહ્યો છે.

ધીરે ધીરે ચિંતેઈ મોટો થયો. રાજીવ સોઈને નવી પત્નીથી પણ એક પુત્ર થયો — નિંઘેઈ. નિંઘેઈ ઉપરાંત રાજીવ સોઈને ઘણી છોકરીઓ પણ થઈ હતી. પરંતુ સૌથી વધુ પ્રેમ એ ચિંતેઈને જ કરતા હતા. છોકરીઓ પારકે ઘરે ચાલી ગઈ. ચિંતેઈના પણ લગ્ન થઈ ગયાં. થોડા દિવસ પછી રાજીવ સોઈ સ્વર્ગે સિધાવ્યા.

ચિંતેઈ સોઈએ જોયું કે ઘરની બધી જવાબદારી એના પર છે. એણે પોતાની જવાબદારી અદા કરવા માટે કમ્મર કસી. હું મહેનત કરીશ. આ ગામમાં જ નહિ, બીજાં પચીસ ગામમાં પણ નામ કમાઈશ. મારે હારવું ન ઘટે — ચિંતેઈ સોઈએ વિચાર્યું.

ધન; અધિક ધન. બસ, ચિંતેઈ સોઈનો એ જ ઉદ્દેશ હતો. એ પૈસા ભેગા કરવા લાગ્યા. એમણે ધીરે ધીરે ઘણું અનાજ એકઠું કર્યું, વેચ્યું, ફરી ખરીદ્યું અને વેચ્યું. એમણે લોકો પાસેથી — ખાસ કરીને લાચાર વિધવાઓ પાસેથી જમીન ખરીદી. ઝવેરાત ગીરો રાખ્યું. લોકોને નાણાં ઉધાર આપ્યાં. શાહુકારનો ધંધો દોરદમામથી ચલાવ્યો. લોકોને ખબર હતી કે ચિંતેઈ સોઈ કોઈનો ગેરવાજબી લાભ નહોતા ઉઠાવતા. કોઈ પાસેથી એક પાઈ

પણ વધુ નહોતા લેતા. પરંતુ પોતાના હક એ નહોતા છોડતા. એમના જે હિસાબ થતો તે પાઈએ પાઈ વસૂલ કરતા.

ધીરે ધીરે ચિંતેઈ સોઈની ખ્યાતિ વધી, ધન વધ્યું અને તેઓ એ પ્રદેશની એક જાણીતી વ્યક્તિ બની ગયા. નાનો ભાઈ નિધેઈ પણ મોટો થઈ ગયો હતો. ચિંતેઈએ એનાં લગ્ન કરાવી આપ્યાં. ખેતીવાડી, ઘરબારની બધી જવાબદારી એના પર છોડી ચિંતેઈએ કેવળ શાહુકારનો ધંધો સંભાળ્યો. તોયે એમણે લગામ નહોતી છોડી જરૂર પડયે તેઓ નિધેઈને બોલાવી કામકાજ વિશે પૂછપરછ કરી લેતા હતા.

ચિંતેઈ સોઈને એક જ દીકરી હતી — ધોબી. ગામની સ્ત્રીઓ મશ્કરી કરતી હતી — ધોબીની મા તો વાંઝણી છે વાંઝણી. જેને દીકરો નથી એ વાંઝણી નહિ તો શું ? ચિંતેઈ આ બધું સાંભળતા હતા. પરંતુ જવાબમાં કહેતા — અરે, મને દીકરો નથી તો શું થયું ? નિધેઈને તો છે. એ પોતાની પત્નીને પણ આ જ જવાબ આપી ચૂપ કરી દેતા — નિધેઈનાં બાળકો તારાં જ છે ને ! ચિંતેઈ સોઈની પત્ની સ્મિત તો કરતી, પરંતુ દિલમાં એક વિચિત્ર આઘાત, એક અજબ ધ્રુજારી અનુભવતી. એ વ્રત, ઉપવાસમાં ઘણો સમય ગાળતી. કદાચ ગામની દેવી પ્રસન્ન થઈ જાય અને એનો ખોળો ભરાય ! પરંતુ એની કૂખ ખાલી જ રહી.

દાદી પાસે બધાં જ બાળકો તોફાન કરતાં. દાદી લાડકોડથી બધાંને ઉછેરતી. પરંતુ સૌથી વધુ પ્રેમ ધોબીને જ મળતો. હમેશાં એ ધોબીને નજીક બેસાડતાં. એના મોં પર જરા સરખી ધૂળ લાગતી તો પોતાના પાલવથી લૂછી સાફ કરી નાખતી. એને ખોળામાં બેસાડી વાર્તા કહેતાં.

એ પ્રદેશમાં દુકાળ પડ્યો. પરિણામ એ આવ્યું કે ગામલોકોની સંપત્તિ ચિંતેઈ સોઈના ઘરે આવી ગઈ. જે લોકો પેટ પોષવા બિષ્ણુપુર ગામ છોડીને બહાર ચાલ્યાં ગયાં, એમનાં જર-ઝવેરાત, વાસણ-કૂસણ ચિંતેઈ સોઈના ઘરમાં આવી ગયાં. ગામલોકોનાં જમીન-મિલકત, ગાય-બળદ હવે ચિંતેઈ સોઈનાં થઈ ગયાં. ગામની બહાર જે જમીન નજરે ચડતી, એ બધાનો એક જ માલિક હતો — ચિંતેઈ સોઈ. જે લોકો ગામમાં રહ્યા, એ બધા ચિંતેઈ સોઈના ઘરે મજૂરી કરતા હતા.

એક ગરીબ કુટુંબમાં જન્મેલા ચિંતેઈ સોઈ આજ ખૂબ પૈસાદાર બની ગયા હતા. ગામ આખામાં એમનું જ ચાલતું હતું. તેઓ જે ઇચ્છતા એ જ થતું. એમના ઇશારે લોકો જાણે મરી ફીટવા તૈયાર હતા. તેઓ સમાજની સમ્માનિત વ્યક્તિ હતા—સમાજપતિ. તે જે કંઈ પણ બોલી દેતા, પ્રહરાજ તુરતાતુરત શાસ્ત્રોમાંથી એનું પ્રમાણ કાઢી દેતા. એકબે શ્લોક કહી દેતા. ને જો શાસ્ત્રમાંથી કંઈ ન મળે તો પોતે જ મનોમન શ્લોક રચી બોલી નાખતા અને કહેતા—ચિંતેઈજીએ બરાબર જ કહ્યું છે. શાસ્ત્રમાં આમ જ તો લખ્યું છે...

દુષ્કાળ! ભયંકર દુષ્કાળ! દરેક ગામમાં લોકોના ઘરસંસાર બરબાદ થઈ ગયા. પરંતુ એ વખતે જ કેટલાક લોકોનાં ભાગ્ય ખૂલી ગયાં. દુષ્કાળ જ ઈશ્વરનું વરદાન બની ગયો. લોકોનાં લોહી-પસીનાથી એમનાં નવાં નવાં ઘર બન્યાં. નવાં નવાં તળાવો ખોદાયાં. નવાં નવાં મંદિરો બન્યાં. મંદિરોના ઘંટ-મૃદંગ વગેરે વાદ્યોના શોરબકોરમાં મરણાસન્ન લોકોની કરુણાર્ત ચીસો ડૂબી ગઈ.

બે વર્ષ પહેલાં લોકો જ્યારે ભૂખે પેટે માખી-મચ્છરોની માફક રસ્તાની ધારે મરતા હતા, ચિંતેઈ સોઈની મિલકત સતત વધતી જતી હતી. ગામનું વાતાવરણ કંગાળોની કરુણ ચીસોથી કંપી ઊઠતું હતું. અન્ન વિના લોકો તો જંગલી ઝેરી પાંદડાં પણ ખાઈ લેતા હતા. આવી પરિસ્થિતિમાં પણ ચિંતેઈએ નક્કી કર્યું, એમની લાડકી દીકરી ધોબીનાં લગ્ન થશે.

ધોબીનાં લગ્ન થઈ ગયાં.

દુર્ગાપુર ગામ વિષ્ણુપુરથી માત્ર બે કોસ દૂર હતું. વચ્ચે વહેતી હતી 'ખરસુઆં' નદી. જિતેઈ નાયક દુર્ગાપુરનો મોટો માણસ હતો. નિતેઈ એમનો એકનો એક દીકરો હતો. નિતેઈ સાથે જ ધોબીનાં લગ્ન થઈ ગયાં. લોકોને તો ખૂબ ગમ્યું—જાણે સોનામાં સુગંધ ભળી. મોટા માણસ સાથે મોટા માણસની મિત્રતા થવી જ જોઈએ. બધા ખુશ હતા. ચિંતેઈ સોઈએ પણ દાન-દહેજમાં ઘણું બધું આપ્યું હતું. લોકો બોલતા હતા, ચિંતેઈ સોઈએ ધોબીને સોને મઢી દીધી છે.

પંડિત પ્રહરાજે ધોબીના હાથ પર નિતેઈ નાયકનો હાથ મૂકીને કહ્યું હતું:

'યથા રાવણસ્ય મંદોદરી
યથા ધૃતરાષ્ટ્રસ્ય ગાંધારી
યથા રામચંદ્રસ્ય સીતા...' ઇત્યાદિ. તેઓ ખૂબ ખુશ હતા. પોતાની હોશિયારી બતાવવા પંડિતજીએ કહ્યું હતું—સોઇજી, ભગવાન જ મહાન છે. જિતેઇ નાયક એક લખપતિ છે. એમની સાથે આજે આ બંધન કેવું સરસ રીતે થયું. ક્યાં લખપતિ જિતેઇ નાયક અને ક્યાં એક કંગાળ બનેઇ પરિડા! જરા વિચાર તો કરો...!

પંડિતજીની વાત ધોબીને કાને પણ પડી. એ વિવાહની વેદી પર જ બેઠી હતી. એકાએક એણે એક અજબ કંપ અનુભવ્યો. બે વર્ષ પહેલાંની વાત યાદ આવી. બનેઇ પરિડાએ ભૂખના માર્યા ચિંતેઇ સોઇના આંગણે આવી ભીખ માગી હતી. એમનાં બાળકો એમની બાજુમાં જ ઊભાં હતાં. સનેઇ પણ ઊભો હતો. પરંતુ ચિંતેઇ સોઇએ આખરી વાત સુણાવી દીધી—કંઇ નહિ મળે. બધાં પાછાં ચાલ્યાં ગયાં. સનિયાએ પાછા ફરતાં પહેલાં મોં ફેરવી એક નજર નાખી હતી—ધોબીની આંખો પર. એ ખૂબ નિરાશ હતો. કંઇક કહેવા માગતો હતો; પણ કહી ન શક્યો. મનની વાત મનમાં જ રહી ગઈ.

તે દિવસે જો બનેઇ પરિડાએ પોતાની ભૂલ સ્વીકારી લીધી હોત અને ચિંતેઇ સોઇના સંબંધી બનવા તૈયાર થઇ જાત, તો સ્થિતિ પલટાઇ જાત. ચિંતેઇ સોઇ પરિડા કુટુંબને કંગાલ થતું જરૂર બચાવી લેત. ને જો એમ થયું હોત તો આજે ધોબીનાં લગ્ન કોની સાથે થાત?

ઓઢણીની અંદર, ધોબીની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. આંસુના ધુમ્મસમાં એ જોવા લાગી એક નવયુવાનની તસવીર—સનિયો—એક ખૂબસૂરત મુખડું—ભરાવદાર અને મજબૂત બાહુ—પરંતુ આંખોમાં નીરસતાની છાયા. સનિયો શું કહેવા માગે છે? એ કશું કહેવા માગતો હતો, પરંતુ કહી નહોતો શકતો.

ધોબીની આંખો મીંચાઇ ગઈ. પોતાના નિર્મમ પિતા પર એ ઢળી પડી. ચિંતેઇ સોઇએ દીકરીની પીઠ પર હાથ ફેરવ્યો. હજામને ધમકાવ્યો—અરે એ ફગુ! આમતેમ શું જોઈ રહ્યો છે? પંખો નાખ, જલદી. જોતો

નથી, હવનની આગથી દીકરીને પસીનો વહે છે. પાલવ પણ ભીંજાઈ ગયો છે.

પિતાએ ધોબીના શરીરનું દર્દ જરૂર પારખ્યું હતું. પરંતુ દિલનું દર્દ ? કેવળ ધોબી જ એ અનુભવતી હતી.

લગ્ન પછી પાલખીમાં બેસી ધોબી સાસરે વિદાય થઈ. દરવાજા પર પડદામાંથી એ નજર દોડાવી રહી હતી. રસ્તાની બંને બાજુ ઊભા હતા માગવાવાળા — ગરીબો. પરંતુ સનિયો ? શું સનિયો પણ આમાંનો જ એક છે ? ક્યાં ઊભો છે સનિયો ? ધોબીનું શરીર ધ્રૂજી જતું હતું.

દુર્ગાપુરમાં ગરીબોની ભીડ હતી. જિતેઈ નાયકે રસોડું ખોલ્યું હતું. એમના કુળની લક્ષ્મી ધોબી ગરીબોને જોઈ આંસુ સારતી હતી. ભિખારી જો ભૂખ્યો હોય તો એ પણ ભૂખી રહેતી હતી. પથારીમાં સૂતાં સૂતાં પોતાનામાં ખોવાઈ જતી. જિતેઈ નાયક ક્યાં સુધી સહન કરે ? ધોબીના પતિ નિતેઇ પાસે બેસી લાગણી દર્શાવતા. ધોબીના દુઃખનું કારણ પૂછતા. પરંતુ જવાબમાં ધોબી સહેજ હસી દેતી. એના મોંમાંથી કશી વાત નીકળતી નહોતી.

એક દિવસ ધોબીએ કહી જ દીધું. ગરીબોની ખરાબ હાલત એનાથી જોવાતી નથી. જિતેઈ નાયક તો ધનવાન હતા. ગરીબો માટે એક રસોડું ન ખોલી શકે ?

નિતેઈએ પણ પોતાના પિતા જિતેઈ નાયકને આ જ સલાહ આપી હતી. લાડકી વહુની વિનંતી જિતેઈ નાયક ન ટાળી શક્યા. એમણે રસોડું ખોલી દીધું.

દૂર-દૂરથી ભિખારી-કંગાળો આવવા માંડયા. સમુદ્રનાં મોજાંની માફક બેસુમાર ગરીબો આવ્યા. એક પછી એક. દુર્ગાપુરથી ઘણા લોકો ગામ છોડીને ચાલ્યા ગયા હતા. એમનાં ખાલી ઘરોમાં ગરીબો ભરાઈ ગયાં. પરંતુ સૌને ભોજન પીરસવું શકય નહોતું. રોજ થોડા થોડા લોકો મરતા હતા. મરી ગયેલાંને ઊંચકવા માટે પણ કોઈ આગળ આવતું નહોતું. માખીની માફક લોકો જ્યાં મરી ગયા, ત્યાં જ પડયા પડયા સડી ગયા. મડદાંની બદબોથી દુર્ગાપુરનું વાતાવરણ અસહ્ય થઈ ગયું.

જિતેઈ નાયકે આ શું કર્યું? આટલા બધા લોકોને ખાવાનું આપવું એ એમના હાથની વાત નહોતી. શું કરે? એમને કશું સૂઝતું નહોતું. આ જ સમયે ચિંતેઈ સોઈ, પંડિત પ્રહરાજને લઈ દુર્ગાપુર પહોંચ્યા. જિતેઈ નાયકને એમણે બહુ સમજાવ્યા — વેવાઈ, તમે આટલા બધા ગરીબોને ખવડાવીને નહિ જિવાડી શકો. ધોબી તો નાદાન છે. આટલી મોટી જવાબદારી શી ચીજ છે, એને શી ખબર? દિવસે દિવસે કંગાળોની સંખ્યા વધતી જશે. તમે સંભાળી જ નહિ શકો.

જિતેઈએ કહ્યું—ભગવાન પર જ ભરોસો રાખ્યો છે. નિતેઈ તો પાગલ છે, અંતે આ મિલકત મેં એકઠી શા માટે કરી છે? મિલકત રહેશે તો એ લોકો જ માલિક બનશે. નહિ રહે તો એમને જ દુઃખ થશે. મિલકત જો ઘટતી જાય છે, તો ઘટવા દો. આટલા બધા લોકોની દુવાઓ એમને મળશે. એનાથી તેઓ એમનો ઘરસંસાર માંડશે.

પંડિત પ્રહરાજે થોડી છીંકણી સૂંઘી. કહ્યું કે—કળિયુગમાં દુષ્ટોના વિનાશ માટે ભગવાન પોતે ધરતી પર ઓછા ઊતરી આવે છે? એમણે સુદર્શન ચક્ર મોકલ્યું છે. હવે તો, દુનિયામાં જેટલા મહાપાપી છે, તે બધા સડકો પર મરી જશે. નારાયણ સ્વહસ્તે દુર્જનોનો સંહાર નથી કરતા. તેઓ લોકોને ખાવાપીવાથી વંચિત રાખીને મારે છે. નાયકજી! કળિયુગ ખતમ થઈ રહ્યો છે. પાપીઓ તરફ કોઈ પ્રકારની સહાનુભૂતિ દર્શાવવી યોગ્ય નથી.

ચિંતેઈ સોઈ તથા પંડિત પ્રહરાજ નિરાશ થઈ ઘરે પાછા ફર્યા. જિતેઈ નાયકે રસોડું બંધ ન કર્યું. નિતેઈ નાયકે થોડા નવયુવાનોને સાથે લઈ પહેલ કરી. જેટલાં મડદાં પડ્યાં હતાં, બધાંને ખભે ઊંચકી દૂર એક જગ્યાએ ફેંકી આવ્યા.

કહે છે મુસીબત આવે છે ત્યારે એકલી નથી આવતી. ભૂખમરા સાથે મરકી ફાટી નીકળી. રોજ સેંકડો ગરીબો મરવા લાગ્યા. નિતેઈ હવે શું કરે? રોજ મડદાં લઈ જવાનાં ને દૂર દૂર ફેંકી આવવાનાં—એ જ હતું એનું કામ. ધોબી આ જોઈ રહી હતી. મરકીમાં મરેલા માણસોને આ રીતે ખભે ઊંચકીને લઈ જવામાં ઘણું જોખમ હતું—એણે નિતેઈનો હાથ પકડીને કહ્યું—ના, હું નહિ જવા દઉં. હવે આ ગામમાં રહેવું

પણ ન જોઈએ. ચાલો, આપણે વિષ્ણુપુર ચાલ્યાં જઈએ. ત્યાં થોડા દિવસ રહી પાછાં આવી જઈશું.

—અરે! આ તે કેવું ગાંડપણ? શું, ગભરાઈ ગઈ? ભગવાન નથી? એ તો દરેક જગ્યાએ વિરાજમાન છે. જો મડદાં ન ઉપાડીએ તો બીજાને બચાવવા પણ મુશ્કેલ થઈ જાય. તું આ બધું સમજે છે ને?—નિતેઈએ ધોબીના માથે હાથ મૂકયો હતો ને વચ્ચે વચ્ચે એના વાળમાં આંગળીઓ પરોવતો હતો.

નિતેઈએ પોતાની કમર પર પછેડી બાંધી લીધી અને ચાલવા માંડ્યા. ધોબીએ માથે પાલવ ઓઢી ભગવાનને માથું નમાવ્યું.

નિતેઈની હિંમત જોઈ એના પિતાએ પણ મડદાં ઉઠાવવા માટે કમર કસી. મરકી દિવસે દિવસે વધવા લાગી. પેટની આગ બુઝાવવી એ એમને માટે શકય નહોતું. ખરાબ ચીજ ખાવાનું પરિણામ એ આવ્યું કે રોગચાળો દરેક ઘરમાં આવ્યો. ગામના દેવતા લોકોની રક્ષા ન કરી શકયા. એવો દિવસ આવ્યો કે જિતેઈ નાયક અને એમનો દીકરો નિતેઈ નાયક એક સાથે રોગચાળાનો ભોગ બન્યા. ધોબી અને એની સાસુએ રડી રડીને રાત પસાર કરી. સવારે ચિંતેઈ સોઈને ત્યાં ખબર પહોંચ્યા કે જિતેઈ નાયક અને એમનો પુત્ર નિતેઈ નાયક બંને સદા માટે પોઢી ગયા. ઘરમાં ગરીબો પણ ઘૂસી ગયા હતા, જે કંઈ હતું, લૂંટી લીધું હતું.

ધોબી વિધવા થઈ ગઈ. લગ્નને એક વર્ષ પણ પૂરું નહોતું થયું. એ પોતાના પિતાને ત્યાં પાછી આવી ગઈ. એની કમનસીબીનું કારણ શું હતું? એને માટે કોણ જવાબદાર હતું? કોને ખાતર એનો સોનાનો સંસાર ધૂળધાણી થઈ ગયો? આવું વિચારતાં જ ધોબી વ્યાકુળ થઈ જતી. કંગાળ ભિખારીઓનું દુ:ખ એ સહન નહોતી કરી શકતી. સહાનુભૂતિ દર્શાવવા એણે રસોડું ખોલવાની સલાહ આપી હતી. અંતે થયું શું? એના જ સંસારનું સત્યાનાશ વળી ગયું.

બે મહિના સુધી ધોબી પથારીમાં પડી રહી. રડી-રડીને પોતાનો વખત પસાર કરતી હતી. માએ કેટલીયે વાર એને સમજાવી. પણ માને તો ને? માએ કહ્યું—અરે, ધોબી! તું શા માટે આટલી દુ:ખી થાય છે? જે

થવાનું હતું તે થઈ ગયું. માની લે કે તને એક ખરાબ સપનું આવ્યું હતું. તું તો મારી વહાલી દીકરી છે. હજી પણ તારું કશું નથી બગડયું. હું ફરીને તારાં લગ્ન કરાવી આપીશ. ચાલ, ઊઠ.

ધોબી આ સાંભળતાં જ વધુ રડી પડેલી. ધ્રુસકેધ્રુસકાં ભરતી એ ઘણો સમય રડતી રહેલી.

દાદી પણ આવીને સાંત્વન આપતી. કયારેક કયારેક મજાક પણ કરતી હતી — અરે, એક ગયો તો શું થયું? બીજો આવશે! પછી ધોબીનું માથું પોતાના ખોળામાં રાખી, એ હિંમત પણ આપતી — ભૂલી જા રે! માની લે કે આ તો તારી ઢીંગલા-ઢીંગલીની રમત હતી. દુઃખી થવાની કોઈ જરૂર નથી. હું તને બીજી સોનાની ઢીંગલી બનાવી આપીશ.

ધોબીને આ બધું સારું નહોતું લાગતું. એ પોતાનો હાથ ખેંચી દાદીથી દૂર ચાલી જતી.

નિધિ સોઈ, ધોબીના કાકા, એની પાસે નિયમિત આવતા. ધોબી જ એમનું જીવનધન હતી. નાનપણથી જ ધોબી એના કાકાના ખોળે જ ઊછરી હતી. પોતાના મનની વાત કાકાને જ કહેતી, બીજા કોઈને નહિ. એવી ઘણી વાતો હતી, જે પોતાની બહેનપણીઓને પણ કહી શકતી નહોતી, પરંતુ કાકાને કહેવામાં એને જરા પણ સંકોચ નહોતો થતો. નિધિ સોઈ પણ ધોબીને સારી સલાહ આપતા હતા. આટલાં બધાં બાળકોના પિતા હોવા છતાં, ધોબીને જ પોતાની એકમાત્ર દીકરી સમજતા હતા.

આજે ધોબીને આ શું થઈ ગયું? કાકા ચિંતા કરવા લાગ્યા. ધોબીનો ચહેરો જોતાં જ એ રડી પડતા હતા. ધોબી નજીક આવીને બેસતાં જ રડી પડતી હતી. કાકા એનું માથું પોતાના ખોળામાં મૂકી એની પીઠ પસવારતા હતા — ધોબી, તું આ શું કરે છે? અરે, તારો કાકો જીવતો બેઠો છે. જયાં સુધી મારા જીવમાં જીવ છે, હું તને રડવા નહિ દઉં. તું શાંત થઈ જા. બધું ઠીક થઈ જશે.

ધોબી ચૂપ થઈ જતી. કાકી જતાં જતાં સહેજ થોભી જતી ને મોં ફેરવી લેતી. નાનાં છોકરાંઓ પણ આવીને ધોબીને વહાલ કરતાં, એની પીઠ પર સવાર થઈ જતાં.

હરિ મહાંતિ ગામના મોટા કાયદેબાજ હતા. ચિંતેઈ સોઈએ હરિ મહાંતિને બોલાવ્યા. પૂછ્યું કે જિતેઈ નાયક અને નિતેઈ નાયક ઘણી જમીનજાગીર મૂકી ગયા છે. એનું શું થશે? એમનાં સંબંધીઓ લઈ લેશે?

હરિ મહાંતિએ પોતાની મૂછ પર તાવ દીધો. ચિંતેઈ સોઈના કાન નજીક જઈને કહ્યું — સોઈજી, જો સંબંધીઓ એમની મિલકત લૂંટી જાય તો હું કલમ છોડી દઈશ ને ઘાસ કાપીશ. શું સમજ્યા? જાણો છો, આ કાગળ પર કોનો અંગૂઠો છે? આ છે જિતેઈ નાયકનો અને આ છે નિતેઈ નાયકનો. આ કાગળ સાચવીને રાખો. ઘણો કામનો છે. મેં શું કર્યું ખબર છે? તમે જ્યારે દીકરીને દિલાસો આપતા હતા, ત્યારે બેય શબ પાસે જઈ એમના અંગૂઠા લઈ લીધા. શું સમજ્યા?

હરિ મહાંતિએ એમ પણ કહ્યું કે જ્યાં સુધી ધોબી બીજાં લગ્ન ન કરે, ત્યાં સુધી બધી મિલકતની એ જ માલિક રહે, પણ જો એ બીજાં લગ્ન કરી લે તો મિલકત પરનો એનો અધિકાર રદ થઈ જાય. આ કાગળમાં ધોબીને દત્તક લેવાનો અધિકાર મળી જશે. એની સંમતિ જિતેઈ નાયક અને નિતેઈ નાયક પોતે જ આપશે. પાછલી તારીખ નાખી આ કાગળ લખાશે. ધોબી દત્તક કોને લેશે ખબર છે? નિધિ સોઈ — જે તમારા નાના ભાઈ છે — એના વચલા દીકરા — વિદેઈ (વિદ્યાધર)ને.

— પોતાના ભાઈને?

— હા, હા, ભાઈને. કાયદો ગમે તે કહે, આવું થઈ શકે છે. દેશમાં એવો રિવાજ છે. સોઈજી, હું કલમથી કામ લઉં છું, હાથથી નહિ. બંને મિલકત એક થઈ જશે. આજથી જ સંપત્તિ પર નજર રાખજો. સંપત્તિને તમારા કબજામાં રાખો. સંભાળ રાખવા માટે એક માણસ રાખો. એકાદ વાર જાતે જઈને જોઈ આવો.

— બરાબર છે, મહાંતિજી. તમે તો અમારા જ માણસ છો. એક વાર તમે જઈ આવો. ધોબી તમારા નામનું જ મુખત્યારનામું લખી આપશે.

— ભાઈસા'બ મને ક્યાં વખત છે? પણ જો તમારો આગ્રહ હશે તો મારે જવું જ પડશે.

ધોબીએ હરિ મહાંતિને નામે મુખત્યારનામું લખી આપ્યું. આ દસ્તાવેજ રજિસ્ટર પણ કરવામાં આવ્યો રામ પ્રહરાજ, બિશી જેના તથા

નીલૂ સાહુ સાક્ષી થઈ ગયા. ચિંતેઈ સોઈ હવે નિશ્ચિંત થઈ ગયા. હરિ મહાંતિ મૂછ પર હાથ ફેરવી રહ્યા હતા. બોલ્યા — સોઈજી, જો બુદ્ધિ હોય તો પાણીમાંથી પણ મલાઈ કાઢી શકાય.

ચાર મહિના વીતી ગયા. ધોબીને થોડીક કળ વળી. ઘરના કામકાજમાં એ પરોવાઈ જતી હતી. હવે એ વિધવા હતી. દર મહિને વ્રત-ઉપવાસ કરવાનો એનો ધર્મ હતો. ગોપીનાથજી, નીલકંઠેશ્વર મહાદેવ તથા રામચંડી દેવીની સેવામાં પોતાનો સમય પસાર કરતી. એને એકલા રહેવાનું વધુ ગમતું હતું. પોતાના ઓરડામાં એ પુરાણ વાંચ્યા કરતી. વાંચતાં વાંચતાં અચાનક રડી પડતી હતી. ફરી પોતાની મેળે શાંત થઈ જતી.

દાદી અંદર આવતાં, તો મજાક કરતાં. મા આવીને એનાં આંસુ લૂછતી. કહેતી — અરે પાગલ! આ શું કરે છે? આવ, હું તને ઘરેણાં પહેરાવું. અરે, ઘણી છોકરીઓની તારા જેવી દશા થાય છે, પણ હંમેશ માટે કોઈ રડ્યા નથી કરતું. એ સૌ પોતાનું દુઃખ ભૂલી જાય છે અને પોતાનું નવું ઘર વસાવે છે.

ધોબી કશું બોલતી નહિ. દાગીના લઈને પહેરતી અને કાકીની સામે આવીને ઊભી રહેતી. કાકી કહેતી — અમારો નિતેઈ કેવો સરસ છોકરો હતો. જેવું રૂપ તેવા ગુણ! ધોબી પાછી રડી પડતી.

પિતાજી હંમેશાં કામમાં રચ્યાપચ્યા રહેતા. ધોબીને મળવાનો એમને ક્યારેય વખત મળતો નહોતો. પરંતુ કાકા જ્યારે પણ ઘરે આવતા, ત્યારે પહેલાં ધોબીને જ બોલાવતા — બેટા ધોબી! તેલ તો લઈ આવ. મારે નાહવા જવું છે. જાણે ઘરમાં બીજું કોઈ હોય જ નહિ, એવું હતું. બધું ધોબીને જ કરવું પડતું. ધોબીએ જ ભાત પીરસવાનો, સાથે બેસીને જમવાનું ને પછી ભાગવત-પુરાણ વાંચી સંભળાવવાનું.

કાકી કહેતી — અરે, ધોબીથી માછલી ખવાય? વિધવાઓને તો માંસાહારની મનાઈ છે ને!

નિધિ સોઈ કહેતા — મને માછલી ખાવાની ડૉક્ટરે ના પાડી છે. મને માથાનો દુખાવો રહે છે ને!

કાકીને આ પસંદ નહોતું પડતું. એ મોં ફેરવી લેતી.

એક દિવસ માએ પિતાજીને પોતાના મનની વાત કહી દીધી— જુઓને, ધોબીની શી હાલત થઈ ગઈ છે! એને માટે એક સારો વર શોધો. ગરીબ હોય તો કંઈ વાંધો નહિ. પણ દેખાવમાં સારો હોવો જોઈએ. આટલી બધી મિલકત શા કામની? ધોબી તો આમાંના અડધાની ભાગીદાર છે.

ચિંતેઈ સોઈ હં–હા કર્યા કરતા પરંતુ કહેતા, આ કુટુંબમાં હજી સુધી જે નથી થયું, એ હું શી રીતે કરું? લોકો શું કહેશે? વિધવા થવું, એ કંઈ નવાઈની વાત નથી. બીજી છોકરીઓ વિધવા થાય છે ને જે રીતે જિંદગી પસાર કરે છે, એમ ધોબી પણ કરશે. જિતેઈ નાયકની બધી સંપત્તિની એ માલિક છે. એને શી તકલીફ છે? એ એક છોકરો પણ દત્તક લઈ શકે. આપણો વિદેઈ એનો દીકરો થશે—એની સાથે ધોબી સુખથી ને આરામથી જિંદગી વિતાવશે. એને કઈ ચીજની ખોટ છે?

—ના, ના, એમ ના કહો. ચૂલામાં જાય તમારી મિલકત! મારી ધોબીને હવે વધુ ન સતાવો. એને માટે તમે એક વર શોધો. ભલે એ મૂરખ હોય કે મજૂર, છોકરો સારો હોવો જોઈએ. લોકો બોલે તો કંઈ વાંધો નથી. પણ ધોબીની જિંદગી સુધરી જશે.

ચિંતેઈ સોઈ પોતાની પત્નીની વાત સાંભળવા છતાં, મોં ફેરવી ચાલ્યા જતા હતા. તેઓ વિચારતા, અંતે સ્ત્રીની જાત ને! દુનિયાદારી શી ચીજ છે, એની એને શી ખબર? કેટલીયે સ્ત્રીઓ વિધવા રહીને મરી છે. ધોબી જો લગ્ન કરી લે તો નાયક કુટુંબની મિલકત હાથથી જશે. સાત પેઢી સુધી ચાલે એટલી મિલકત કોઈથી છોડાય?

ધોબીની મા નિરાશ થઈને નિધિ સોઈ પાસે દોડતી. સાંભળ્યું? તમારા ભાઈ શું કહે છે? પછી એ બધી વાત પોતાના દિયરને પણ કહી દેતી.

નિધિ સોઈ કહેતા—ભાભી તમે શા માટે ધોબીની ફિકર કરો છો? આ બધી વાત ભાઈને શા માટે કહો છો? ધોબી મારી દીકરી છે. હું એની જવાબદારી લઈશ. થોડા દિવસ જવા દો. એનું ગાંડપણ આપોઆપ

ચાલ્યું જશે. જ્યારે એ એકદમ બરાબર થઈ જશે, ત્યારે હું ભાઈની સલાહ મુદ્દલ નહિ માનું. તમે હજી થોડા વધુ દિવસ થોભી જાઓ.

—ભાઈની વાત નહિ માનો? મને શું ખબર નથી? ભાઈ જો કહે કે સળગતા અંગારા ખાઈ જા, તો તેય તમે ખાઈ જશો. તમે તો એમની સામે ઊભા રહેતાં પણ ડરો છો ને પાછા કહો છો કે એમની વાત નહિ માનો. મને બધી ખબર છે, સમજ્યા?

—ભાભી મારું માનો. હું ખરું કહું છું કે ધોબી માટે હું ભાઈથી નહિ ડરું, કદી નહિ ડરું.

બે મહિના વીતી ગયા. ધીરે ધીરે ધોબીનું દુઃખ ઓછું થતું ગયું. પહેલાં તો હંમેશાં ઓરડો બંધ કરી પથારીમાં પડી રહેતી. પરંતુ હવે અહીંતહીં ફરી થોડુંક કામ કરવા લાગી હતી. ભગવાન માટે માળા ગૂંથવી, પુરાણ વાંચવું વગેરે કામ કરતી અને બપોરે જ્યારે દાદી સાથે 'કાંજિગાત'ની રમત રમાતી, ત્યારે એ એમાં પણ ભળી જતી. કંઈક રમૂજ થતી, તો કયારેક કયારેક તેમાં પણ જોડાતી.

સંસારનો આ નિયમ છે—કોઈનું દુઃખ કાયમ માટે નથી હોતું. સમય જ દુઃખને હળવું કરી દે છે. કયારેક કયારેક તો એમ લાગે કે જાણે આખું ભવિષ્ય અંધકારમય છે. પરંતુ એવી સ્થિતિ હંમેશ માટે નથી રહેતી. સમુદ્રનાં ઉદ્દંડ મોજાં તોફાન પછી ફરીને શાંત થઈ જાય છે.

વહેલી સવારે ધોબી ગોપીનાથ દેવની પૂજા કરવા નીકળી જતી. પૂજારીને હાથે દેવતાને મસ્તકે ફૂલચંદન આદિ ચડાવડાવી દેતી. એક કલાક બેસી કશુંક ગણગણતી હતી. વારંવાર દંડવત્ પ્રણામ કરતી હતી. ઘરે પાછી ફરી નાનાં નાનાં ભાઈબહેનોની સાર-સંભાળ લેતી હતી. પાંચ વર્ષનો વિદેઈ એને સૌથી વધુ વહાલો હતો. વિદેઈ હમેશાં ધોબીની સાથે રહેતો. ધોબી એને ખોળામાં લઈ ખૂબ હેત કરતી.

વિદેઈને જ ધોબી દત્તક લઈ લે. એના સસરા અને પતિદેવની સંમતિ તો મળી ગઈ છે. એ બધી મિલકતનો માલિક બની જશે. આ

વાત યાદ આવતાં જ ધોળી ચોંકી ઊઠતી. વિદેઈને ખોળામાંથી ઉતારી મૂકતી. એકીટશે એના ચહેરા સામે જોયા કરતી. જાણે એ બીજું જ કોઈક હોય એમ!

વિદેઈ ધોળીના મનની વાત નહોતો પામી શકતો. એ એના ખભા પર ચડીને કહેતો, 'દીદી, ચકલાચકલીની વાર્તા કહો ને?'

ધોળી એને મૂકીને દોડી જતી, વિદેઈ રડી પડતો હતો.

કાકી દોડી આવતી ને વિદેઈને ખોળામાં લઈ લેતી. પણ વિદેઈ ચીસો પાડતો—'હું દીદી પાસે જઈશ.'

કાકી ધમકાવી ધમકાવીને એને ચૂપ કરવાનો પ્રયત્ન કરતી, પણ વિદેઈ ચૂપ થાય તો ને? કાકી ખિજાઈને, એને નીચે પછાડી બડબડાટ કરતી ચાલી જતી.

ધોળી ક્યાં સુધી વિદેઈને રડતો સહન કરી શકે? એ દોડી આવતી પોતાના ઓરડામાંથી. વિદેઈને ખોળામાં લઈ વહાલ કરતી. વિદેઈ ચૂપ થઈ જતો. ધોળી એને ચકલાચકલીની વાર્તા સંભળાવતી.

સાંજે ધોળી મહાદેવના મંદિરે જતી. નીલકંઠેશ્વર મહાદેવનું મંદિર ગામને બીજે છેડે હતું. મંદિર જૂનું હતું. મંદિરની ચારે તરફ બીલી, દેવદાર, નાળિયેર વગેરેનાં જાતજાતનાં વૃક્ષ હતાં. એક જૂનું તળાવ હતું, પરંતુ અત્યારે એ સુકાઈ ગયું હતું. તોયે એમાં ઘણું પાણી હતું અને કુમુદના છોડ હતા. એમાં સાપ પણ ઘણા હતા.

મંદિરવાળા રસ્તે બનેઈ પરિડાનું ઘર આવતું હતું. ખેતરમાંથી એ ઘર દેખાતું હતું. દીવાલો તૂટી ગઈ હતી. પરંતુ નગ્ન દીવાલો હજીયે ઊભી હતી.

બનેઈ પરિડાનું ઘર દેખાતાં જ ધોળી ચોંકી જતી. યાદ આવી જતું કે બનેઈ પરિડાનો દીકરો—સનિયો અહીં રહેતો હતો. ભગવાન જાણે સનિયો ક્યાં ચાલ્યો ગયો. કયા સ્મશાનમાં એનું શરીર ગીધડાં-કૂતરાંનું ભોજન બન્યું હશે! કોણ જાણે!

કેવો સુંદર, કેવો બુદ્ધિશાળી હતો સનિયો! પરંતુ હવે નથી રહ્યો. ધોળી વિચારમાં ને વિચારમાં આગળ વધતી હતી.

દુકાળિયાઓને જોતાં જ ધોળી ગુસ્સે થઈ જતી. એમને કારણે જ એનું સત્યાનાશ થઈ ગયું. કંગાળોનું દુઃખ એનાથી સહેવાતું નહોતું, એટલે એણે રસોડું ખોલ્યું હતું. પરંતુ ઈશ્વર કદાચ એ લોકોને શિક્ષા કરવા માગતો હતો. ધોળી શા માટે ભગવાનના એ કાર્યમાં બાધક બની? એટલે ભગવાને એને જ સજા આપી.

સાંજનો સમય હતો. ધોળી મહાદેવના મંદિરમાંથી પાછી આવતી હતી. બનેઈ પરિડાના પાડોશી — બામ ઓઝાની દીકરી ટિમી દોડતી દોડતી આવી અને બોલી — ધોળી દીદી! તમે સાંભળ્યું? બનેઈ પરિડાનો દીકરો સનિયો પાછો આવ્યો છે. છી! છી! શું સૂરત બનાવી છે. દીદી, એ ઓળખાય એવો જ નથી. જાણે સ્મશાનમાંથી મોતના મોંમાંથી નાસી ન આવ્યો હોય!

ધોળી ચમકી ગઈ. એને વિશ્વાસ બેસી ગયો. ટિમીનો હાથ પોતાની હથેળીમાં લઈ હલબલાવીને પૂછ્યું — કોણ આવ્યું છે?

— સનિયાભાઈ! સનેઈ પરિડા — બનેઈ પરિડાનો દીકરો. ગોપીનાથજીના મંદિરની પાસે બેઠો છે. એની પાસે ઘણા લોકો એકઠા થઈ ગયા છે. એને કંઈક કંઈક પૂછે છે. હું એ રસ્તેથી જ આવતી હતી. મેં જરા સંતાઈને એમની વાતો સાંભળી. મારા પિતાજી કહેતા હતા — અરે સનિયા! તારા ઘર પર તો છાપરું જ નથી! ક્યાં રહીશ?

ધોળીથી વધુ આગળ ન જવાયું. ઘાસપાન ને જંગલી ઝાડીથી છવાયેલા સનિયાના ઘર તરફ જોયું. એણે એક લાંબો શ્વાસ લીધો, ને પૂછ્યું — ટિમી, સનિયાભાઈએ શો જવાબ આપ્યો? કહે ને!

— ખબર નથી. લોકો બહુ જ અવાજ કરતા હતા. એનો જવાબ મેં ન સાંભળ્યો. એક નાનું છોકરું સનિયાની નજીક ચાલ્યું ગયેલું. ગામના પરિયા કેવટે ચીસ પાડી કહ્યું — અરે એય! એને અડીશ નહિ. ઈશ્વર જાણે, જાહેર રસોડામાં કોની કોની સાથે જમ્યો હશે. એની જાત જળવાઈ નથી. સનિયો તો હવે અછૂત છે અછૂત!

— અછૂત !

— હા, ધોબી દીદી. કેટલાક લોકો એવું જ કહેતા હતા. પણ મારાથી ત્યાં વધુ વખત રોકાવાયું નહિ. પેલા બિશી જેનાનો છોકરો ચંદરા છે ને ? બહુ બદમાશ છે ! મારી તરફ ત્રાંસી આંખે જોતો હતો. ધીરે ધીરે મારી તરફ જ આવતો હતો. હું ત્યાંથી નાસી છૂટી.

ધોબી કદાચ ટિમીની વાત ન સમજી. એ પોતાનામાં જ ખોવાઈ ગઈ હતી. સનિયાને જોવા એ વ્યાકુળ થઈ ગઈ. મૂંગી મૂંગી આગળ વધી.

ટિમીએ કહ્યું — એની સાથે બીજું કોઈ નથી. એકલો આવ્યો છે.

'બીજું કોઈ નથી'નો અર્થ ધોબી સમજી. એણે સહાનુભૂતિથી પૂછ્યું — અચ્છા. બીજી કંઈ ખબર મળી ?

ટિમીએ કહ્યું — કંઈ ન મળી દીદી ! લોકો કહે છે કે એ તો મરી ગઈ. કોઈક તો કહે છે કે ખ્રિસ્તી કે મુસલમાન... પણ હા, મારી મા કહેતી હતી કે નીલકંઠેશ્વર મહાદેવને પાણી ચડાવવાથી તેઓ આપણી વાત સાંભળી લેશે. એ મોટા ભગવાન છે ને, સૌનું સાંભળે છે.

ધોબીને તો પોતાને ઘરે જવું હતું. પરંતુ એને થયું કે પોતે પણ ગોપીનાથજીના મંદિર તરફ જાય જ્યાં સનિયો બેઠો છે. ત્યાંથી ઘણો અવાજ આવતો હતો. ટિમીએ કહ્યું — દીદી ઘણા લોકો એકઠા થયા છે !

બંને એ તરફ જ ચાલવા લાગી.

રાતનું અંધારું હતું. હજી આકાશમાં ચાંદો નહોતો ઊગ્યો. ધોબી ઘર તરફ આવી રહી હતી — એકલી. સનિયાની દર્દભરી કથા એના દિલને સતાવતી હતી. સનિયાના જીવનમાં એક પછી એક મુસીબત આવી હતી. એ મોત સામે લડ્યો હતો. પરંતુ ગામના અજબ ખેંચાણને નહોતો ટાળી શક્યો. ઘણા દિવસો પછી એ ગામ પાછો ફર્યો હતો. ગામની માટીએ તો એને સ્વીકારી લીધો હતો. પરંતુ ગામના લોકો એને સ્વીકારતા નહોતા. એણે પ્રાયશ્ચિત્ત કરવું પડશે. પ્રાયશ્ચિત્ત કર્યા પછી જ એ સમાજમાં દાખલ થઈ શકશે. જ્યાં સુધી એ કામ નહિ થાય, એને ગામવાળા પાસેથી પાણી

પણ નહિ મળે. કોઈની ઓશરીમાં—કોઈના ઘરને છાંયડે પણ એ આશરો નહિ લઈ શકે.

જીવવું એ પણ શું પાપ છે? જીવવા માટે માનવીએ ઘણુંબધું કરવું પડે છે. શું એ પણ ગુનો છે? મનુષ્યના અંતરાત્મા પાસે એ ગુનેગાર નથી. જે દિવસે માનવી આ ધરતી પર આવ્યો, એ જ દિવસથી એને જીવવાનો અધિકાર મળી ગયો. એ જ દિવસથી ખાવાનો અને પહેરવા-ઓઢવાનો અધિકાર એને મળ્યો.

ધોબી વ્યાકુળ થઈ ગઈ હતી. સનિયો ગમે તેવો હોય, કંગાળ તો છે જ. કંગાળો ખાતર તો એણે પોતાનું સર્વસ્વ ગુમાવ્યું છે. ઘણા બધા ગરીબો રસ્તાના કિનારે પડ્યા પડ્યા હમેશ માટે સૂઈ જાય છે. સનિયો પણ ગરીબોમાંનો જ એક છે. એ કંગાળો પ્રતિ કોઈ સહાનુભૂતિ નહિ દાખવે.

પરંતુ સનિયો હતો પોતાના ગામનો છોકરો. એટલે ધોબીના દિલમાં સનિયા માટે થોડી જગ્યા હતી. સનિયાની યાદ એને સતાવતી હતી.

ધોબીએ વિદેઈને ખોળામાં સુવાડી દીધો. એને વાર્તા કહી. વાર્તા કહેતાં કહેતાં બંનેને ઊંઘ આવી ગઈ.

કાકી આવી. બંનેને ઉઠાડીને બોલી, 'કાકા રાહ જોતા બેઠા છે. ધોબી સાથે નહિ બેસે તો એમના પેટમાં ખાવાનું કેમ જશે?' કાકીએ મોં મચકોડ્યું, ને બોલી—ઢોંગ છે ઢોંગ... વિચિત્ર ઢોંગ છે... હં!

ધોબીથી ખવાયું નહિ એને એક જ વિચાર આવતો હતો—સનિયો દુકાળિયો છે... સનિયો કંગાળ છે. આતુરતાપૂર્વક જાણે સનિયો એની જ સામે તાકી રહ્યો હતો. જાણે એના કંપતા હાથે ધોબીના હાથ પકડીને કહેતો હોય—મને પણ એક મૂઠી ચોખા દઈ દે—મેં કશું ખાધું નથી. ધોબીને પોતાના સસરા અને પતિ પણ યાદ આવ્યા. કંગાળોની સેવામાં જ એમણે પોતાનો જીવ આપી દીધો હતો. સનિયો પણ ગરીબો-માંનો જ છે.

સનિયો શું ભૂખ્યો-તરસ્યો પડી રહેશે? ગામની ભાગોળે, ખુલ્લા આકાશ નીચે કડકડતી ઠંડીમાં સનિયો ધ્રૂજતો ધ્રૂજતો પડી રહેશે! આવી

સ્થિતિમાં જિતેઈ નાયકની વહુ અને નિતેઈ નાયકની પત્ની શી રીતે આરામથી ઊંઘે? આ પ્રશ્નો ધોબીને સતાવવા લાગ્યા.

ધોબીએ વિચાર્યું—મારા સસરા અને પતિ કોને માટે આટલી મોટી મિલકત મૂકી ગયા છે? સેંકડો મણ અનાજ પતિના ઘરેથી અહીં લાવવામાં આવ્યું છે. શા માટે? સસરા તથા પતિ જે કામ અધૂરું મૂકી ગયા છે, એ ધોબી પૂરું કરી શકશે? કોને કહે? પિતાજી તો કદાચ નારાજ થાય. પિતાજીની બીકથી કાકા પણ મોં નહિ ખોલે. સાસરાનાં સગાંવહાલાંનો અહીં કોઈ અધિકાર પણ નથી. તો ધોબી શું કરે? કોને કહે પોતાના દિલની વાત?

ધોબીથી પૂરું ખવાયું નહિ. અડધા પેટે જ એ ઊઠી ગઈ. કાકાએ પૂછ્યું—દીકરી, હજી થોડું ખા! રોજ ઓછું ને ઓછું ખાતી જાય છે. કેટલી નબળી થઈ ગઈ છો, ખબર છે? શી વાત છે?

ધોબીથી કશો જવાબ અપાયો નહિ. પરંતુ કાકીએ ખોટેખોટું કહી દીધું. એમણે કહ્યું—મેં ના પાડી હતી કે સાંજે ઠંડો ભાત ન ખા, પણ મારું માને તો ને?

કાકા નિશ્ચિંત થઈ ગયા. પરંતુ ધોબીને સમજાયું નહિ કે કાકી ખોટું શું કામ બોલી?

અડધી રાત. ઠંડી કંઈક વધુ હતી. ધોબી પથારી છોડી બહાર આવી ગઈ. દાદી નિશ્ચિંતતાથી નસકોરાં બોલાવતી હતી. ધોબીએ ચારે તરફ નજર દોડાવી. સૂમસામ, શાંતિ, તમરાંના અવાજથી રાતની નીરવતા તૂટતી હતી. આકાશમાં ચાંદો ઊગ્યો હતો. વાતાવરણ સાફ હતું. ધોબીની આંખમાં ઊંઘ નહોતી. એને સતત સનિયાની યાદ સતાવતી હતી. એ ઝાડ નીચે સૂતો હશે—ભૂખ્યા પેટે, ઉઘાડે શરીરે. એને ઊંઘ તો ક્યારેય નહિ આવતી હોય. એ શું કરતો હશે?

બાળપણની ઘણી વાતો એને યાદ આવી. સનિયો ખરેખર એને ખૂબ ચાહતો હતો. ધોબી કંઈ પણ કહે, સનિયો તરત કરી આપતો. સનિયાને આશા પણ હતી કે એક દિવસ ધોબીનો હાથ ઝાલી પોતાને

ઘરે લઈ જશે. એને પોતાની પત્ની બનાવશે. પરંતુ બનેઈ પરિડાએ એમાં અવરોધ ઊભો કર્યો. ધોબીના પિતા પણ બનેઈ પરિડાનું અભિમાન ન સહી શકયા. એમણે બદલો લીધો. પણ એ માટે સનિયો જવાબદાર નથી.

સનિયાએ એનો હાથ પકડીને કહ્યું હતું — ધોબી! પિતાજીએ ના પાડી દીધી. પંડિત પ્રહરાજ પણ ચાલ્યા ગયા. હવે કહે, આપણે શું કરીએ? ધોબીને એ વાત યાદ આવી.

ધોબીએ મજાકમાં કહી દીધું હતું — જા, 'કંઈ' (કુમુદનું ફૂલ) તોડી લે.

બસ, એ જ દિવસે વાત થયેલી. છેલ્લી વાત. એ પછી મુલાકાત નહોતી થઈ.

આજે કંઈ નથી. બાપ-દીકરી બંને ગામ છોડીને ચાલ્યાં ગયાં હતાં. હજી સુધી પાછાં નહોતાં આવ્યાં. ધોબી પણ એ દિવસની નથી રહી. જે દિવસે એ વિષ્ણુપુર છોડી દુર્ગાપુર ગયેલી, એ જ દિવસે એ ધોબીનું મૃત્યુ થઈ ગયું હતું. અત્યારે જે ધોબી જીવે છે એ તો જુદી છે.

સનિયો હજી પણ જીવે છે. આવડી મોટી દુનિયામાં એ એકલો છે. એનું નસીબ જ ફૂટેલું છે. એને માટે ભગવાન પણ પથ્થર બની ગયા છે. એ આ જ ગામનું સંતાન છે. શું ગામના દેવતા સામે જ એ તરફડીને મરી જશે?

ધોબીનું શરીર ધ્રૂજી ઊઠયું. એણે સેંકડો મોત પોતાની આંખે જોયાં હતાં. કેવાં ભયંકર હતાં એ મૃત્યુ? માનવીનાં સુંદર સ્વપ્નોને મૃત્યુ જ છિન્નભિન્ન કરી નાખે છે. માનવી આ દુનિયામાં સેંકડો ઇચ્છાઓ લઈને જીવે છે. ભવિષ્યના સુખ ખાતર એ ઉત્સાહથી કામ કરે છે. પરંતુ બધું અધૂરું રહી જાય છે. માણસ મરી કેમ જાય છે? પોતાની બેદરકારીથી કે દેવતાની ઇચ્છાથી? કોણ જાણે?

ધોબીની આંખમાંથી આંસુની ધારા વહેતી હતી.

રાત ઘેરી થઈ ગઈ હતી. થોડે દૂરથી ગીધડાંની ચીસો સંભળાતી હતી. ધોબી વધુ વ્યાકુળ થઈ ગઈ. એક દિવસ પોતાના પતિને મોઢે એણે સાંભળ્યું હતું — 'એક અધમૂઆ કંગાળને એક ગીધે પકડી લીધો હતો — ત્યારે બંનેની લડાઈ થયેલી — મોત અને જિંદગીની લડાઈ — કંગાળની ચીસો કેટલી ભયંકર હોય છે, એ તે દિવસે એણે એના પતિ પાસે

સાંભળ્યું હતું — લોકો લાઠીઓ લઈને પહોંચી ગયેલા, પણ કંગાળને બચાવી નહોતા શક્યા. એના આખા શરીરે ઘા પડ્યા હતા. ખૂબ ખરાબ રીતે ઘાયલ થઈ ગયેલો.

સનિયાના પણ શું એવા જ હાલ થશે? ધોબી આવી સ્થિતિ કલ્પનામાં પણ ન સહી શકી. 'ના, હું એને બચાવીશ. ગમે તેમ કરીને બચાવીશ.' એણે નિર્ણય કરી લીધો. કદાચ એથી બદનામી થશે, પિતાજી નારાજ થશે. હશે, જે થવાનું હશે તે થશે. ભગવાન બેઠા છે. ઉપરથી એ બધું જુએ છે.

ધોબીએ આકાશ તરફ જોયું. ચંદ્રનું મોં છુપાવી વાદળો જાતજાતની આકૃતિઓ રચી રહ્યાં હતાં. ધોબીના મનમાં જાતજાતના વિચારો ચાલતા હતા. પણ એક જ વિચાર, પેલા ઉજ્જવળ ચંદ્રની જેમ એના દિલના આકાશમાં વસી ગયો. સનિયાને પણ જીવવાનો અધિકાર છે. હા, સનિયો જીવશે, જરૂર જીવશે. સમાજની નજરમાં ભલે એ પતિત, કંગાળ તથા અછૂત હોય, પરંતુ આત્માની દિવ્ય દૃષ્ટિએ એ છે દુનિયાનો શ્રેષ્ઠ જીવ — મનુષ્ય.

ધોબી ઊઠી. એનું નારીત્વ વધુ ઊજળું થઈ ગયું. એ એક સ્ત્રી છે. એનો જન્મ થયો છે સર્જન માટે, ધ્વંસ માટે નહિ. એ જાણે છે, પોતે માતા છે. જનની થવા માટે નારી એક પુરુષની સહાય લે છે. માતા થવા માટે એને જરૂર છે શક્તિની. કોમળતા જ એની મહાન શક્તિ છે.

ધોબીએ વધુ વાર ન કરી.

ઘરમાં કાકા અને કાકી ઘોરતાં હતાં. સામેના ઓરડામાંથી માનાં નસકોરાંનો અવાજ આવતો હતો. ધોબીએ દીવો કર્યો. પેટીમાંથી કપડાં કાઢ્યાં. એક સારું રેશમી વસ્ત્ર પણ કાઢ્યું. આ કપડાં એના પતિનાં હતાં. તેઓ આજે નથી. કપડાંની પાછળ એક કથા છે. કંગાળોને બચાવવા એમણે જીવન આપ્યું હતું. એમની જ અંતિમ નિશાનીરૂપ આ કપડાં હતાં. આજે એ કંગાળ માટે ઉપયોગી થાય તો સારું જ છે.

ધોબી રસોડામાં ગઈ. એને થયું કે એ કોઈને નહિ ઉઠાડે. જે કંઈ કરશે, જાતે જ કરી લેશે. કોઈને ખબર નહિ પડે. એ પોતે જ પેલા કંગાળની જિંદગી બચાવશે.

અંધારી રાત અને કડકડતી ઠંડી છતાં ધોબી ઘરેથી નીકળી પડી. આખા ગામના લોકો જ્યારે ઘરની અંદર સપનાં જોતા હતા અને ભૂત-પ્રેતના ડરથી દરવાજો ઉઘાડતાં પણ ડરતા હતા એવા વાતાવરણમાં ધોબી ઘરેથી નીકળી ગામની ભાગોળે આવી ગઈ. એના ખભે કપડાંલત્તાં હતાં અને હાથમાં હતો પાણીનો લોટો.

ધનવાન સોઈ કુટુંબની લાડકી દીકરી ધોબી એકલી કદી નીકળી નહોતી. એની સાથે નોકરચાકર રહેતા. સખીઓ સાથે રહેતી. પરંતુ આજે એ એકલી હતી. શિયાળાની ઘેરી રાતે એક ગરીબની સેવા કરવા એ આગળ વધતી હતી. એ જાણતી હતી કે પોતાના પતિનું અધૂરું કામ એણે પૂરું કરવું પડશે. પછી ભલે એમાં જીવનું જોખમ હોય.

વૃક્ષોની આડમાં ચંદ્ર સંતાકૂકડી રમતો હતો. મંદિરના ચબૂતરા પાસે, સનિયો ધૂળમાં પડચો હતો. એનું આખું શરીર ઠરી ગયું હતું. ઉપરથી ઝાકળ પડતી હતી. નીચેની જમીન હિમ જેવી થઈ ગયેલી. સનિયાએ એક નાનું ફાટેલું કપડું શરીર પર નાખી રાખ્યું હતું, એનાથી એનું શરીર ઢંકાતું નહોતું. એનું પેટ ખાલી હતું. કદાચ બે દિવસથી એણે કશું ખાધું નહોતું. આવી સ્થિતિમાં ઊંઘ શી રીતે આવે ? હા, આ દશામાં તો કેવળ મોતની નિદ્રા આવી શકે.

સનિયો ઊઠી ગયો. અડધી રાત. શાંતિ. એણે ચારે તરફ નજર દોડાવી. બધાં જાણે એની મજાક ઉડાવી રહ્યાં હતાં. જાણે ઇશારા કરી કહી રહ્યાં હતાં, પાછો ચાલ્યો જા, કુટુંબ, સગાંવહાલાં વગેરેનાં બંધનો ખોટાં છે. જન્મભૂમિની માયા એક નશો છે. આખી દુનિયા જ તારી જન્મભૂમિ છે. સમસ્ત ધરતી તારી મા છે. તારી હાજરીને બીજા લોકો જ્યાં અનુભવી શકે એ જ તારો દેશ છે. તારા કુટુંબીઓ એ જ છે, જે તારા વિના રહી ન શકે. જાતિ, ધર્મ ? બધું દંભ છે — દંભ !

સામે જ ગોપીનાથજીનું મંદિર હતું. કેટલાય યુગ જૂનું મંદિર હતું. સનિયાના પૂર્વજોએ ગોપીનાથજીની પૂજા કરી હતી. અવારનવાર ભક્તિભાવે એમની પ્રાર્થના કરી હતી. પરંતુ કદી પથ્થરની મૂર્તિમાંથી ભગવાન નહોતા

નીકળ્યા. લાખો લોકો રસ્તાની ધારે તરફડીને મરી ગયા, ગોપીનાથજી, કે કોઈ 'જી' તો એમનું રક્ષણ ન કરી શક્યા. તો આ ધર્મ કયા દર્દનો ઇલાજ છે? આ પૂજા, પ્રાર્થના વગેરે કયા રોગની દવા છે? કેટલાંયે મંદિરો — ને કેટલાંય ગોપીનાથજી ભાંગીતૂટીને માટીમાં મળી જાય છે. કોઈ એકાદે પણ સજીવન થઈ પોતાની રક્ષા નથી કરી.

બધું જૂઠું, બધો ભ્રમ. દેવતા, જે મનુષ્યના હાથે બન્યા છે, મનુષ્યની શી રીતે રક્ષા કરી શકે? મનુષ્યનું જીવન કે મોત, એના પોતાના જ હાથમાં છે. જ્યાં એ હારે છે, ત્યાં મરી જાય છે. દુનિયામાં કેવળ બે જ સત્ય છે. જીવન અને મૃત્યુ. જેના પાસે તાકાત છે, એ ખાઈ શકે છે, તાકાતવાન માનવી, બીજા પાસેથી ઝૂંટવીને પણ ખાઈ શકે અને જીવી શકે છે. જેની તાકાત નથી, એને મરવું પડે છે.

સનિયાની કોઈ તાકાત નથી. એ મરી જશે.

ચારે તરફથી મૃત્યુએ જ એને ઘેરી લીધો છે. મોતે જ એને પોતાને ઘરે આમંત્રિત કર્યો છે. એને જીવવાનો કોઈ ઉત્સાહ નહોતો, કોઈ ઇચ્છા નહોતી. એની બધી આશાઓ તૂટી ગઈ હતી. મા, બહેન, ભાઈ — કોઈ પણ પાછું નહોતું આવ્યું. કદાચ બધાં જ ગુજરી ગયાં હતાં. ગામના લોકો — જેમને એણે પોતાના કુટુંબીજનો માન્યા હતા — એને ઇચ્છતા નહોતા. માનવી પોતાને માટે નથી જીવતો. એ જીવે છે બીજાઓ માટે, જે એને ચાહે છે, એનાં સુખદુઃખમાં ભાગીદાર બને છે.

સનિયાનું કોઈ નહોતું. ગામના લોકો એને ચાહતા નહોતા. કોઈ એના તરફ જરા સહાનુભૂતિભરી નજર પણ નાખતા નહોતા. જાણે એની હસ્તી જ નહોતી — લોકો એની સાથે એવો જ વર્તાવ કરતા હતા. જ્યાં એણે જન્મ લીધો એ ગામમાં એ અજનબી બની ગયો. આવી સ્થિતિમાં એ કોને માટે જીવે? સામે એક મોટું તળાવ હતું. એનાં ઊંડાં પાણીમાં ગામના ઘણા લોકોએ હમેશ માટે પોતપોતાનાં દુઃખદર્દ છુપાવી દીધાં હતાં. સનિયો પણ એમ જ કરશે. શરીરનું દુઃખ હવે એનાથી વધુ સહન નહિ થાય.

મંદિરની સામે એક ભાંગીતૂટી ઝૂંપડી હતી. એક કૂતરો ખુસુર-ફુસુર અવાજ કરતો હતો. ઝાડ પરથી ફટ્ ફટ્ અવાજ સાથે એક ચામાચીડિયું

ઊડી ગયું. ચંદ્ર ઉપર હરતું-ફરતું વાદળ પોતાની કાયા બદલી રહ્યું હતું. ઠંડી હવાની એક લહેરખીએ જાણે સનિયાનાં હાડકાં હલાવી નાખ્યાં. આકાશમાં તારા સંતાકૂકડી રમતા હતા. વાતાવરણ મોતનું નહિ, પણ જિંદગીનું હતું.

આ વાતાવરણ અનંતકાળથી જીવિત છે. સૌનું મોત આવ્યું છે, સૌની સ્થિતિ પાયમાલ થઈ ગઈ છે. પરંતુ દુનિયામાં આ વાતાવરણ—જીવનની આ શોભા કાયમ છે. સનિયો મરી જશે—જેમ ઝાડનું પાંદડું મરે છે તેમ. પણ ઝાડ નહિ મરે. દુનિયા આટલી જલદી નહિ મરે, નહિ બદલાય. દુનિયાનું ચક્ર ચાલતું જ રહેશે. સનિયાની જેમ લાખો લોકો જીવે કે મરે, દુનિયા એની નોંધ નહિ લે. એ તો પોતાને માર્ગે ચાલ્યા કરશે.

સનિયાનો જીવનદીપ બુઝાઈ રહ્યો હતો. દીવાના ક્ષીણ પ્રકાશને ફૂંક મારીને બુઝાવી દેવાની શક્તિ સનિયામાં નહોતી. સામે તળાવ હતું—પાણીથી ભરેલું. પણ પાણી સુધી જવાય શી રીતે? ઊઠવાની તાકાત જ નહોતી.

સનિયાનું નિર્બળ માથું સામેની બાજુ નમેલું હતું. એણે માથું ઊંચક્યું. જોયું તો તળાવને કિનારે કોઈ આગળ વધી રહ્યું હતું—એની તરફ.

એ એકીટશે જોઈ રહ્યો. કોની છાયા છે આ? કોણ છે? ધોબી!

મંદિરની સામેની ઝૂંપડીમાં કૂતરાઓ માટે જગ્યા હતી, પરંતુ સમાજથી તિરસ્કારાયેલા પતિત તથા અછૂતો માટે નહોતી. ગરુડસ્તંભની પાછળના ચબૂતરાને ધોબીએ પોતાના પાલવથી જ ઝાપટીને સાફ કરી નાખ્યો. બે કૂતરા ત્યાં સૂતેલા, એ ડાંઉ ડાંઉ કરતા ભાગી ગયા. ચંદ્રનો પ્રકાશ ફેલાતો હતો. ધોબીએ સનિયાનો હાથ પકડી એ જ જગ્યાએ એને બેસાડી દીધો. એનામાં ચાલવાની શક્તિ નહોતી. ધોબીએ એના શરીરને લૂછીને સાફ કરી દીધું. સાથે લાવેલી એ નવું કપડું પહેરાવી દીધું. રેશમી વસ્ત્રથી એનું શરીર ઢાંકી દીધું. પોતાની આંગળીઓથી એના વાળ ઠીક કરી દીધા.

સનિયો સરખી રીતે બેસીને આરામ કરતો હતો ત્યારે ધોબીએ પોતાનો ડબ્બો ખોલ્યો. મા જે રીતે બાળકને ખવડાવે, એ રીતે ધોબીએ પોતાના હાથે જ સનિયાને ખવડાવ્યું.

હજી સુધી વાત થઈ જ નહોતી. ન તો સનિયામાં બોલવાની શક્તિ હતી કે ન તો ધોબી કંઈ બોલતી હતી. સનિયો તો જાણે પોતાની જાતને ભૂલી જ ગયો હતો. ધોબીની દયા અને સહાનુભૂતિ માટે એનો અંતરાત્મા આભારવશ હતો. પરંતુ પોતાની આભારવશતા પ્રગટ કરવા માટે એના મોંમાંથી શબ્દો નહોતા નીકળતા. આંખો પણ સુકાઈ ગઈ હતી. આંસુનું ટીપું પણ નહોતું આવતું. એ તો હતો નિર્બળ, નિરાશ્રિત, સમાજથી તિરસ્કૃત. એનો આત્મા અનુભવતો હતો દુનિયાની એક નવી સરસતા, જીવવાનો એક નવો ઉમંગ. એ ઇચ્છતો હતો કે મોતની શાંતિ છોડી, એ ફરી પાછો આંટીઘૂંટી ભરેલી દુનિયામાં આવી જાય અને જીવનની પ્રતીક્ષા કરતો થાય. પોતાના નિર્બળ શરીરમાં એણે એક નવી ભગવત્-શક્તિ અનુભવી હતી. એ શક્તિ હતી એક સ્ત્રી....ધોબી! ધોબી!!

સનિયાના ઉઘાડા શરીરે હાથ ફેરવતાં ફેરવતાં ધોબીની આંખો ભીની થઈ ગઈ હતી. વીતેલા દિવસોની વાતો યાદ આવતી હતી—બાળપણની રમતો, યુવાનીની ઇચ્છાઓ. દુષ્કાળના કરાળ કોળિયામાંથી સનિયો નાસી છૂટચો હતો. પરંતુ સમાજે એને માફ નહોતો કર્યો. એ આજે પતિત થઈ ગયો હતો. એને સમાજમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો. એને ક્યાંય આશરો નહોતો મળ્યો. ન તો ક્યાંય એને આશરો મળશે. જે ગામમાં એનો જન્મ થયો હતો, ત્યાં એ આજે પરદેશી હતો. જે પોતાનાં હતાં એ પારકાં થઈ ગયાં. એને એક મુઠ્ઠી ચોખા પણ નહિ મળે. ભૂખના માર્યા એને ગામની ભાગોળે જ સૂઈ રહેવું પડશે, હંમેશ માટે.

ધોબી ચમકી ગઈ. ના, ના, હું એને નહિ મરવા દઉં. સનિયો ભૂખનો માર્યો નહિ મરે. સનિયાના પિતા બનેઈ પરિડાએ થોડાક અનાજ માટે પોતાની બધી જમીન ધોબીના પિતાને આપી ગામ છોડયું હતું. છેલ્લી વાર એ આવ્યા હતા પોતાની ત્રણ એકર જમીન વેચવા—ભીખ માગવા નહિ. સનિયો આજે રસ્તાનો ભિખારી નથી. ઓછામાં ઓછી ત્રણ એકર જમીનનો એ માલિક છે. એ જમીનમાં તો બનેઈ પરિડા સોનું ઉગાડતા હતા.

એક વીતેલા દિવસની વાત ધોબીને યાદ આવી. રાતનો સમય હતો. ચિંતેઇ સોઇના આંગણામાં એક નાનકડી સભા થઈ હતી. ચિંતેઇ સોઇ,

રામ પ્રહરાજ, હરિ મહાંતિ, બામ ઓઝા, બિશી જેના વગેરે ઘણા લોકો હાજર હતા. ચિંતેઇ સોઇએ કહ્યું કે મહાદેવ ચોકમાં બનેઇ પરિડાની ત્રણ એકર જમીન છે. એ આજ સુધી કોઇને વેચાઇ નથી — પરિડા કુટુંબનાં બધાં લોકો તો મરી ગયાં છે. કોઇ ઘરે પાછું નથી ફર્યું. આ જમીન વણખેડાયેલી કેમ પડી રહે? આ જમીનની નજીક બિશી જેના અને બામ ઓઝાની જમીન છે. બંને મળીને જમીન વહેંચી લે અને ખેતી કરે. પાકનો અડધો ભાગ એ લોકો લઇ લે ને બાકીનો અડધો ભાગ પંડિત પ્રહરાજ દ્વારા ભગવાનની પૂજામાં વપરાય. ગામમાં જ્યારે 'જાત્રા' થશે, ત્યારે એને માટે આમાંથી જ થોડા પૈસા વપરાશે.

એ સભામાં જ્યારે આ નિર્ણય થયો ત્યારે ધોબી ત્યાં હાજર હતી. એણે બધું સાંભળ્યું હતું. એટલે કે સનિયાનો અનાજ વગેરેનો પાક પંડિત પ્રહરાજને ઘરે જમા છે. જ્યારે સનિયાનો પોતાનો પાક અને પોતાની જમીન સાબૂત છે, ત્યારે સનિયો આજે ભૂખ્યો શા માટે રહે? ભૂખને લીધે એ શા માટે મરે?

ધોબીએ આ બધી વાતો સનિયાને ન કહી. સમજી-વિચારીને એક નિર્ણય કરવાની સ્થિતિમાં એ નહોતી. દૃઢતાપૂર્વક કંઇક કરવાની હિંમત પણ એનામાં નહોતી. એણે વિચાર્યું, પહેલાં તો સનિયો જીવે, તંદુરસ્ત થઇ જાય, પછી કોઇક નિર્ણય લેવો પડશે.

ધીરે ધીરે, ખૂબ નરમાશથી તેણે કહ્યું, સનિયા, ભાઈ, થોડી વાર સૂઇ જા, આરામ કર, તંદુરસ્ત થઇ જા. ઘણા દિવસો પછી ઘરે પાછો આવ્યો છે. ગામનો કોઇક માણસ ચોક્કસ સહાનુભૂતિ બતાવશે. દુનિયામાં સુખ અને દુઃખની ધારા વહે છે. નિરાશ થવાથી કંઇ ઓછું વળશે? તું આરામ કર.

પથ્થરના, બરફ જેવા ઠંડા ચબૂતરા પર એક ફાટેલું કપડું પાથરીને ધોબીએ સનિયાને સુવાડી દીધો અને કહ્યું, સનિયા, ભાઈ! સવારે જ્યારે આંખ ખૂલે ત્યારે મંદિરમાંથી ચાલ્યા જજો. નહિ તો લોકો અમથી ધમાલ કરશે. હજાર જાતના પ્રશ્નો પૂછશે. એના કરતાં તો મૂંગા રહેવું સારું.

કંગાળની જીભ ખૂલી ગઇ — ધોબી! — એનો હાથ પોતાની હથેળીમાં લઇને ધોબીએ જવાબ આપ્યો, શું છે, સનિયા ભાઈ!

—મારે મરવું નથી, ધોબી.

ધોબી હસી ને બોલી—સનિયાભાઈ, કોઈ મરવા માગતું નથી, છતાં માનવી અવશ્ય મરે જ છે.

ધોબીની હથેળીમાં સનિયાના હાથ ધ્રૂજી ઊઠયા. એક કલાક પહેલાં, જેણે તળાવનાં પાણીમાં કૂદીને આત્મહત્યા કરવાનું ઇચ્છ્યું હતું, એ હવે મૃત્યુના નામથી ચમકી શા માટે ગયો? ધોબીના મુલાયમ હાથ જેવા એના શરીરને અડયા કે એના જીવનમાં પેદા થયો નવો ઉમંગ, જીવવાની નવી આશા. અધમૂઆ હાડકાંના માળખામાં નવજીવન શરૂ થઈ ગયું.

સનિયાએ કહ્યું—ના, ના, મેં મોતનાં ઘણાં સ્વરૂપો જોયાં છે. જ્યારે મરવાનો સમય આવશે, ત્યારે મોત આવી જ જશે, એમ માન્યું હતું. પણ ધોબી! તેં મને જિવાડયો છે. મારા મનમાં જીવવાની નવી આશા જાગી છે, કેવળ તારે માટે!

ધોબીનું આખું શરીર કંપી ઊઠયું, ભય અને શરમ તેના શરીરમાં ફરી વળ્યાં. હાડપિંજર પણ પ્રેમ કરી શકે છે! એનાં હાડકાંમાં પ્રેમ અને આવેગની વીજળી પણ છે! પતિત અછૂતની ઇચ્છાઓ પણ છે—જીવવા માટે, સુખ અને આનંદ માટે.

ધોબીએ સનિયાના હાથ છોડી દીધા. એના મનમાં પેલો જૂનો વિચાર વીજળીની ગતિએ ઝબકી ગયો. સ્વર્ગવાસી સસરા અને પતિનાં અધૂરાં કામ પૂરાં કરવાં પડશે. એક મૃતપ્રાય કંગાળને જિવાડવા, એ અડધી રાત્રે પણ એકલી દોડી આવી હતી—કંગાળને મોંએથી પ્રેમની વાતો સાંભળવા નહિ.

—પણ..., એણે ફરી વિચાર્યું, ગામની ભાગોળે ઘણા ગરીબો ભૂખના માર્યા હંમેશ માટે સૂઈ ગયા હતા. ધોબી એમને ખાતર તો રડી નહોતી. એમના તરફ તો સહાનુભૂતિ દાખવી નહોતી. પતિના મૃત્યુ પછી એ રડી રડીને સમય વિતાવતી હતી. એ વખતે સ્વર્ગવાસી સસરા અથવા પતિનાં અધૂરાં કાર્યો પૂરાં કરવાની ઇચ્છા શા માટે ન થઈ? પરંતુ આજે, જ્યારે સનિયો ગરીબ થઈને ગામ પાછો ફર્યો, ત્યારે એનું મન બદલાઈ ગયું. શા માટે? શા માટે? શા માટે?

ધોબીની આંખો છલકાઈ ગઈ. મનમાં ને મનમાં એ રડતી હતી. એને

થયું કે પોતે મોટી ભૂલ કરી છે. અન્યાય કર્યો છે. એના પતિ સ્વર્ગધામમાં હતા. એમને તો ધોબીના મનના વિચારોનો ખ્યાલ આવી ગયો હશે. એમનાથી એ શું છુપાવશે? એને દગો નહિ દઈ શકાય. એ સમજતી હતી કે એક કંગાળ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા એ અડધી રાત્રે એકલી નહોતી આવી. એ આવી હતી, કેવળ સનિયા માટે, હા, હા, માત્ર સનિયા માટે.

ધોબી અકળાઈ ઊઠી. પોતાનો વિચાર એને પોતાને જ ખરાબ લાગ્યો. દુનિયાની નજરે કદાચ એનો દોષ ચડયો નહોતો, પણ પોતાની નજરમાં? પોતાની નજરમાંથી તો એ બચી શકે એમ નહોતી.

અંધારી રાત, નીરવતા! ધોબી પાછી ફરતી હતી.

ઘરની નજીક —

ધોબીએ જોયું કે કોઈકનો પડછાયો દીવાલની આડશે સંતાઈ ગયો. કદાચ કોઈ ઊભું હતું.

— ધોબી!!

અવાજ હતો ધોબીના કાકા નિધિ સોઈનો. ધોબીએ જવાબ આપ્યો — હા, કાકાજી!

— મા, આવી અંધારી રાતે એકલાં બહાર ન નીકળાય. તને નથી ખબર, પણ આ સમયે દેવીદેવતા આવ-જા કરે છે — ચાલ, ઘરે ચાલ.

નિધિ સોઈએ ધોબીના હાથમાંથી લોટો ને ડબ્બો લઈ લીધાં. ધોબી મૂંગી થઈ ગઈ હતી.

થોડા દિવસ વીતી ગયા. મંદિરની સામેની ઝૂંપડીમાં સનિયાને રોજ રાત્રે ખાવાનું મળી જતું હતું. પરંતુ ધોબીના મુલાયમ હાથોનો સ્પર્શ એ પામતો નહોતો. ધોબીને ખાતર એણે મૃત્યુનો વિચાર છોડયો હતો અને નવા ઉત્સાહથી જીવવા ઇચ્છયું હતું. અડધી રાત્રે નિધિ સોઈ જાતે ખાવાનું લાવતા હતા અને સનિયાને પ્રેમથી જમાડતા હતા, આ વાતની કોઈને ખબર નહોતી. એમણે કોઈને કહ્યું પણ નહોતું.

ગામલોકોએ જોયું કે દિવસે દિવસે સનિયાની તબિયત સુધરતી જતી હતી. પહેલાં સહેલાઈથી ગણી શકાતી, એ છાતીની પાંસળીઓ હવે માંસપિંડની નીચે ઢંકાઈ ગઈ હતી. સનિયો કયાં રહે છે, શું ખાય છે,

શું કામ કરે છે એ જાણવાનો પ્રયાસ કોઈએ કર્યો નહોતો. ગામલોકોની નજરે સનિયો એક ગરીબ હતો. એણે જાહેર રસોડામાં હલકી કોમના લોકો સાથે ભોજન કરી નાતજાત ગુમાવી હતી. લોકો એને જોતા તો મોં મચકોડીને ચાલ્યા જતા. એના પડછાયાથી દૂર ભાગતા.

સનિયો પોતે પણ દૂર રહેતો હતો. એ વિચારતો કે સમાજથી વિખૂટા પડવાનું કારણ હતું દુષ્કાળનું દુષ્પરિણામ. એને માટે જવાબદાર કોણ? એ કોને કોને દોષ દે?

ધીરે ધીરે સનિયામાં તાકાત વધી. હવે એ મજૂરી કરી પેટ ભરી શકે તેમ હતો—હવે નિધિ સોઈની દયાની શી જરૂર છે? વિષ્ણુપુર ગામમાં જ એ શા માટે રહે? જે ગામમાં એના પિતા બનેઈ પરિડા મજૂરો પાસે પોતાનું ખેતીવાડીનું કામકાજ કરાવતા, એ ગામમાં એ બીજાનાં ખેતરોમાં મજૂરી કરે? બીજાના આપેલા ભાત, ઓશરી નીચે બેસી અછૂતની માફક ખાય? ના, એનાથી એવું નહિ થાય. નદીની પેલે પાર દુર્ગાપુર વગેરે ઘણાં ગામ છે, જ્યાં એને કોઈ ઓળખતું નથી. એ પણ કોઈને ઓળખતો નથી—ત્યાં જઈને મજૂરી કરશે અને પોતાનું પેટ ભરી લેશે.

એણે પોતાના મનની વાત નિધિ સોઈને જણાવી દીધી—નિધિ કાકા! એ ગામડાંઓમાં કોઈ મને ઓળખતું નથી. ત્યાં થોડી મહેનત કરીને ગુજરાન ચલાવી શકીશ. પરંતુ પોતાના જ ગામમાં પોતાના લોકોની સામે કૂતરાની માફક જીભ લટકાવી પડી રહેવાનું, અછૂતની જેમ જીવન વિતાવવાનું ઠીક નથી લાગતું. પરદેશમાં તો શરમ પણ નહિ આવે.

નિધિ સોઈએ સમજાવ્યો, સનિયા, આ તારી ગેરસમજ છે. તારું કોઈ નથી, એ ઠીક છે. પણ સાત પેઢીની ઘરની જમીન તો પડી છે. તું જો ચાલ્યો જશે તો આ ગામમાંથી પરિડા-ખાનદાનનું નામ કાયમ માટે ભૂંસાઈ જશે. દુનિયામાં કાયમ માટે નથી સુખ હોતું, નથી દુઃખ. સુખ અને દુઃખ બંને જોડાયેલાં છે—તું આ જ ગામમાં મહેનત કરીને થોડા પૈસા કમાઈ લે. પછી પ્રાયશ્ચિત્ત કરી લેજે—એ પછી બધું બરાબર ચાલશે.

—પણ, નિધિ કાકા! હું રહું ક્યાં? ઘર તો છે નહિ.

નિધિ સોઈ કશુંક કહેવા માગતા હતા. પણ અટકી ગયા. એમણે

જોયું કે ઝાડની પાછળથી પરિ દલેઈ અને રામ મહરાજ એ જ રસ્તા પર આવી રહ્યા હતા. એમણે કહ્યું, 'અરે, જરા ધીરજ રાખ. બધું ઠીક થઈ જશે.'

નિધિ સોઈ પોતાને રસ્તે ચાલ્યા ગયા.

સનિયો પંડિત મહરાજની રાહ જોતો બેઠો. તેઓ નજીક આવ્યા એટલે એણે નમસ્કાર કર્યા. મહરાજે જરા હસી માથું હલાવ્યું. ગળું ખોંખારી બોલ્યા — અરે! જમતો જાય છે! વાત શું છે? પરિ દલેઈ શું કહે છે, સાંભળ્યું?

પરિ દલેઈએ કહ્યું — તમે જાતે જઈને શા માટે નથી જોઈ આવતા? મારી મા પોંઆ વેચવા દુર્ગાપુર ગામ ગયેલી. ત્યાં તારી બહેન પુનીને જોયેલી. મધુ ભોઈ બાઉરી (અસ્પૃશ્ય જાત) — જે નિતાઈ નાયકના ખેતરમાં કામ કરે છે, એના જ ઘરમાં રહે છે, એની હાલત સારી છે. તારા ખબર પૂછતી'તી.

મહરાજે કહ્યું — અરે સનિયા, હવે તો તું પ્રાયશ્ચિત્ત કરીશ, તોયે જાતિમાં ફરી નહિ જેડાઈ શકે. કુટુંબની આબરૂ જેવી ઘરની દીકરી એક અછૂત બાઉરી છોકરા સાથે રહેવા લાગી. એનાથી વધુ ભૂંડું બીજું શું હોઈ શકે? એમ કર, હવે તું બાઉરી જાતમાં ભળી જા. જે હોય તે, કોઈ એક જાતિમાં સાથે રહેવું વધુ સારું.

મહરાજ અને દલેઈએ એવી વાત કરી, જાણે સનિયા પર ગોળી ચલાવી હોય! એ લોકો ચાલ્યા ગયા. સનિયો ઊઠીને નદી તરફ ચાલ્યો. બંધ પાસેના પીપળાના ઝાડ નીચે બેસીને બીજા ગામ તરફ નજર દોડાવી. સવારનો સમય હતો. ચારે તરફ બાલસૂર્યનો નરમ પ્રકાશ ફેલાયેલો હતો.

સનિયાના મનમાં ઘણા વિચારો આવી ગયા. પરિ દલેઈ ખોટું ન બોલે. ખોટું શું કામ બોલે? પુનીએ અંતે અછૂત બાઉરીના ઘરમાં આશ્રય લીધો! બીજા લોકો કયાં ગયા? પુની જીવતી છે — આ વાતથી સનિયાને આનંદ ન થયો. પુની જીવ્યા છતાં જીવતા જેવી નથી. એણે કુટુંબ પર કલંક લગાવ્યું છે. પેટ ખાતર માણસે ઘણુંબધું કરવું પડે છે. ભૂખના માર્યા માણસે કૂતરા પાસેથીય ખાવાનું છીનવી લીધું છે. રસ્તાની ધારે

હંમેશ માટે સૂઈ ગયા છે. પરંતુ કોઈએ અછૂત બાઉરીના ઘરમાં આશરો નથી લીધો.

સારું કર્યું કે ખરાબ એ વિચારવાની સ્થિતિમાં એ નહોતો. પુનીએ જે કર્યું તે, પણ એક વાર એને જોવાની સનિયાને ખૂબ ઇચ્છા થતી હતી. એને થયું, પોતે જશે ને પોતાની આંખે જોઈ આવશે. ને જો બનશે તો, પુનીને બાઉરીના ઘરેથી બચાવી પોતાની સાથે લઈ આવશે.

પીપળાના ઝાડ નીચે થઈને પગપાળા જવાનો રસ્તો હતો. ખેતર સુધી. એ પછી નદીનો તટ, રેતી અને પાણીનો પ્રવાહ—ગામના લોકો ત્યાં જ નાહતા હતા.

પોષનો મહિનો હતો. સવારના પહોરમાં ઘણી ઠંડી હતી. કળશી અને અડદના છોડથી ખેતરો છવાયેલાં હતાં. જાણે માઈલો સુધી કોઈએ લીલી બિછાત ન પાથરી હોય! તડકે તાપવાનો સમય થઈ ગયો હતો. પરંતુ બંધ પાસે હજી સુધી કોઈ નહોતું આવ્યું. દરેક ઘરમાં ટાઢિયા તાવની માંદગી હતી. લોકો ખૂબ હેરાન થતા હતા. કેટલાક લોકો મરી પણ ગયા હતા. ગામના વૈદ જે દવા આપતા હતા, એનાથી કશો ફાયદો નહોતો થતો. છતાં લોકોનાં દિલને શાંતિ હતી કે ઉપચાર થઈ રહ્યો છે. આખરે દેવોની મદદ લેવામાં આવતી. હવે ભગવાન ભરોસે—કહીને લોકો નિશ્ચિંત રહેતા હતા.

'બઉલ' (આંબામોર) અમાસ હતી. આંબાનાં ઝાડ પર નવો મોર ફૂટચો હતો. કેટલાક લોકો તો એમ પણ કહેતા કે ઇંદ્રપુરીમાં કેરી નથી થતી. દેવી-દેવતા આંબામોરની સુગંધથી આકર્ષાઈને આ પૃથ્વીલોકમાં આવે છે. એટલે ઘરેઘરે 'બઉલ'નો પૂજા થતી હતી. 'ગંઈઠા', 'મંડા' વગેરે જાતજાતની સ્વાદિષ્ટ ચીજો બનતી હતી. સૂર્ય નીકળતાં પહેલાં ગામની સ્ત્રીઓ નદીએ નાહવા જતી હતી.

થોડી સ્ત્રીઓ નદીએથી પાછી ફરતી હતી. સનિયા તરફ ઊડતી નજર નાખી સૌ પોતપોતાના રસ્તે ચાલ્યાં. સનિયો બધાને ઓળખતો હતો. એ બધાં એને ઓળખતાં હતાં. એ આ ગામનો જ છોકરો હતો. પણ કોઈ એની સાથે વાત નહોતું કરતું. જાણે એ ત્યાં છે જ નહિ. સનિયાએ કોઈને બોલાવ્યાં નહિ. એ પોતાના વિચારોમાં ખોવાઈ ગયો હતો.

નદીમાં નાહીને ધોબી ઘાટ ઉપર આવી.

ધોબીની સાથે બામ ઓઝાની દીકરી ટિમી પણ આવતી હતી. હસતાં હસતાં બંને સખીઓ બંધ ઉપર ચડી. હરિયાળાં ખેતરોની શોભા એ બંનેથી વધુ સોહામણી લાગતી હતી. બંનેનાં હાસ્યનાં મોજાં ખેતરની નીરવતાનો ભંગ કરતાં હતાં.

સનિયાની સમક્ષ એક સપનું હતું. એ હંમેશાં એમાં રાચ્યા કરતો. એ હતી ધોબી, જેને ખાતર એ જીવી રહ્યો હતો, જેને ખાતર એના મનમાં જીવવાની માયા જાગી હતી. ધોબી પણ આગળ ન વધી શકી. ઝાડની નીચે જ ઊભી રહી ગઈ. ટિમીએ એનો હાથ પકડી કહ્યું — ચાલોને ધોબી દીદી! અછૂત સનિયા બઉરીને શું જુઓ છો? તમે સાંભળ્યું ને...?

ધોબીએ એના મોં પર પોતાનો હાથ મૂકીને કહ્યું, બસ કર, ટિમી! મેં બધું સાંભળ્યું છે. પુની જો બાઉરીના ઘરમાં રહે તો એમાં સનિયા-ભાઈનો શો વાંક? એ જો પુનીની સાથે ન રહે અને પ્રાયશ્ચિત્ત કરી લે, તો આપણી નાતમાં પાછા આવી જશે.

સનિયાએ માથું ઊંચકી ધોબી તરફ નજર નાખી. ધોબી પર દુઃખ અને આફતનાં જે વાદળો વરસી ગયાં હતાં એ વિશે સનિયાને નિધિ સોઈ પાસેથી થોડી થોડી ખબર પડી હતી. આજે તો ધોબી એક નવોઢા જેવી લાગતી હતી. એને બાળપણની વાત યાદ આવી. ધોબી — જે વીજળી જેવી ચંચળ હતી, જેની આંખો ચક્રની માફક સદા ઘૂમતી રહેતી હતી, હાથ ફેલાવતાં જ જે ખિલખિલ કરતી હસીને છટકી જતી હતી — એ આજે ઊભી હતી, ભરપૂર યૌવનની પૂરી શાનથી. સવારનો કુમળો તડકો એના ગોરા ચહેરાને વધુ ઉજ્જ્વળ કરતો હતો. પેલા દિવસની જેમ આજે એ જીભ બતાવી મોં નહોતી બગાડતી. પર્વતમાંથી નીકળેલા ઝરણ જેવી આજે એ ચંચળ નહોતી.

ભીનાં વસ્ત્રોમાં ધોબી સામે જ ઊભી હતી. એના ચહેરાથી જ સનિયો અંજાઈ ગયો હતો. એની આંખનાં આંસુઓએ આ હાડપિંજરના મનમાં જીવવાની ઇચ્છા જગાવી હતી. મૃતપ્રાય હોવા છતાં એનાં હાડમાં નવી શક્તિ જન્મી હતી. ધોબીનો કોમળ સ્પર્શ, એની કોમળ વાણી, સનિયા માટે જીવવાનો ખોરાક હતાં. એ સનિયાની સામે ઊભી હતી.

ધોબીની આંખો કેટલી ઉજ્જ્વળ હતી! એમાં હતું અનંત ગાંભીર્ય, અપાર કરુણા. એના ભર્યા ભર્યા ગાલ અને લાલ કમળની પાંદડીઓ જેવા એના નરમ નરમ હોઠ ધીરે ધીરે ફફડતા હતા. યુવાનીના ગૌરવમાં ઉન્નત વક્ષસ્થળ પરનાં કપડાં, જાણે એ તાલમાં કંપતાં હતાં.

ક્ષણભર માટે સનિયો પોતાની જાતને ભૂલી ગયો.

— તબિયત કેમ છે? સનિયાભાઈ!

— જીવું છું — બીજાના આપેલા ભાત ખાઈ ખાઈને.

— બીજાના ભાત? બીજાના શા માટે? એ તો તારા પોતાના ચોખા હતા.

ધોબી કદાચ વધુ કંઈક કહેવા માગતી હતી, પરંતુ ટિમી તરફ નજર પડતાં ચૂપ થઈ ગઈ. પછી હસતાં હસતાં બોલી — સનિયાભાઈ! તારી તબિયત તો સરસ થઈ ગઈ છે! હવે બીજાની સામું શું કામ જુએ છે? મહેનત કરીશ, તો પેટ નહિ ભરી શકાય? તારું ઘર હતું, એ જમીન તો બાપદાદાના જમાનાથી છે ને? થોડાં લાકડાં ને વાંસ મંગાવી એક ઝૂંપડી શા માટે નથી બનાવી લેતો? બીજાની ઓશરીના ઓછાયામાં શા માટે પડ્યો રહે છે? પોતાના ઘરમાં જ રહેવું વધુ સારું ગણાય ને?

— એ જમીન જોઉં છું, ધોબી, ત્યારે દુઃખી થઈ જાઉં છું! એ તરફ ડગ ભરતાં જ લાગે છે, કે જાણે કોઈ મને મારવા દોડી આવે છે! મન થાય છે કે બધું મૂકીને ગામ છોડીને ભાગી જાઉં. જેમની સાથે ઘરસંસાર માંડ્યો હતો, એ બધા આજે ક્યાં રહ્યા?...

હવે ટિમીનું મોં ખૂલ્યું. એણે કહ્યું — તને તો ખબર જ હશે કે તારી બહેન એક અછૂત બાઉરી સાથે લગ્ન કરીને દુર્ગાપુરમાં રહે છે. ધીમે ધીમે બીજાના સમાચાર પણ મળી જશે.

— હા, ટિમી! સનિયાએ જવાબ આપ્યો. કદાચ બીજા સમાચાર પણ મળી જશે. જેમ તેં મજાક ઉડાવી છે, બીજા લોકો પણ મારી મશ્કરી કરશે, અપમાનિત કરશે. હું કોઈનો વાંક નથી કાઢતો. હું કોઈથી નારાજ પણ નથી. જેને ભગવાને જ શિક્ષા કરી, એ બીજાને શી રીતે દોષ દે? ઓળખીતા-પાળખીતાથી એ દૂર રહે, એ જ એને માટે સારું છે.

ધોબી :—ઓળખીતા લોકો મજાક કરી શકે છે, પણ અંતે એ લોકો જ સહાનુભૂતિ દાખવશે. કયારેક એમનું મન પલળશે. સનિયાભાઈ! તું આ ગાંડપણ છોડી દે. પરિડા કુટુંબ નષ્ટ થઈ જાય, એવું કદાચ ભગવાન ઇચ્છતા નથી. કદાચ એટલે જ તું પાછો આવી ગયો છે. હવે ગામની ધૂળમાં જ રહે. નસીબ પલટાઈ જશે. મારું કહેવું માનીશ ને?

સનિયો હસ્યો. ધોબીના ગોરા મુખ સામે એકીટશે તાકી રહીને બોલ્યો—ગામની માટીમાં પડયો રહું? અછૂત બનીને? જેને હું અછૂત કહેતો હતો, એ આજે મને અછૂત કહેશે? હું કેવી રીતે એ સહન કરું? અહીંથી કોઈ બીજા ગામમાં જઈ અજાણ્યા લોકોને હું કહું કે હું 'પાણુ' કે 'હાડી' જેવી અછૂત જાતિનો છું તો કદાચ આટલું દુઃખ નહિ થાય. જો જીવવું જ છે તો આ જ રીતે હું જીવી શકીશ.

તિરસ્કારથી ધોબીનાં નસકોરાં ફૂલી ગયાં. એણે ટિમીને કહ્યું, ટિમી! ચલ, ઘરે જઈએ. જેના મનમાં જે આવશે, એ જ કરશે. આપણને શું લાગે-વળગે? ચલ...!

બંને ચાલી ગયાં. કોઈએ પાછાં વળીને જોયું પણ નહિ. પણ સનિયો એકીટશે ધોબી તરફ જોઈ રહ્યો હતો. બંધની પેલી તરફ એ અલોપ થઈ ગઈ ત્યાં સુધી.

દુર્ગાપુર! નિતેઈ નાયકનું આવડું મોટું ઘર આજે સૂનું પડયું હતું. જિતેઈ નાયક અને નિતેઈ નાયકના મૃત્યુ પછી જ્યારે ચિંતેઈ સોઈ પોતાની વિધવા દીકરી ધોબીને પોતાને ઘરે લઈ ગયા ત્યારે નાયકને ઘરે તાળું લાગ્યું હતું. ઘરમાં પડેલા અનાજની ચોકી કરવા વિષ્ણુપુરથી લોકો આવ્યા. જાહેર રસોડું બંધ થઈ ગયું. બળદગાડીઓમાં દુર્ગાપુરથી વિષ્ણુપુર અનાજ લઈ જવામાં આવ્યું. ગરીબો નિરાશ થઈને નાસી ગયા. જેમનામાં ચાલ્યા જવાની શક્તિ નહોતી, સડકને કિનારે મરી ગયા.

જિતેઈ નાયક જ્યાં સુધી જીવતા હતા, કોઈને ગામ છોડવા દેતા નહોતા. શરમને લઈને અમુક લોકો માગવા નહોતા આવતા. જિતેઈ નાયકને એ ખબર હતી. એ ગામમાં ઘરે ઘરે જઈને લોકોના ખબર-અંતર પૂછતા

હતા. એમના માગવા પહેલાં પોતે જઈને અનાજ, ચોખા વગેરે આપી આવતા. તેઓ કહેતા — જો પહેલેથી આમ કર્યું હોત તો આટલા બધા લોકો ગામ છોડીને ન ચાલ્યા જાત. એમનો મોહ ઘણો મોડો દૂર થયો હતો. એમને થયું કે પૂર્વજોના પુણ્યપ્રતાપથી જ તેઓ આટલી બધી મિલકતના માલિક બની ગયા હતા. પરંતુ આટલી સમૃદ્ધિના સ્વામી થવાનો અર્થ એવો તો નહોતો કે એ બીજાને સતાવે.

જિતેઈ નાયકે પોતાના દીકરાનાં લગ્ન કરી દીધાં હતાં. લક્ષ્મી જેવી વહુ ઘરે લાવ્યા હતા. જ્યારથી ધોબી વહુ બનીને ઘરમાં આવી, ત્યારથી જિતેઈ નાયકની ઉદારતા વધી ગઈ હતી. એ બીજાને આપવા માંડયા. આટલી બધી ચીજો આપવા છતાં એમનો ભંડાર ખાલી નહોતો થયો. જ્યારે નાયક-કુટુંબનો સર્વનાશ થઈ ગયો અને દુર્ગાપુરથી અનાજ વિષ્ણુપુર લઈ જવાયું, ત્યારે લોકોએ વાંધો ઉઠાવેલો. પરંતુ કોઈએ એમનું ન સાંભળ્યું. પરિણામ એ આવ્યું કે દુર્ગાપુરના કેટલાક સારા લોકો પણ ગરીબ બની ગયા. બીજા ગરીબોની સાથે, એ લોકો પણ માગવા માટે હારમાં ઊભા રહી ગયા. તાલુકદાર હરિ મહાંતિ તો યમરાજ જેવા હતા. એમણે ગળામાં તુલસીની માળા પહેરી રાખી હતી. કપાળે ચંદનનું ટીલું પણ કર્યું હતું. માથે ચોટલીયે હતી. પરંતુ ધર્માત્મા થવા માટેના આ બધા ઢોંગ હતા. લોકો હાથ જોડી એમની પાસે કંઈ માગતા, તો ખૂબ નરમાશથી તેઓ કહેતા, ભાઈ જુઓ! હું તો એક મામૂલી નોકર છું. વિધવાનું લૂણ ખાઉં છું. હું કેવી રીતે અનાજ-ચોખા આપી દઉં? તમે લોકો જાઓ, ચિંતેઈ સોઈને ફરિયાદ કરો.

ચિંતેઈ સોઈ પાસે જઈને પણ લોકો આ જ વાત સાંભળતા. નાયકકુટુંબની જે લક્ષ્મી કહેવાતી, એ તો પથારીમાંથી ઊઠતી પણ નહોતી. લોકો કોની પાસે જઈને ફરિયાદ કરે? નિરાશ થઈને લોકો પાછા ફરતા.

હરિ મહાંતિએ પણ 'સહાનુભૂતિ' બતાવી હતી. કેટલાક લોકોનાં જમીન-ઘર વગેરે ગીરો રાખી, અથવા ખૂબ ઓછી કિંમતે ખરીદી, એમને ચોરીછૂપીથી અનાજ આપી દીધું હતું. ઘણા લોકો પાસેથી અંગૂઠાની છાપ અથવા કોરા કાગળ પર સહી લઈ લીધી હતી. આ રીતે વિધવાનું ધન ભૂખ્યાંને આપી પુણ્ય કમાતા હતા!

ધોબી પોતાની મિલકત વિશે કશું જાણતી નહોતી. એ વિશે એણે કશું વિચાર્યું પણ નહોતું. ક્યારેક ક્યારેક હરિ મહાંતિ કાગળો લઈને પહોંચી જતા. ચિંતેઈ સોઈ ધોબીને બોલાવતા. હરિ મહાંતિ કાગળોમાં જ્યાં જ્યાં કહેતા ત્યાં ત્યાં ધોબી સહી કરી આપતી. એને ખબર હતી કે સહીઓ કરવાથી જમીનદારી ચાલે છે. ચાલે કે ન ચાલે, એને શું? મિલકત હોય તોપણ કોણ લેવાનું છે? સંપત્તિ તો ના-વારસ થઈ ગયેલી છે. એને તો જોઈએ પેટભર ખાવા. એથી વધુ લઈને એને શું કરવાનું? સંપત્તિ જાય ચૂલામાં! જેણે મિલકત એકઠી કરેલી, એ બધા આજે ક્યાં ગયા? આજે જે લોકો ગરીબોનું લોહી ચૂસી દગાબાજી ને જુઠ્ઠાણાથી ધન કમાય છે ને બે દિવસ છાતી ફુલાવીને ફરે છે, એમના આવતી કાલે શા હાલ થવાના છે? આ દુનિયા કેટલી અનિશ્ચિત છે!

આવું વિચારતાં જ ધોબીને હસવું આવી જતું.

ચિંતેઈ સોઈને હરિ મહાંતિ પર ઘણો વિશ્વાસ હતો. એમને હતું કે હરિ મહાંતિ ખૂબ પ્રામાણિક માણસ છે. એ કાગળો બરાબર રાખે છે. હરિ મહાંતિએ તૈયાર કરેલા કાગળો એ ફરીને તપાસતા નહિ. તેઓ નિશ્ચિંત રહેતા. ચિંતેઈ સોઈ જ્યારે દુર્ગાપુર જતા ત્યારે એકાદ દિવસમાં પાછા આવી જતા અને માનતા કે બધું કામ યોગ્ય રીતે જ થાય છે. નોકરચાકર, મજૂરો બધા બરાબર કામ કરી રહ્યા છે. બાગબગીચાનું બરાબર ધ્યાન રખાય છે. એ રાજી થઈને ઘરે પાછા આવતા.

કામ થોડું વધારે હોવાથી હરિ મહાંતિ પોતાના ભાણેજ નદિયાને લઈ આવ્યા હતા. પંદર-સોળ વર્ષનો ફૂટડો યુવાન હતો. પોતાના મામાથી પણ વધુ હોશિયાર હતો, જાળ રચવામાં. હમણાં વિદ્યાર્થીની જેમ જાણે તાલીમ લઈ રહ્યો હતો. હરિ મહાંતિ એના પર ખુશ હતા. એમને લાગતું હતું કે નદિયો સારો ઉત્તરાધિકારી બનશે.

દુર્ગાપુરના જે લોકો ગામ છોડીને ગયા હતા, એ પાછા આવી ગયા હતા. એમણે પોતાના સંબંધીઓ ગુમાવ્યા હતા, પરંતુ ગામનું આકર્ષણ તેઓ ટાળી શક્યા નહોતા. હરિ મહાંતિએ પણ આ બાજુ પોતાની માયા-જાળ બિછાવી હતી. જે ગરીબો ઘરે પાછા ફર્યા, એમની પીઠે હાથ ફેરવી એમને જીવવા માટે થોડું ખાવાનું આપી દીધું, પણ એના બદલામાં એમની

જમીન ધૂળના ભાવે લઈ લીધી. ગરીબનો જીવ બચી ગયો. પણ જ્યારે પગ પર ઊભા રહીને જોયું તો પોતાનું કશું જ રહ્યું નહોતું. ન તો ખેતી કરવા માટે જમીન હતી, ન રહેવા માટે ઘર. આટલી મોટી દુનિયામાં એ ગરીબો સાવ અસહાય હતાં.

શું કરે? હરિ મહાંતિને જેટલી જમીન આપી છે, એ તો પાછી ન લઈ શકાય. કાયદો એવો જબરો છે કે જમીન અપ્રામાણિકતાથી પડાવી લીધી હોય તોયે એક વાર ગઈ તે ગઈ જ. ફરી પાછી નથી આવતી. જો લાઠી ઉઠાવીને કંઈ કરવા જાય તો પોતાનું જ માથું ફૂટે. શું થાય?

થોડા લોકોએ હરિ મહાંતિના મજૂર તરીકે પોતાની જ જમીનમાં કામ કરીને પેટ ભર્યું હતું. જે લોકો સ્વમાની હતા, તેઓ ગામના દેવને અંતિમ પ્રણામ કરી ગામ છોડીને ચાલ્યા ગયા. ગામ સાથેનો એમનો સંબંધ હંમેશ માટે તૂટી ગયો.

જે લોકો રહ્યા, એમને પણ શાંતિ ક્યાં હતી? સનિયાની માફક એ લોકો પણ પતિત, અછૂત થઈ ગયા હતા. જમીનદારને મહેસૂલ ન આપવું પડ્યું. પણ જે બ્રાહ્મણ-પુરોહિતોએ આ શરીરના માલિક બની, સ્વર્ગ કે નરકની સીડીઓ પોતાના કબજામાં રાખી હતી, ધર્મની ચાવી જે લોકોના હાથમાં હતી, યુગો યુગોથી આત્માની મુક્તિ માટે જેમણે કાયદા બનાવ્યા હતા, એમનું દિલ આજીજીઓથી ન પીગળ્યું.

જે લોકો અછૂત થઈ ગયા, એમને બ્રાહ્મણોના દેવ સુધી જઈ, પૂજા કરવાનો હક પણ ન મળ્યો. એમની પાસે પૈસા ક્યાં હતા કે કંઈક ખર્ચીને બ્રાહ્મણોને ખવડાવી-પિવડાવી શકે, દક્ષિણા આપી શકે, અને કાયાને શુદ્ધ કરી શકે? ભવિષ્યમાં કદાચ આ અધિકાર મળી જશે, એ જ ઇચ્છાથી એમણે લોહી-પરસેવો એક કરી મહેનત કરી અને ભૂખ્યા રહી પૈસા બચાવ્યા.

પાછા આવીને ગરીબો ફરી જમીનમાં લાગી ગયા. એ હળ ચલાવતા, માટી ઊંચકતા અને પાક ઉગાડતા. પહેલાં પોતાની જમીનમાં આ જ કામ કરતા, હવે બીજાની જમીનમાં કરવા લાગ્યા—બીજાના સુખ માટે. જેમની પાસે વધુ ધન હતું, મજૂરો પોતાની મેળે આકર્ષાઈને ત્યાં ચાલ્યા ગયા. નાનાં ઝરણાં મોટી નદીને મળી જાય છે. પછી બંને એકસાથે સમુદ્ર તરફ દોટ મૂકે છે.

મજૂર હો કે અછૂત, શરીરમાં જે સર્જનાત્મક શક્તિ હતી, એ ન ગઈ, બલ્કે વધતી ગઈ. લોભ પણ વધતો ગયો. સમાજમાં જ્યારે શિસ્ત ન રહી ત્યારે સમાજ દ્વારા લાંછિત નર-નારી જ્યાં પણ મળ્યાં, ત્યાં મિલનની વાસના વધી. પરિણામ એ આવ્યું કે હાથે બનાવેલા પથ્થરના દેવનો ડર ઓછો થઈ ગયો. શિસ્ત, નીતિ, નિયમ વગેરે પાછળ રહી ગયાં. લોકો પોતાની ઇચ્છા પ્રમાણે જીવવા લાગ્યાં. અધમૂઆ સમાજે ચિત્કાર કર્યો—અરે, આ પતિત છે... અછૂત છે.

પુનીના જીવનમાં આમ જ બન્યું હતું.

પુનીએ ઘણું દુઃખ ભોગવ્યું હતું. પોતાના માણસોથી વિખૂટા પડી ગયા પછી પણ એણે પોતાનો જીવ બચાવ્યો હતો. દુષ્કાળમાં એણે ભીખ માગી પેટ ભર્યું હતું. ગામની માયા એ પણ છોડી શકી નહોતી. ઘણા લોકોની આશ્રિત બની. એણે કોઈ ને કોઈ રીતે પોતાનો જીવ જાળવ્યો હતો. ક્યારેક ક્યારેક યુવાનીનો આવેગ દબાવવાનું મુશ્કેલ બનતું, ક્ષણભર કોઈ પુરુષ પ્રત્યે એ ઢળી ગઈ હતી. પરંતુ પાછી આગળ વધી હતી. કોઈ સાથી એને બંધનમાં રાખી શક્યો નહોતો. ક્ષણભરના આનંદ ખાતર એ ગામનાં બંધન ભૂલી શકી નહોતી. પુની સતત આગળ વધતી હતી.

દુર્ગાપુરમાં...

નાયક કુટુંબે ખોલેલા રસોડામાં પેટ ભરવા માટે એ ઘણે દૂરથી આવી પહોંચી હતી. દુર્ગાપુર પહોંચીને જોયું તો, ન તો નાયક હતા, ન તો એમનું રસોડું. ગરીબો ચાલ્યા ગયા હતા. પણ પુનીથી વધુ આગળ ન વધાયું. વિષ્ણુપુર જવાનું મન થયું. વિષ્ણુપુર ત્રણ કોશ દૂર હતું. એને થયું કે કદાચ એના કુટુંબનાં બીજાં લોકો પાછાં આવ્યાં હશે.

પણ દુર્ગાપુરમાં જ એને કોગળિયું થઈ ગયું. મૃત્યુની રાહ જોતી એ સડકની ધારે પડી રહી.

એ દિવસે થોડો થોડો વરસાદ પડતો હતો. સાંજે મુશળધાર વરસાદ પડ્યો. પુની રસ્તાની કોરે અર્ધનગ્ન શરીરે પડી હતી. વરસાદ એના પર નાચતો હતો. પેટમાં અસહ્ય દર્દ હતું. ઊલટીઓ પણ થતી હતી. ખૂબ ધીમા અવાજે એ બોલતી હતી, પાણી...પાણી...

સંયોગવશાત્ મધુ ભોઈ એ જ રસ્તે થઈને જતો હતો. હરિ મહાંતિની એક ગાય ખોવાઈ ગઈ હતી. મધુ ભોઈ એને ક્યાંકથી ખોળી લાવ્યો હતો. એક તાડપત્રની છત્રી ઓઢી એ જતો હતો.

મધુ પચ્ચીસ વર્ષનો તગડો જુવાન હતો. લોકોમાં એવી અફવા હતી કે મધિયો અનાડી છે, ચોરી પણ કરે છે. બે વાર તો જેલ જઈ આવ્યો હતો. રાતના અંધારામાં એ નાળિયેરીના ઝાડ પર ચડી જતો અને નાળિયેર ચોરી લાવીને ખાતો. નાળિયેરનાં મજબૂત છોડાં એ દાંતથી જ કાઢતો, પોતાના હાથેથી નાળિયેર ભાંગતો અને ખાઈ જતો હતો.

ગામમાં જ્યારે રોગચાળો ફાટી નીકળતો કે શીતળા નીકળતા, ત્યારે 'માતા'ને રીઝવવા માટે લોકો હાંડલાંમાં ખાવાનું તથા મિષ્ટાન્ન કોક વેરાન જગ્યાએ મૂકી આવતા. પણ મધુ ચોરીછૂપીથી જઈ બધું ખાઈ આવતો. મોં લૂછી, 'હરિબોલ'નો સાદ પાડી પાછો આવી જતો. એક દિવસ એ આંબાના ઝાડ નીચે સૂઈ ગયો હતો. એક મોટા વાંદરાએ આવીને એના ગાલ પર થપ્પડ લગાવી દીધી. મધુ બડબડતો ઊઠી ગયો, પણ આ વાત એને યાદ રહી. એક દિવસ, બંધ પર એક ઝાડી પાસે ધીરે ધીરે જઈને એણે વાંદરાને પકડી લીધો. વાંદરા સાથે એ નદીમાં કૂદી પડ્યો અને એને દસ ડૂબકીઓ ખવડાવી. કહેતો હતો, 'બોલ 'લ્યા વાંદરા ! ફરી આવું કરીશ ? બોલ. બોલ ! બોલ !'

મધિયાની તાકાત વિશે ઘણી વાત ચાલતી. એ નાગ-સાપનું ડોકું પકડી લેતો, ખતરનાક સાંઢની પીઠ પર બેસી જતો, નદીમાં પૂર આવતું ત્યારે ઘણી સહેલાઈથી તરીને પેલે પાર પહોંચી જતો. લોકો કહેતા કે એ સ્મશાનમાં જઈ ભૂતને પકડી પાડતો હતો. એક ડાકણને પકડવા ગયેલો એ, એક દિવસ એક જીવતીજાગતી સ્ત્રીને પકડી લાવ્યો. એ હતી ગંધિયા પાલની બુઢ્ઢી ફોઈ. એ મૂંગી હતી ને રાત્રે તળાવ તરફ ગયેલી.

મધિયો પુનીનો કરુણ અવાજ સાંભળીને ચમકી ગયો. ગાય મૂકીને એ ઝાડની નીચે આવ્યો. સાંજ પડી ગયેલી, પણ અંધારું નહોતું થયું. ક્ષણવાર માટે એણે પુનીના ચહેરા પર નજર ફેંકી. વ્યાકુળ થઈને એ રડી રહી હતી.

મધિયો કદી સમજી-વિચારીને કામ નહોતો કરતો. જે મનમાં આવે તે કરી લેતો. સારું શું કે ખરાબ શું, તે વિચારતો નહોતો.

સાત વર્ષ પહેલાંની વાત હતી. મંગલ ઘોષ ખંડાયત (ખડ્ગાયત) જાતિનો માણસ હતો. બિકેઈ પુષ્ટિના બગીચામાં મોટાં મોટાં કેળાં જોઈને એને લાલચ થઈ આવી. એણે મધિયાને બોલાવીને કહ્યું, જો કેળાં ખવડાવીશ તો પેટ ભરીને ખીચડી ખવડાવીશ. મધિયો સંમત થઈ ગયો અને કેળાં ચોરતાં ચોરતાં પકડાઈ ગયો. એ માટે એને પંદર દિવસ જેલની હવા ખાવી પડી હતી. પણ પેટ ભરીને ખીચડી પણ ખાધેલી. મંગલુ જૂઠું બોલીને છૂટી ગયો હતો.

જેલમાંથી પાછા આવીને મધિયાએ એક દિવસ મંગલ ઘોષને બોલાવ્યો. બીજા લોકોની હાજરીમાં જ એના માથે લાઠી ઠોકી દીધી. પરિણામ? ફરી બે મહિના જેલની હવા ખાવી પડી. મંગલુએ પંચ બોલાવ્યું, સો-સવાસો રૂપિયા વેર્યા.

પુનીએ ફરી સાદ દીધો — પાણી!

મધિયાએ ચારે તરફ નજર દોડાવી. પાણી ક્યાંથી લાવે? જોયું તો થોડે દૂર એક મરેલા માણસની ખોપરી પડી હતી. ખોપરીનો ઉપરનો ભાગ થોડો ઊંડો હતો. એ દોડીને નદી તરફ ગયો ખોપરીમાં પાણી ભરીને લાવ્યો ને પુનીને પાઈ દીધું! પુનીએ ખૂબ પ્રેમથી પાણી પી લીધું. થોડી વાર પછી બેઠી થઈ આંખો વડે જ મધિયાનો આભાર માન્યો — કદાચ વધુ કંઈક કહેવા માગતી હતી. પણ કહી ન શકી.

— તારું ઘર ક્યાં છે? મધિયાએ પૂછ્યું.

— વિષ્ણુપુર. પુનીએ જવાબ આપ્યો.

— તને તો કોગળિયું થયું છે. હવે અહીં જ બેસ. આપોઆપ વિષ્ણુની નગરીમાં પહોંચી જઈશ!

મધિયો જતો રહેતો હતો. પુનીએ ઊઠવાનો પ્રયત્ન કર્યો. પણ પાછી બેસી ગઈ. એણે કહ્યું — એક રાત પૂરતું ક્યાંક રહેવા મળે તો...

— રાત પૂરતું? મધિયાએ કહ્યું, જેના ઘરમાં રાત રહીશ એણે સવારે મડદું કાઢવું પડશે. એના ઘરમાંથી પણ એકાદને સાથે લેતી જઈશ! હં ને?

મધિયાએ પુની તરફ જરા ધ્યાનથી જોયું. અરે! સારી લાગે છે. કદાચ જીવી જાય! હાલત એટલી બધી ખરાબ નથી. જ્યારે જિતેઈ નાયક જીવતા હતા, કેટલા બધા દરદીઓને જિવાડચા હતા! કદાચ આનું આયુષ્ય પણ પૂરું નહિ થયું હોય. એને યાદ આવ્યું કે જિતેઈ નાયકે એની દાદી માટે જે દવા આપી હતી એ હજી ઘરે પડી છે. ગ્યાસતેલની બાટલીમાં દારૂ પણ પડચો છે. ઘરે લઈ જઈને બે ભાગ પાઈ દેવાથી કદાચ સારી પણ થઈ જાય! જો જીવશે તો પોતાને રસ્તે ચાલી જશે. ને જો મરી જશે, તો છો મરતી! કાલે સવારે મડદાને ખેંચીને નદીની રેતીમાં સુવાડી આવીશ! ગીધડાંને ભોજન મળશે...

વધારામાં 'આઈરી ગૌડ'(એક જાતનો મદારી)નો ચમત્કાર પણ યાદ આવ્યો. મદારી એક હાડકાનો ટુકડો લઈ કાળા ફૂલને અડાડતો હતો. થોડી ક્ષણોમાં જ કાળું ફૂલ સફેદ થઈ જતું. આ હાડકાથી ઢીંગલીઓ નાચતી હતી, પથ્થર બોલતો હતો, માણસ ગુમ થઈ જતો હતો, એક રૂપિયામાંથી ટોપલી ભરાય એટલા રૂપિયા બનતા હતા. જોતજોતામાં ગોટલીમાંથી આંબાનું ઝાડ થઈ જતું હતું. ઝાડ પર ફળ લાગતાં હતાં. કુમારિકાનું હાડકું અડાડી મદારી આ બધા ચમત્કાર કરતો હતો.

કુમારિકાના હાડકાની શોધમાં મધિયાએ કેટલીય રાતો જાગતાં વિતાવી હતી. એણે વિચાર્યું આ છોકરી કુંવારી તો લાગતી નથી. જો હોય તો એક હાડકાનો ટુકડો તો ચોક્કસ મળી જશે. કુમારિકાનું હાડકું જો મળે તો આ મધિયો સૂર્ય-ચંદ્રને પણ નહિ ગણકારે! એક ફૂંકથી બધાને ઉડાવી દેશે!

પોતાના મજબૂત બાહુઓમાં મધિયાએ પુનીને ઉઠાવી લીધી અને ઘરે લઈ ગયો.

પણ પુની મરી નહિ, સારી થઈ ગઈ. કુમારિકાનું હાડકું મેળવવાનું જે સ્વપ્નું મધિયાએ જોયું હતું એ ભાંગીને ભુક્કો થઈ ગયું. લોકોને ખબર પણ પડી ગઈ કે મધિયો રસ્તે પડેલી એક છોકરીને ઉપાડી લાવ્યો છે. હરિ મહાંતિએ જ્યારે મધિયાને બોલાવીને પૂછ્યું ત્યારે મધિયાએ બધું સાચેસાચું કહી દીધું. હરિ મહાંતિએ સલાહ આપી, એને કહે, ચાલી જાય. 'બાઉરી'વાડાના લોકોએ વાંધો ઉઠાવ્યો છે. તને બાઉરી નાતમાંથી કાઢી મૂકશે.

એ રાત્રે જ મધિયાએ પુનીને ચોખ્ખેચોખ્ખું સંભળાવી દીધું. એય ! નીકળી જા, મારા ઘરમાંથી. એક જ તો ઓરડો છે. તું ક્યાં રહીશ અને હું ક્યાં રહું ? જો મરી જાત તો એક સરસ કામ થવાનું હતું ! ખેર...!

પુની એકીટશે મધિયા તરફ જોઈ રહી હતી. એણે જવાબ આપ્યો — જુઓ હું ખડાયતા જાતિની છોકરી છું. અછૂત બાઉરીના ઘરે રહેવું પડ્યું છે. હવે ક્યાં જાઉં ? તમારા પગ નીચે પાલવ પાથરીને પડી રહીશ.

મધિયો ખૂબ નારાજ થઈ ગયો. પુનીને ખેંચી એના મોં પર એક થપ્પડ મારી કહ્યું, તું બદમાશ છે. કોણે કહ્યું'તું મારે ઘરે રહીને ખાવા માટે ? નીકળી જા, હમણાં ને હમણાં નીકળી જા !

પુની ધ્રૂજતી હતી. ત્યાંની ત્યાં જ બેસી ગઈ. એનું માથું ભમતું હતું.

ગ્યાસતેલની નાનકડી ચીમની સળગતી હતી. ચૂલામાં દેવતા હતો. થોડો થોડો ચમકતો હતો. પુનીએ રસોઈ બનાવી લીધી હતી. ખાવાનું એક માટીના હાંડલામાં રાખ્યું હતું. હાંડલા પાસે પાણીની એક મટકી પડી હતી. એકાદ-બે પગલાં દૂર એક પથારી પડી હતી. એના પર એણે સફેદ ચાદર પાથરી હતી. જૂનાં-પુરાણાં કપડાંમાંથી બનાવેલો એક તકિયો પણ હતો. પુનીએ બનાવ્યો હતો.

મધિયાને થયું, આ ઘરમાં કદી આવું તો બન્યું નહોતું. આખો ઓરડો કચરાથી ભરેલો રહેતો. ઉંદર, વીંછી, દેડકાં વગેરે દોડાદોડ કરતાં. અડધી રાત્રે જ્યારે એ ઘરે પાછો આવતો ત્યારે થોડા 'પખાલ' ભાત * ખાઈને ધૂળમાં જ સૂઈ જતો. સવારે આંખ ખૂલે કે બીજા થોડા 'પખાલ' ભાત ખાઈને કામ પર નીકળી જતો.

મધિયાએ પાંચ-છ દિવસ સુધી પુનીની સેવા કરી હતી. પોતાને હાથે એણે પુનીને નવડાવી હતી, દવા પિવડાવી હતી, ખાવાનું ખવડાવ્યું હતું. પુની સારી થઈ ગઈ. તબિયત સારી થયા પછી એણે મધિયાની સેવા કરી. મધિયો જમી કરીને સૂઈ જતો. પુની એના પગ દબાવતી. મધિયો સૂઈ જઈને નસકોરાં બોલાવવા માંડતો ત્યારે પુની એની છાતી પર ઢળી પડતી. એની પહોળી છાતી પર માથું રાખીને એ પણ ગાઢ નિદ્રામાં

---

* રાંધેલા ચોખા પાણીમાં નાખીને બનાવાતી એક વાનગી.

સરી જતી. અડધી રાત્રે જ્યારે મધિયો પડખું બદલતો, ત્યારે મચ્છર મારતો હોય તેમ પુનીને પણ એક તરફ હડસેલી દેતો. ગભરાઈને પુની તેના પગ પાસે સૂઈ જતી.

વહેલી સવારે મધિયો કામ પર ચાલ્યો જતો.

પુની ધ્રૂજતી ધ્રૂજતી બેસી ગઈ ત્યારે મધિયો ગભરાઈ ગયો. એને થયું, એના હાથનો તમાચો ખાઈને ગાયભેંસ પણ બેસી પડે છે. પુની તો એક સ્ત્રી છે. પોતાના હાથની તાકાતનો તેને ખ્યાલ હતો. એણે પુનીને પોતાને હાથે ઊભી કરી. મીઠી મીઠી વાતો કરી. એણે કહ્યું, તું જે હોય તે, જે જાતિની હોય તે, પણ રસોડે તો બધાની સાથે જમી છે ને! તું જો મારે ઘરે રહે તો લોકો મને નાત બહાર કાઢી મૂકે. એટલે તું મારું કહ્યું માન, અહીંથી ચાલી જા, મારા શેઠે મને આ જ સલાહ આપી છે.

પુનીની આંખોમાંથી આંસુ સરવા લાગ્યાં. હું ખડાયતાની છોકરી છું. મારાં હજી લગ્ન થયાં નથી. મારો કોઈ સહારો નથી. મારું ચાલત તો હું સ્મશાનમાં જ જવાની હતી. તમે જ મને જિવાડી છે. મને હવે કાઢી મૂકશો નહિ. તમારે પગે પડું છું, મને ન કાઢી મૂકશો...

પુનીએ મધિયાના પગ પકડી લીધા.

તે નારાજ થઈને બાજુએ હટી ગયો. પુનીનો હાથ ઝાલી એને ઊભી કરી. ચીમનીનો પ્રકાશ થરથરતો હતો. પુનીના ગોરા ગાલ પર મધિયાના તમાચાનું નિશાન દેખાતું હતું. એના અર્ધનગ્ન શરીરમાં યુવાની છલકાતી હતી.

પથ્થરનું હૃદય નરમ થઈ ગયું.

કંપતા સ્વરે મધિયાએ પૂછ્યું, શા માટે નહિ જાય? પેલા દિવસની વાત યાદ કર! તને જે રીતે લાવ્યો'તો એ જ રીતે મૂકી આવીશ! નિમકહરામ! બેઈમાન!

મધિયાએ પુનીના બંને હાથ પકડી ખેંચ્યા. પુનીના ખુલ્લા શરીરને જોરથી ઝાલી એ ખેંચતો હતો. શરીરના ખુલ્લા ભાગને સ્પર્શ કર્યા પછી મધિયાના પગ ધ્રૂજવા લાગ્યા. એક પગ ચીમની સાથે અથડાયો ને દીવો બુઝાઈ ગયો. પથ્થર જેવું મધિયાનું કઠોર દિલ પણ પીગળી ગયું. એ દરવાજાની બહાર ન નીકળી શક્યો. બહાર અંધારું હતું. ઘોર અંધારું.

મધિયાના ઘરેથી પુની ન નીકળી.

એમનો નાનો-શો સંસાર આરામથી ચાલતો હતો. નાયકના ગુમાસ્તા હરિ મહાંતિના હુકમ પ્રમાણે મધિયો કામ કરતો. સાંજે ઘરે પાછો ફરતો. જે કંઈ મળતું તે પુનીના હાથમાં મૂકી થાકનો માર્યો જમીન પર જ સૂઈ જતો. પુની બધી ચીજો વ્યવસ્થિત મૂકતી અને મધિયાની સેવા કરતી. એને ખવડાવી-પિવડાવીને સુવાડી દેતી. એઠાં વાસણ ઉપાડતી. જે કંઈ વધ્યુંઘટ્યું હોય તે ખાઈ-પીને તેના પગે હાથ ફેરવતી. દીવો ઓલવી એ તેની છાતી પર જ પોતાનું માથું મૂકી સૂઈ જતી. બે શરીરના અનોખા સંગમથી ક્ષણભર સ્વર્ગનું સુખ પણ આ ગરીબ ઝૂંપડીમાં ઊતરી આવતું હતું.

આત્માએ જ આત્માને ઓળખ્યો હતો. પ્રેમ શી ચીજ છે એની એ બંનેને ખબર નહોતી. પરંતુ બંનેને લાગતું કે એકબીજા વિના આ દુનિયામાં જીવવું મુશ્કેલ છે. એકના વિના બીજું જીવી નહિ શકે. બંનેને એકબીજાનો આધાર હતો. આ આધારમાં એમણે અનુભવેલાં અનંત સુખ, અપાર આનંદ. બંનેએ રંગીન સપનાં જોયાં હતાં — પોતાના ઘરસંસારનાં, પોતાના ઉન્નત ભવિષ્યનાં.

સમાજે મધિયાને લાલ આંખ બતાવેલી. અનાડી મધિયાએ જવાબ આપેલો, હા, હું જાહેર રસોડે જમ્યો છું. મારી નાત-જાત કંઈ નથી. સ્ત્રીઓએ જ્યારે પુનીની મશ્કરી કરી, પુનીએ પણ જવાબ આપ્યો, મેં પણ જાહેર રસોડે ખાધું છે. મારી કોઈ નાત નથી! તો શું થયું?

પુનીએ પોતાના ભૂતકાળની વાત કોઈને કહી નહોતી. ઘરનું કામકાજ પતાવી, એ બીજું થોડું કામ કરતી. નાયક-કુટુંબની કચેરીએ કચરા-પોતાં એ કરતી. ગૌશાળા સાફ કરતી. કચરો ઉઠાવતી. જે કંઈ મળતું તે એ મધિયાની સામે મૂકી દેતી. તે જ્યારે એકીટશે એની સામે જોઈ રહેતો, એ હસી પડતી. પુનીને ખોળામાં લઈ તે પ્રેમ કરતો. કહેતો, જો તું સારા ઘરની છોકરી છે. મારા જીવતાં તારે શીદને કામ કરવું પડે?

પુની એના ખોળામાં સૂઈ જતી. કહેતી — મારા જીવતાં તમે કેમ કામ પર જાઓ છો?

—તો શું ઘરે બેસું બેકારની જેમ?

—તો હું શું કામ બેકાર ઘરે બેસું?

બંનેએ નક્કી કર્યું કે બંને સાથે જ કામ પર જશે.

નવી દુનિયાની માયામાં બંને મુસાફરો ગુમ થઈ ગયાં હતાં. દિવસો વીતતા ગયા. વખત કેટલી ઝડપથી પસાર થઈ રહ્યો છે, એની એમને ખબર જ ન પડી. બંને એકબીજા પર જીવન ન્યોછાવર કરવા તૈયાર હતાં. બંનેની દુનિયા સુંદર હતી, જીવનની ઊછળતી લહેરોમાં બંને કૂદતાં હતાં—ડૂબતાં હતાં. ભૂતકાળનો અંધકાર ચાલ્યો ગયો હતો. સામે ઉજ્જ્વલ ભવિષ્યનો પ્રકાશ હતો.

એક દિવસ...!

પરિયાની મા દુર્ગાપુર પૌંઆ વેચવા આવી. અચાનક પુની સાથે એનો ભેટો થઈ ગયો. પરિયાની મા એને ઓળખી ગઈ હતી. પુની પણ પોતાની જાતને છુપાવી ન શકી. વીતેલા દિવસોની બધી વાત એણે કહી દીધી. એની આંખોમાંથી આંસુની ધારા વહેતી હતી. પરિયાની મા પણ રડી હતી.

સનિયાની દર્દભરી કથા પુનીએ પણ સાંભળી. પરિયાની માએ બધું કહી દીધું. પુનીને થયું કે પરિયાની માની સાથે વિષ્ણુપુર ચાલી જાય. પણ પછી થયું, સાનયો ભલે ગરીબ થઈ ગયો હોય, પણ 'બાઉરી' અછૂત તો નથી બન્યો. બાઉરીના હાથનું તો નથી ખાધું. એનું શરીર તો હજી પવિત્ર છે. ઈશ્વર કરશે તો સનિયો ફરી મોટો માણસ થઈ જશે, જાતિમાં જોડાઈ જશે. ઘરસંસાર માંડશે.

પુનીએ એક બાઉરીના ઘરમાં આશરો લીધો છે. હવે વિષ્ણુપુરમાં શું મોં બતાવે? પરિયાની માએ આશ્વાસન આપ્યું કહ્યું, પુની રડ નહિ. જે કંઈ પણ નસીબમાં હોય એ ભોગવવું પડે છે. પોતાના જીવ માટે—પોતાના પેટ માટે માનવીને અછૂતના ઘરેય આશરો લેવો પડે છે. આ કંઈ નવી વાત ઓછી છે?

પરિયાની મા ચાલી ગઈ. પુની મધિયાના ઘરની સામે ઊભી હતી. એને થયું કે પોતે ભૂલ કરી છે. પેટ ભરવા માટે અછૂતના ઘરમાં આશરો લીધો છે. મરવા દે મધિયાનું ઘર! ઘર ખુલ્લું મૂકીને એ ભાગી જશે —

ક્યાંક દૂર, જ્યાં કોઈ એને ઓળખી પણ ન શકે. પોતાનું કલંકિત જીવન છુપાવી એ નવેસરથી ઘરસંસાર માંડશે. ત્યાં તો લોકો નહિ કહે કે એ 'બાઉરી' અછૂતની સ્ત્રી છે!

પુનીને અફસોસ થયો. મધુ ભાઈના ઘરે પાછા જવાનું એને મન નહોતું થતું. પછી વીતેલા દિવસોની વાતો યાદ આવી. મધિયાએ એને માટે શું નહોતું કર્યું? પોતાનો જીવ જોખમમાં નાખી મધિયાએ એનો જીવ બચાવ્યો હતો. ખાવું-પીવું-ઊંઘવું હરામ કરીને એણે પુનીની સેવા કરી હતી. નાત બહાર મૂકવાની ધમકીઓ એને મળતી હતી. પણ એણે નીડર બની પુનીને અપનાવી હતી.

મધિયાને મૂકીને શું પુની જઈ શકે?

મધિયાની પહોળી છાતી પર માથું મૂકીને સૂઈ જવાનો જે આનંદ છે, એ ક્યાં મળશે? ને એના બંને હાથોમાં ખોવાઈ જવાની ઉત્તેજના ક્યાં મળવાની છે? એના બે હોઠની વચ્ચે અનોખી માયા હતી — પુની એથી પાગલ બની જતી. મધિયાને જ્યારે એ જોરથી બાથ ભીડતી ત્યારે ક્ષણભર માટે દુનિયાને વીસરી જતી. શું આ બધું ભૂલીને પુની ચાલી જશે?

ઢગલાબંધ લોકો દુકાળનો કોળિયો થઈ ગયાં. ઘણાં લોકો રસ્તા પર પડયાં પડયાં મરી ગયાં. આમને કોણે જિવાડયાં? બે જીવને કોણે મિલનની ગાંઠે બાંધ્યાં?

અજાણ્યા ભગવાનને સાષ્ટાંગ પ્રણામ કરી પુની મધિયાને ઘરે પાછી આવી ગઈ.

વિષ્ણુપુરમાં સનિયાએ પોતાની જમીન સાફ કરી. આંબા અને બીજાં જંગલી ઝાડનું લાકડું લઈને એણે નાનકડું ઘર બનાવ્યું. છાજ ક્યાંથી લાવે? ગામલોકો પાસે છાઈ શકાય તેવાં ઘાસ-પાન હતાં. પણ એમની પાસે શું કામ જાય? એ લોકો તો ના જ પાડશે.

સનિયાને ખબર હતી કે નદીકિનારે એક જાતનું ઘાસ થાય છે, એ છાપરું બનાવવામાં કામ લાગે છે. એ ઘાસ હજી બહુ ઊગ્યું નહોતું,

જોઈએ તેટલું મજબૂત પણ નહોતું. પરંતુ પોતાના ઘર પાસે જે તાડનાં ઝાડ હતાં, એનાં પાન તૈયાર હતાં. એને થયું કે તાડનાં પાનનું જ એ છાપરું બનાવશે.

હાથમાં કટારી લઈ એ તાડના ઝાડ સુધી ગયો. સાંજનો સમય હતો. સૂરજ ડૂબ્યો નહોતો. ચારે તરફ કોમળ પ્રકાશ પથરાયેલો હતો. આજે મકરસંક્રાંતિ છે. આજથી સૂર્યદેવનું ઉત્તરાયણ શરૂ થશે. પોષના શુકલ પક્ષની નવમી તિથિ હતી. આજે નીલકંઠેશ્વર મહાદેવ પાસે મકર-યાત્રાનો મેળો હતો. અત્યારથી જ લોકો આવવા માંડયા હતા. આજુબાજુના ઘણા લોકો અહીં ભેગા થતા હતા. મંદિરના આંગણે મણિયારા અને મીઠાઈની દુકાનો મંડાતી. ધીરે ધીરે વધુ લોકો આવશે. મહાદેવના પંડાઓની આવક વધશે.

આખા વર્ષમાં આજનો દિવસ સૌથી ટૂંકો હોય છે. આજથી દિવસો લાંબા થશે. રાત ટૂંકી થશે. કમરતોડ ઠંડી હવે ઓછી થઈ જશે. સૂરજ ડૂબે એ પહેલાં જ ઠંડી લાગતી હતી.

બનેઈ પરિડાની જમીનની પાસેના રસ્તેથી જે લોકો મહાદેવના મંદિર તરફ જતા હતા. એ સૌ ઠક ઠક અવાજ સાંભળીને જરા ચમકી જતા હતા. નજર દોડાવીને જોતા હતા. સનિયો બેધડક તાડનાં પાન કાપતો જતો હતો. એ જોઈને લોકો પોતપોતાને રસ્તે ચાલવા માંડતા હતા.

પરંતુ ધોબીએ બીજાની માફક ચાલતી ન પકડી. એકીટશે એ સનિયા તરફ તાકી રહી. તાડનાં ઝાડ પર સનિયો બેઠો હતો. નાનું એવું કપડું પહેરેલું હતું. આખું શરીર ઉઘાડું હતું. કોઈ ખમીસ નહોતું કે ચાદર નહોતી ઢાંકી. નીચેની મજબૂત ડાળવાળાં પાંદડાં પર કટારીથી ઘા કરતો હતો. ઠક ઠક અવાજ થતો હતો અને પાંદડું પડી જતું હતું. માનવીના સમાજમાં પણ આવું જ થાય છે. જેને આધારે માનવી ઉપર ચડે છે, એ જ નીચે રહી જાય છે અને માનવી પહેલાં એના પર જ કટારીનો ઘા મારે છે. નીચેનો માનવી મૂંગો રહી અત્યાચાર સહી લે છે. ફરિયાદ કર્યા વિના નીચે પડી જાય છે.

સનિયાએ પણ આવી જ રીતે માર ખાધો છે. લોહી-પસીનો એક

કરીને ચિંતેઇ સોઇએ ધન એકઠું કર્યું હતું. એ જ ધનમાંથી માત્ર થોડું આપીને એમણે બનેઇ પરિડાની જમીન-જાગીર છીનવી લીધી હતી. સનિયો હવે પાછો આવ્યો હતો. એ પણ લોહી-પસીનો એક કરીને ધનવાનોનો રક્ત-ભંડાર વધારવામાં મદદ કરતો હતો.

ધોબીની નજર સનિયા પર જ નોંધાયેલી હતી. તાડનાં પાન પર કટારીના ઘા પડતા હતા ઠક્ ઠક્.

સનિયો ઘર શા માટે બનાવે છે? સુખેથી રહેશે? હમણાં લોહી રેડીને મહેનત કરશે, ને આગળ જતાં પૈસાદાર બનશે? પછી નીચેનાં પાંદડાં પર ઘા કરીને બીજાનું લોહી ચૂસશે? ધનવાન થશે? કુટુંબનું નામ કાઢશે? આખરે શા માટે?...પછી જ્યારે ખૂબ મોટું તોફાન આવશે, ત્યારે એ નીચે પડી જશે. દુનિયાનું પૈડું પાછું ફરી જશે.

ધોબીના પગ અટકી ગયા. એણે ચારે તરફ નજર દોડાવી. આસપાસ કોઈ નહોતું. એ ધીરે ધીરે આગળ વધી અને તાડના ઝાડ પાસે પહોંચી ગઈ. થોડી વાર પછી એણે અવાજ દીધો — સનિયાભાઈ! નીચે આવ ને!

નીચે ધોબીને ઊભેલી જોઈને સનિયો આશ્ચર્યચકિત થઈ ગયો. નીચે ઊતરી એ ધોબીની સામે ઊભો રહી ગયો. એનો શ્વાસ ધમણની માફક ચાલતો હતો; છાતીની પાંસળીઓ શ્વાસોચ્છ્વાસ સાથે ઊંચીનીચી થતી હતી. નસકોરાં ધ્રૂજતાં હતાં. ઘણા દિવસોથી હજામત કરી નહોતી. એના સુંદર ચહેરા પર દાઢી હતી, માથે લાંબા લાંબા વાળ તેલ વિના ગૂંચવાઈ ગયેલા. આખા શરીરે પસીનો વહેતો હતો. તાડનાં પાનની અણિયાળી ધાર શરીરમાં ઠેર ઠેર ભોંકાઈ ગઈ હતી અને એમાંથી લોહી ટપકતું હતું. શરીર પર માટી ને કીચડના ઘણા ડાઘ લાગ્યા હતા.

ધોબીએ પૂછ્યું, સનિયાભાઈ! આજે મકર સંક્રાંતિ છે ને! નીલકંઠેશ્વર મહાદેવના મંદિરે મેળો ભરાયો છે. તું નહિ જાય? આખું વર્ષ તો કામ કર્યા જ કરવાનું છે ને. આજના દિવસે કામ બંધ ન કરી શકાય?

કપાળેથી પરસેવો લૂછી સનિયાએ કહ્યું, ના ધોબી! અછૂતોને તો મંદિરમાં જવાની મનાઈ છે. ઘર અડધું થઈ ગયું છે. ઈશ્વર તો આવીને એ પૂરું કરવાનો નથી!

ધોબીએ કહ્યું—ભગવાન કશું કરતા નથી. માણસ જે કંઈ કરે તે ભગવાનની ઇચ્છાથી જ કરે છે. માનવીનું ક્યારેક ભલું થાય છે, ક્યારેક બૂરું. ભગવાનની પણ એવી જ ઇચ્છા છે. હશે! જો, હું એક વાત પૂછવા આવી છું. તારું અનાજ પણ છે, ને ઘાસ પણ છે. પછી તને આટલી ચિંતા શાને છે? બનેઈ પરિડા જે દિવસે મારા પિતાજીને ત્રણ એકર જમીન વેચવા આવ્યા હતા ત્યારે પિતાજીએ ઇન્કાર કરી દીધો હતો. નિરાશ થઈને બનેઈ પરિડાએ બાળબચ્ચાં સાથે ગામ છોડ્યું હતું. પણ ત્રણ એકર જમીન તો ગાયબ નથી થઈ ગઈ! હજી પડી હશે. તું શા માટે પૂછતો નથી કે મારી જમીન ક્યાં છે? કોણે લીધી છે?

સનિયો એકીટશે ધોબીને જોઈ રહ્યો હતો. અત્યાચારી ચિંતેઈ સોઈની દીકરી હોવા છતાંય ધોબી સનિયા પ્રત્યે આટલી સહાનુભૂતિ શા માટે દાખવતી હતી? બીજાઓ માટે આટલી સહાનુભૂતિ? સામે એક દેવી સમાન એ ઊભી હતી. ગોરા શરીર પર લાલ સાડી ખરેખર સુંદર લાગતી હતી. બે હાથમાં હતી માત્ર બે સોનાની બંગડીઓ. એક હાથમાં હતું પ્રસાદનું નાનું-શું વાસણ. ધોબી દેવતાની પૂજારણ બની ગઈ હતી—સુંદર, શાંત, પવિત્ર.

ગામમાં આટલા બધા કઠોર લોકો સાથે રહેવાનું મુશ્કેલ હતું. છતાં સનિયાએ ગામ શા માટે નહોતું છોડ્યું? કેવળ ધોબી ખાતર જ એ થોભી ગયો હતો.

ધોબી સનિયાની સામે ઊભી હતી.

સનિયો એના સવાલનો જવાબ ન આપી શક્યો. માત્ર એની તરફ એકીટશે જોઈ રહ્યો.

ધોબીએ કહ્યું—અરે! જુએ છે શું? જઈને પ્રહરાજ પાસેથી તારું અનાજ માગી લે. એ જો ન આપે તો પિતાજીની પાસે ફરિયાદ કર. પછી જે થશે તે જોઈ લેવાશે.

ધોબીએ સનિયાના માથાથી પગ સુધી નજર દોડાવી. પૂછ્યું—અચ્છા, સનિયાભાઈ, આજકાલ તું ક્યાં અને શું ખાય છે?

હસતાં હસતાં સનિયાએ કહ્યું, દુષ્કાળના મોંમાંથી બચેલા માણસને ખાવાની બહુ તકલીફ ન પડે! બાગ-બગીચામાં શું ઘાસ નથી થતું? જંગલમાં ખાવા જેવું કંદ નથી થતું?

—હું એક ચીજ આપવા માગું છું. લેશે?

— શું? આશ્ચર્યચકિત થઈને સનિયાએ પૂછ્યું.

—બાળપણની વાત યાદ કર. તું ઝાડ પર ચડીને અમને કેરી, જામફળ વગેરે ફળો ખવડાવતો હતો ને? કેટલીયે વાર ગીચ ઝાડીઓમાં જઈને અમને કાળાં કાળાં ફાલસાં, બોર ખવડાવ્યાં હતાં. એક દિવસ તારા પગે સાપ વીંટળાઈ વળ્યો હતો. તેં એને મિનિટોમાં જ દૂર ફેંકી દીધો હતો. યાદ છે?

મહાદેવના તળાવમાં કુમુદનાં ફૂલ તોડતાં તોડતાં તારા પગે જળો ચોંટી ગઈ હતી. યાદ છે?

—બધું જ યાદ છે, ધોબી.

ધોબીની આંખમાં પાણી આવી ગયાં. બોલી, ઈશ્વર જાણે, બાળપણના દોસ્તો ક્યાં ગયા. ભૂખના માર્યા રસ્તા પર કે ઝાડ નીચે પડચા પડચા મરી ગયા હશે. તું એક પાછો આવ્યો છે, પણ અછૂત થઈને. મને ખાવા-પીવાની ખોટ નહોતી. પણ હુંય બીજાના ઘરે ગઈ. મારી પણ જાત ચાલી ગઈ. હું પણ અછૂત બની ગઈ. બધા કહે છે કે મારી પાસે ઘણી મિલકત છે. પણ મને લાગે છે કે હું તારાથી પણ વધુ ગરીબ છું. મને કોઈની મદદ નથી. હું આશ્રયહીન, એકલી-અટૂલી છું.

સનિયો અવાક થઈ ગયો. ધોબી આ શું કહી રહી છે? થોડી વાર સુધી સનિયો ચુપચાપ ઊભો રહ્યો.

ધોબી રડતી હતી.

થોડી વાર પછી ધોબીએ આંસુ લૂછયાં અને કહ્યું, હું તારી ઋણી છું, સનિયાભાઈ! હવે કરજ ચૂકવવાનો વખત આવ્યો છે. તારે એનો સ્વીકાર કરવો જ પડશે.

ધોબીએ પ્રસાદની તાસક નીચે મૂકી. કમર પરથી એણે એક નાનો બટવો કાઢ્યો. સનિયાની હથેળીમાં બટવો મૂકી પોતાના હાથેથી હથેળી દબાવીને બંધ કરી દીધી. પછી એની હથેળીને પોતાના બે હાથની મુઠ્ઠીમાં લઈ ધોબીએ કહ્યું—સનિયાભાઈ! તારી આ હાલત મારે કારણે જ થઈ છે! પિતાજીએ જો લગ્નની વાત ન છેડી હોત તો તારે ગામ ઓછું છોડવું પડત? તારી જમીનને પાણીને મૂલે ખરીદી મારા પિતાજીએ તને કંગાળ

બનાવી દીધો. કુટુંબના સૌને ગુમાવી તું એકલો ઘરે પાછો આવ્યો છે. સનિયાભાઈ! મેં જે કંઈ આપ્યું છે, એ મારું છે, પિતાજીનું નથી. મારાં સાસુ, સસરા તથા પતિદેવ પાસેથી મને મળ્યું છે. તું પ્રાયશ્ચિત્ત કરીને જ્ઞાતિમાં આવી જા. ઘરસંસાર માંડી સુખેથી રહે. ફરીને તારા કુટુંબનું નામ થાય, એ જ મારી ઇચ્છા છે.

ધોબીએ સનિયાનો હાથ છોડી દીધો. એના ગોરા ગોરા ગાલો પરથી આંસુની ધારા વહેતી હતી. જરા અટકીને એણે પાછું કહ્યું—પિતાજીના ક્રોધમાંથી માધો રાઉત અને કઈ પણ નથી બચી શક્યાં. પેટને ખાતર એ લોકો પણ અમારે આંગણે આવ્યાં હતાં. પણ નિરાશ થઈને પાછાં ફર્યાં ને એમને પણ ગામ છોડવું પડ્યું હતું. સૌના શાપ મને જ લાગ્યા, સનિયાભાઈ! પણ જે હોય તે, આજે હું એવું જ ઇચ્છું છું કે બધાં લોકો પાછા આવી જાય અને સુખેથી ઘરસંસાર માંડે.

સનિયો કંઈ જવાબ વાળે એ પહેલાં ધોબી ત્યાંથી ચાલી ગઈ હતી. પ્રસાદની તાસક ત્યાં જ પડી રહી.

ધોબી ઝાડીની પેલી તરફ ચાલી ગઈ. પણ આશ્ચર્યચકિત થઈ સનિયો એકીટસે એ તરફ જ તાકી રહ્યો હતો.

યુવાનીનાં ઘણાં સ્વપ્નો યાદ આવતાં હતાં. મનના ઊંડાણમાં હજારો કલ્પનાઓ ફુવારાની પેઠે ફૂટી નીકળી હતી. આ નારી કેવી રહસ્યમયી છે! એનું હસવું-રડવું ખરેખર ન સમજાય એવું છે!

સનિયો અવાક થઈ ઊભો રહ્યો. માસૂમ બાળકની જેમ એણે આમ-તેમ જોયું. એ શોધતો હતો મહાશૂન્યનો સંકેત—અશરીરીની વાણી—જેના દ્વારા આ રહસ્યનો અર્થ પામી શકાય. એ તોફાનની જેમ આવતી હતી. વીજળીની માફક હસતી હતી. સનિયો ચમકી ગયો હતો. પછી જોઈ-જોઈને થાકી ગયો હતો. પણ ધોબીના રૂપની ઝલકથી ક્ષણભર માટે એની ભીતરનો અંધકાર દૂર થઈ ગયો હતો.

પેલી રાત્રે, જ્યારે એ નિરાધાર થઈ ગયો હતો, ધોબીએ જ એને મોતના મોંમાંથી બચાવ્યો હતો. ધોબીને કારણે જ સનિયાના દિલમાં જીવવાનો ઉત્સાહ આવ્યો હતો. એણે જ્યારે ગામ છોડવાનો નિર્ણય કર્યો ત્યારે ધોબીની મૂર્તિએ જ એની સામે આવીને એને રોક્યો હતો. એનાં અંગે-

અંગમાંથી જાણે પ્રભાતનાં કુમળાં કુમળાં કિરણો નીકળી રહ્યાં હતાં. ચહેરા પર હતું એક અનોખું ભોળપણ અને શીતળ ચાંદની. સનિયાને સમજાવવા માટે એણે ઘણો પ્રયત્ન કર્યો હતો.

સનિયાએ બટવો ખોલીને જોયું. એમાં પાંચ રૂપિયા અને સોનાની પચ્ચીસ મહોરો હતી. એને મનમાં તો થયું કે એ દોડીને પૈસા પાછા આપી આવે. ચિંતેઈ સોઈએ જે કંઈ કરેલું, એને માટે ધોબી જવાબદાર નથી.

એણે વળી વિચાર્યું, એની કમનસીબી માટે ચિંતેઈ સોઈ પણ જવાબદાર શા માટે ગણાય? જે દિવસે પંડિત પ્રહરાજ વિવાહની દરખાસ્ત લઈને આવ્યા હતા, તે દિવસે મારા પિતાજીએ જ એમનું અપમાન કર્યું હતું. એમને પરિડા ખાનદાનની શાનનું અભિમાન હતું. જ્યારે ચિંતેઈ સોઈને તક મળી ત્યારે પોતાની મિલકતના જોરે એનો બદલો લીધો. બનેઈ પરિડાને પોતાની જ્ઞાતિ અને આબરૂનું ઘણું અભિમાન હતું અને બીજાને નીચા ગણતા હતા. ચિંતેઈ સોઈ પણ કંઈ ઓછા નહોતા. એમને પોતાની સંપત્તિની તાકાતનો ખ્યાલ હતો. એમને બનેઈ પરિડાની પરવા નહોતી. પરિણામ એ આવ્યું કે અહંકારનું અહંકાર સાથે ઘર્ષણ થઈ ગયું. ઘર્ષણ ચાલતું જ રહ્યું. જેની તાકાત વધી જતી હતી, એ જીતી જતો હતો.

આમાં ચિંતેઈ સોઈ કે ધોબીનો શો વાંક? વાંક હતો અભિમાનનો. કોઈને ધનનું અભિમાન છે, તો કોઈને જાતિ, ધર્મ, બુદ્ધિ કે જ્ઞાનનું. કોઈ પોતાની શક્તિ માટે ગર્વ કરે છે, તો કોઈ પોતાના રૂપ માટે. દરેકની પોતપોતાની વિશેષતા છે, જેના વિના જીવવું જ મુશ્કેલ છે. જેને સંસાર પ્રત્યે વૈરાગ છે, જેણે સંન્યાસ લીધો છે, એમને નથી હોતો ગર્વ, ઘમંડ કે અહંકાર. એમનામાં આ અવગુણ નથી. પણ આ 'નહિત્વ' જ એમની વિશેષતા છે.

ચિંતેઈ સોઈ પર શું કામ આરોપ મૂકવો? દુનિયામાં જો કોઈ ધર્મ ન હોત, જાતિ ન હોત, ધન પર કોઈનો અધિકાર ન હોત, દરેકની વિશેષતા સૌના કલ્યાણ પર જ કેન્દ્રિત હોત અને કોઈ ચીજને 'પોતાની' કહેવાનો અધિકાર કોઈનો ન હોત, તો કદાચ દુનિયામાંથી સુખ અને દુઃખ હંમેશ માટે વિલીન થઈ જાત. અછૂત અથવા ગરીબ હોવાને કારણે સનિયાનું માથું નીચું ન હોત. વિધવા હોવાને કારણે ધોબીને આંસુ ન સારવાં પડત. ધનવાનના અત્યાચારોથી લોકો નથી મરતા.

મનુષ્ય-સમાજ જો બંધિયાર પાણીની માફક સ્થિર થઈ જાય, તો સુખદુ:ખની ચડતીપડતી ભૂંસાઈ જશે, ને જીવનનો ઉત્સાહ પણ ઓસરી જશે. સૌ સૌને માટે જીવશે, કોઈ એકને ખાતર નહિ. બધી ચીજ બધા માટે રહેશે, કોઈ એક માટે નહિ.

સનિયો આગળ ન વધી શક્યો. સપનામાં જોયું કે ધોબીએ જે કંઈ કહ્યું હતું એ દેવવાણીની જેમ એના કાનમાં ગુંજ્યા કરતું હતું. એ ફરીને નાતમાં ભળી જશે — ઘરસંસાર માંડશે — પરિડા કુટુંબની આબરૂ ફરીને વધારશે.

સનિયાની આંખ સામે ઉજ્જવળ ભવિષ્યનાં સપનાં હતાં. સોનેરી ઇચ્છાઓની જાળમાં એ ફસાઈ ગયો હતો. જાણે એનું મન ચીસો નાખતું હતું — એ પ્રાયશ્ચિત્ત કરીને નાતમાં ભળી જશે, ઘરસંસાર માંડશે, પરિડા વંશની આબરૂ વધારશે.

સનિયો પ્રાયશ્ચિત્ત કરીને જાતિમાં ભળી ગયો. જ્યાં એણે એક કુટિર બનાવી હતી, એની સામે જ ઘાસ-પાનનું એક છાપરું બનાવવામાં આવ્યું. એ દિવસે માઘના શુક્લ પક્ષની પંચમી તિથિ હતી — સરસ્વતી પૂજાનું પર્વ હતું.

બ્રાહ્મણો-પુરોહિતો આવ્યા. પંડિત પ્રહરાજની સલાહ પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરવામાં આવ્યું. ગામના દરેક મંદિરમાં પ્રસાદ ચડાવવામાં આવ્યો. જાત-જાતનાં વાજાં વાગ્યાં. બ્રાહ્મણોને સરસ ભોજન આપવામાં આવ્યું. ચિંતેઈ સોઈના આદેશ અનુસાર નિધિ સોઈ બધી વાતનું ધ્યાન રાખતા હતા.

ઘાસપાનના છાપરા નીચે નાતીલાઓને ભોજન આપવામાં આવ્યું. નિધિ સોઈ પણ આમાંના એક હતા. સૌના મનમાં વારંવાર એક પ્રશ્ન ઊઠતો હતો — ગરીબ સનિયા પાસે આટલા પૈસા આવ્યા ક્યાંથી? જે કહીએ તે કરી નાખે છે. ઉદારતાથી ખર્ચ કરે છે. બ્રાહ્મણોને દક્ષિણા પણ સારી આપી છે. વાત શી છે? કોઈ વળી સનિયાને પૂછી પણ લેતું હતું. પણ સનિયાનો એક જ જવાબ હતો — મેં મારા પૈસા જ વાપર્યા છે, કોઈના ચોર્યા નથી.

કેટલાક લોકોએ કહ્યું — સનિયો એની જમીનમાં માટી ખોદતો હતો. અચાનક એને સંતાડેલી મિલકત મળી ગઈ. જમીન પર સાત પેઢીનું ઘર હતું ને! મિલકત મળે એમાં નવાઈ પામવા જેવું નહોતું.

નિધિ સોઈએ કહ્યું કે સનિયાને ખાસ કશું નથી મળ્યું. થોડી જૂની મહોરો મળેલી. તે મને વેચીને પૈસા લઈ ગયો. મેં એક વાર પૂછેલું—ભઈ, આ મહોર ક્યાંથી લાવ્યો? એણે જવાબ આપેલો—આ મારી પોતાની છે. મેં કોઈનું ધન ચોર્યું નથી.

સનિયો જ્ઞાતિમાં, સમાજમાં જોડાઈ ગયો. આજે એ ખુશ હતો. હવે કોઈ એને અછૂત નહિ કહી શકે. કોઈ એના તરફ નફરત નહિ કરે. એમ નહિ કહે કે સનિયાને અમારા ઘરમાં આવવાની મનાઈ છે.

પેટની ભૂખ એ સહન કરી શક્યો નહોતો. એટલે એણે ઘણું અખાદ્ય ખાધું હતું, અને એથી પોતાની કાયા અપવિત્ર કરી દીધી હતી. પરંતુ આજે 'પંચામૃત'નું જળ એના શરીરમાં પડ્યું અને એના શરીરની અપવિત્રતાના બધા ડાઘ ભૂંસાઈ ગયા. હવે એ દેવતાઓનાં મંદિરોમાં જઈ શકશે. ઊંચી જાતિના લોકોની ઓશરીમાં બેસી શકશે. એના હાથનું પાણી સૌ પીશે. જે લોકો અછૂત છે, એનાથી એ દૂર રહેશે.

સનિયો બધાને ઘરે જઈ આવ્યો. જાણે ઘણા દિવસો પછી પરદેશથી આવેલો પડોશી ન હોય! સૌએ એનો આદર કર્યો. સનિયો ખૂબ ખુશ થઈને ઘરે પાછો આવ્યો.

આંબા અને જંગલી ઝાડનાં લાકડાંમાંથી ને ઘાસપાનથી બનાવેલા ઘરમાં જ એ રહેશે? ઘરમાં આવતાં જ છત સાથે માથું ભટકાતું હતું. છાપરું પણ કેવું હતું? તાડનાં પાંદડાંમાંથી બનાવેલું હતું.

એને શરમ આવતી હતી. એણે બટવો ખોલીને જોયું, હજી થોડું ધન બાકી હતું. એમાંથી એક સારું મકાન બનાવી શકાય એમ હતું. એને થયું, પહેલાં રહેવા માટે એક સારું મકાન થઈ જાય, પછી મજૂરી કરીને પણ પેટ ભરી લેવાશે.

સનિયાએ એક સારું ઘર બનાવડાવ્યું. ચારે તરફ દીવાલ હતી—આંગણામાં કૂવો ખોદાવ્યો. બાગ-બગીચા માટે પણ દસ ગુંઠા (એક ગુંઠો બરાબર એક એકરનો 25મો ભાગ) જમીન ફરતી વાડ બનાવી. હવે પરિડા કુટુંબની જંગલી ઝાડપાનથી ભરેલી જમીન મનુષ્યને રહેવા લાયક બની ગઈ. લોકોએ કહ્યું—સનિયાને કંઈક છુપાયેલી મતા હાથ લાગી ગઈ છે. પરંતુ આવી મિલકત બહુ દિવસ રહી નથી શકતી. એક ફૂંકથી ઊડી જશે.

સનિયાએ નવા ઘર તરફ નજર દોડાવી. તૃપ્તિ ને આરામનો દમ લીધો. એને વિચાર આવ્યો કે જાણે ધોબી હસતી હસતી ઘરમાંથી નીકળીને આવી રહી છે. પણ ધોબી ક્યાં છે? મકર સંક્રાંતિના દિવસે એની મુલાકાત થઈ હતી. એ પછી મળાયું જ નથી; જ્યારે એના જીવનમાં તો ઘણું પરિવર્તન આવી ગયું છે. એનું મન ધોબીને જોવા તલસી રહ્યું હતું, પણ હિંમત નહોતી થતી. જે હોય તે, આજે સનિયો એક મજૂર સિવાય બીજું શું છે? લખપતિ ચિંતેઈ સોઈની દીકરી અને લખપતિ જિતેઈ નાયકની વહુ ધોબી સાથે એની મુલાકાત શી રીતે થશે?

ધોબીએ માયા-મમતાનો દોર શા માટે બાંધ્યો? શા માટે એ કંગાળ સનિયાને મોતના મોંમાંથી ખેંચી લાવી? સનિયાએ તો ગામ છોડવાનો નિર્ણય કરી લીધો હતો. પછી શા માટે એ જ જૂના સમાજમાં પોતાનો અડ્ડો જમાવી દીધો?

આ ઘર કોનું છે? જે નવી જિંદગી લઈ સનિયો ઘરે આવ્યો છે, એ જિંદગી કોની છે? સનિયાના મનમાં જે સોનેરી કલ્પનાઓ છે, એને માટે કોણ જવાબદાર છે?

બધું ધોબીનું જ તો છે. સનિયો જાણે ધોબીના હાથનું એક રમકડું હતો.

ધોબીએ એને જે કંઈ આપ્યું હતું, એ બધું ખતમ થઈ ગયું હતું. હવે પેટ ભરવા માટે એને મંજૂરી કરવી પડશે.

સનિયાને થયું, પણ મજૂરીયે શા માટે કરવી જોઈએ? જીવવા માટે કે બીજાની સંપત્તિ વધારવા માટે? અરે, એણે જીવવું પણ શા માટે જોઈએ?

શું કેવળ મજૂરી કરવા માટે જ સનિયો જીવતો રહેશે? ભગવાનનો શું આ જ નિયમ છે? ભગવાન વિના વાંકે એકને મજૂર બનાવશે ને વિના મહેનતે બીજાને એનો માલિક બનાવશે?

દરેક મંદિરમાં, માણસે બનાવેલા પથ્થરના ભગવાન બિરાજતા હતા. માણસે જ ભગવાનની પ્રતિષ્ઠા કરી છે. પોતાના સ્વાર્થ માટે એણે જે મંત્રો બનાવ્યા હતા, એ સાંભળી સાંભળીને, પથ્થરના ભગવાન જાણે બહેરા થઈ ગયા હતા. માણસ-માણસ વચ્ચેની અસમાનતા યોગ્ય નથી, એવું તો

કદી કહેતા નથી. પણ આ પ્રચાર મનુષ્ય જ કરે છે. એણે જ ભગવાનને બનાવ્યા છે અને વેદ, પુરાણ તથા મંત્રોની રચના કરી છે.

બીજાને ત્યાં મજૂરી કરવા સિવાય સનિયાને માટે બીજો કોઈ રસ્તો નહોતો. મજૂરી કરી પેટ ભરશે અને મુસીબતો ઉઠાવશે. જ્યારથી એનો આ દુનિયામાં જન્મ થયો હતો, એ દુનિયાનો થઈ ગયો. પણ આ દુનિયા એની ન થઈ. દુનિયા એમની જ છે, જે એને પહેલેથી જ પચાવી ગયા હોય. એ બધાં તો એક દિવસ ચાલ્યાં જશે, પણ જે લોકોને એ 'પોતાના' માને છે, એમને માટે જ બધું મૂકતાં જશે. 'પોતાના' લોકો માલિક બની જશે, જાણે માના પેટમાંથી જ બધી મિલકત ન લાવ્યા હોય!

સનિયો એ લોકોના ઘરમાં જ મજૂરી કરશે. એમની માફક, એમનાથી મોટા થવા માટે એ મહેનત કરશે. મહેનતમાં રાતદિવસ એક કરી નાખશે.

સનિયો મજૂરી કરવા નીકળી પડ્યો. સવારે ઊઠી એ ઘરનું કામકાજ કરતો હતો. પહેલાં પોતાના બગીચામાં કામ કરતો. કોદાળીથી માટી ખોદતો, પછી છોડને પાણી પાતો. સૂરજ ઊગતાં ઘરને તાળું મારી એ નીકળી જતો. બીજાને ઘરે કમરતોડ મહેનત કરી એ બપોરે ઘરે પાછો આવતો. રાતના 'પખાલ' ભાત ખાઈને જરા આરામ કરતો. પાછો ઊઠીને કામ પર ચાલ્યો જતો. સાંજના દીવા થતાં, ત્રણ આનાની મજૂરી લઈ એ ઘરે પાછો આવતો. દુકાનમાંથી ચોખા, દાળ, મીઠું, તેલ ખરીદી લાવતો. ઘરે પહોંચતાં જ થાક્યો માર્યો એક કલાક સુધી ઓશરીમાં જ બેસી રહેતો.

ચોક બાજુથી મૃદંગ અને બીજી બાજુથી ખંજરી વાગવાનો અવાજ આવતો. સનિયો રસોઈ બનાવતો. પછી બગીચામાં કામ કરતો. એણે રીંગણાં ઉગાડ્યાં હતાં, અળવી પણ. રીંગણાંના છોડ પર નાનાં નાનાં રીંગણાં લાગી ગયાં હતાં.

અડધી રાત્રે સનિયો પોતે રાંધેલા ભાત ખાતો. થોડાક ખાતો ને બાકીના પાણીમાં નાખી 'પખાલ' બનાવી લેતો. પછી એ સૂઈ જતો. વહેલી સવારે એની આંખ ઊઘડી જતી.

સનિયા સાથે બીજા મજૂરો પણ કામ કરતા હતા. ક્યારેક અંદર અંદર તેઓ વાત કરતા કે સનિયાને જમીનમાંથી મળેલો ખજાનો ખતમ થઈ ગયો છે. પણ સનિયો કહેતો હતો કે હજી ખતમ નથી થયો. એક

દિવસ એણે ચોખ્ખેચોખ્ખું કહી દીધું—હજી ઢગલો એક 'માલ' જમીનની અંદર છે. એક દિવસ નીકળશે લેકો આશ્ચર્યમાં પડી જતા.

સનિયાને જે ત્રણ આના મજૂરી મળતી હતી એ એનું પેટ ભરવા પણ પૂરતી નહોતી. એમાંથી રોજ એક આનો બચાવી એક વાછરડું કે બકરી ખરીદવાનું મુશ્કેલ હતું.

એના પિતા ત્રણ એકર જમીન મૂકી ગયા હતા. ચિંતેઈ સોઈ એ જમીન પર ખેતીવાડી કરતા હતા. જમીનમાંથી એના ભાગનું જે અનાજ મળતું હતું, એ પ્રહરાજ પાસે જતું હતું. દેવતાને નામે ગામના લોકો જમીનના અધિકારી હતા. ચિંતેઈ સોઈ એ લોકોના સમર્થક હતા. સનિયો પોતાની જમીન પર જવાની હિંમત નહોતો કરતો. ભૂખ્યા રહેવા છતાં એણે કદી પ્રહરાજ પાસે અનાજ નહોતું માગ્યું.

ગામના લોકો જો ભેગા થઈ જાય તો સનિયો ઓછો એમની સાથે લડી શકે? જમીનદાર પાસે જો ફરિયાદ કરવા જાય તો 'સલામી' આપવી પડે. સરકારી કોર્ટમાં જાય તો પણ ધનની જરૂર પડે. જેના ઘરમાં ખાવા-પીવાનાં વાસણો સુધ્ધાં ન હોય, એ કોર્ટ-કચેરીમાં જવાના પૈસા ક્યાંથી લાવે?

ધોબીની શીખ એને યાદ આવતી હતી. ધોબી એક સ્ત્રી છે. એની વય પણ ઘણી નાની છે. શું સારું, શું ખરાબ એ વિચારવાની એની બુદ્ધિ નથી. ગામલોકોની વિરુદ્ધ અવાજ ઉઠાવવાનું પરિણામ શું આવશે, એની એને ખબર નથી.

સનિયો શાંતિથી ન બેસી શક્યો. જો પોતાનો કોઈ ધંધો નહિ હોય, તો પાંચમાં કોણ પૂછવાનું છે? જેમના ઘરે મજૂરી કરશે, એમની સામે તો હમેશાં માથું નીચું રાખવું પડશે. એનાથી સારું તો એ જ કે એ ગામ છોડીને ચાલ્યો જાય. આટલી તકલીફ ઉઠાવવાની શી જરૂર છે? શા માટે એ આ ગામની ધૂળમાં પડ્યો રહે?

સનિયો ધોબીની સેવા, સહાનુભૂતિ અને એના પ્રોત્સાહન વિશે વિચારતો હતો. ધોબીની વાત યાદ આવતાં જ સનિયાનાં રોમરોમ ખડાં થઈ જતાં. એને પણ મન થતું કે ધોબીની સાથે.... એના નાના મોંએ મોટી

વાત આવી જતી હતી. એ જાણે ચીસો પાડી પાડીને કહી રહ્યો હતો, આટલાં ગરીબી, દુઃખ, કષ્ટ, અપમાન સહીને દિલના અતલ ઊંડાણમાં, ઇચ્છાઓની રાખ પર એ જીવવા નથી માગતો. જો જીવશે તો માણસની માફક જીવશે. લાકડા કે પથ્થરની માફક પ્રાણહીન થઈને એ નહિ જીવે. એ પોતે કામ કરીને, બીજાનું ધન વધારવાનું સાધન પણ નહિ બને. એણે નક્કી કર્યું કે એ પ્રહરાજની પાસે જશે. એમની પાસેથી પોતાનો હક મેળવશે.

પંડિત પ્રહરાજે સનિયાની વાત ન માની. સનિયા પાસેથી બધું સાંભળી લીધા પછી થોડી છીંકણી લઈને સૂંઘી, ચોટલીનાં ફૂલ જરાક હલાવ્યાં અને ખૂબ નરમાશથી કહ્યું, જો બેટા, જમીનના માલિક જમીનદાર છે, હું નથી. ખેડૂત જ્યાં સુધી મહેસૂલ આપે ત્યાં સુધી જમીન એની પાસે રહે છે. મહેસૂલ જો બાકી રહી જાય તો જમીનદાર અદાલતમાં કેસ માંડી જમીન લઈ લે. જમીનદારને તો મહેસૂલ આપવું જ પડે. એ ક્યાંથી લાવે? તારી ત્રણ એકર જમીન લિલામ થતી હતી. કારણ કે મહેસૂલ નહોતું અપાયું. ચિંતેઈ સોઈએ જમીન ખરીદી લીધી.

સહેજ થોભીને પંડિત પ્રહરાજે ફરી કહ્યું, ચિંતેઈ સોઈ ઘણા ઉદાર છે. એમણે ગામલોકોને બોલાવ્યા. કહ્યું કે ગામના દેવતાની કોઈ મિલકત નથી. દેવતાના ઉત્સવો શી રીતે ઊજવશું? મને બોલાવી, એમણે એ જવાબદારી સોંપી દીધી. એમણે એવું પણ કહેલું કે બીજાં ગામના દેવતાઓની સરખામણીમાં આપણા દેવતા ઓછા ન ઊતરે! ધન્ય છે સોઈજીને! ઈશ્વર એમની શાન હજી બઢાવે! સનિયા બેટા! એ જમીન પર તારો કશો હક નથી.

પંડિત પ્રહરાજે વળી એક વાર છીંકણી સૂંઘી અને કહ્યું—માધો રાઉત, ગોકુલિ પાત્ર અને ગોબરિ બસ્તિયાની જમીન પણ સોઈજીએ લિલામમાં ખરીદી હતી. બધી જમીન એમણે ગામના દેવતાને જ આપી દીધી હતી. સનિયા બેટા, તું ચિંતા શા માટે કરે છે? સંપત્તિ માનવી કમાય છે, પણ એ પછી બધી ઈશ્વરની ઇચ્છા છે. એમના ઇશારા વિના ઝાડનું પાંદડું પણ

હાલતું નથી. દેવતા તથા બ્રાહ્મણો પર શ્રદ્ધા રાખ. ઈશ્વરે ધાર્યું હશે તો ઘણું આપશે.

ઓસરીમાં બેઠાં બેઠાં પ્રહરાજે પોથીનાં પાનાં ફેરવ્યાં. ઓસરીની નીચે પરી દલાઈ, બિની કાંડી અને સેવા બેહેરો હાથ જોડીને બેઠા હતા. પ્રહરાજની વાત સાંભળી બધાએ કહ્યું — હા, સનિયા ! ભગવાન પર ભરોસો રાખ. તારું દુઃખ અવશ્ય ચાલ્યું જશે. તારી સંપત્તિ વધતી જશે.

બિની કાંડીએ કહ્યું — અરે બેટા, એ તો તારા પૂર્વજોનાં પુણ્યનું ફળ છે કે તું આ ગામમાં પાછો આવ્યો. પરિડા કુટુંબનું હવે નામ રહી જશે. માધો રાઉત તો હજી પાછો નથી આવ્યો. ગોકુલિ પાત્ર, ગોબરિ બસ્તિયા વગેરે ચાલ્યા ગયેલા. પણ કોઈ ન આવ્યું. એ લોકો તો મહાપાપી હતા.

પ્રહરાજે બિની કાંડીની હામાં હા મેળવતાં કહ્યું — બિની ખોટું નથી કહેતો. મેં પોતે જોયું છે કે માધો ખૂબ ક્રૂરતાથી બળદને મારતો હતો. એક દિવસ એટલા જોરથી મારેલું કે બળદને લોહી નીકળી આવ્યું હતું. ગૌ-જાતિના શાપથી તો સ્વર્ગ, ધરતી ને પાતાળ પણ ધ્રૂજી ઊઠે છે.

પરી દલાઈએ કહ્યું — તમારી પોતાની વાત શું કામ છુપાવો છો પ્રહરાજજી ? પેલે દિવસે ગોકુલિ પાત્ર કેવો તમને મારવા ઊભો થયો હતો ? એ શું ભૂલી ગયા ? તમારો શાપ પણ એના પર પડ્યો છે.

હસતાં હસતાં પ્રહરાજે કહ્યું — ના, ના, એવું ન બોલ, પરી ! બ્રાહ્મણનો જન્મ તો દુનિયાના કલ્યાણ માટે થાય છે. અમારા મુખેથી શાપ ઓછો નીકળે ? એને એના કર્મનું ફળ મળ્યું, મારા શાપનું નહિ.

સેવા બેહેરાએ કહ્યું — દેવતાઓ અને બ્રાહ્મણો તરફ ગોબરિ બસ્તિ-યાએ પણ શ્રદ્ધા નહોતી દાખવી. પરિણામ શું આવ્યું ? એના વંશનો જ નાશ થઈ ગયો. ગામની દેવીના પીપળાના ઝાડ પરથી એણે એક ડાળ કાપી લીધી હતી ! એટલું અભિમાન !

સનિયાએ હાથ જોડીને કહ્યું, તો હું કઈ રીતે ગુજરાન ચલાવું ? મજૂરી કરીને જે કંઈ લાવું છું, એ પૂરતું નથી થતું. રોજ તો મજૂરી પણ નથી મળતી. દેવતાના અનાજના ભંડારમાંથી મને થોડું ઉધાર આપો. દેવતાની થોડી જમીન મને ખેતી કરવા માટે આપો. એમાંથી મારો ભાગ લઈ બીજું પાછું આપીશ.

પંડિત રામ પ્રહરાજ આ વાત સાંભળીને ગંભીર થઈ ગયા. બોલ્યા — ચિંતેઈ સોઈની પરવાનગી વિના મારાથી કશું ન થાય, બેટા! દેવતાની સંપત્તિ છે — ઝેર છે, ઝેર — હું તો ફક્ત રખેવાળ છું.

સેવા બેહેરાએ કહ્યું — અરે જમીન ખોદતાં ખોદતાં જે ખજાનો મળ્યો હતો, એ શું ખતમ થઈ ગયો? એ ધન મેળવવા માટે તેં કંઈ પરસેવો ઓછો પાડયો હતો? ભગવાને ઇચ્છયું ને તને મળી ગયું! શું બધું હડપ કરી ગયો? દેવતાને થોડી પ્રસાદી તો ચડાવવી'તી!

સનિયાની આંખો ક્રોધથી લાલ થઈ ગઈ. એ એકીટશે સેવા બેહેરા તરફ જોઈ રહ્યો હતો.

બિની કાંડીએ કહ્યું — દીકરા, તેં તો મોટી ભૂલ કરી છે. આવડું મોટું મકાન બનાવવાની શી જરૂર હતી? એમાં ઘણા પૈસા બરબાદ થઈ ગયા. પોતાને માટે એક જ ઓરડો બનાવવો હતો ને પૈસા બચાવી બે એકર જમીન ખરીદવી હતી. તો જરા સારું થાત. પછી ધીરે ધીરે વધુ જમીન ખરીદી લેવી હતી.

રામ પ્રહરાજ પોથી જોતા હતા. કંઈક જોઈને કહ્યું — અરે પરી! હવે મળ્યું! તું જે પૂછતો'તો ને! તારી ભાભીના પગના ઘા પર માખી બેઠી હતી ને? એને કહે છે, 'માખીપાતક દોષ'. કેટલાં પાપ કર્યાથી માખી બેસે છે, ખબર છે? આમાં બધું લખ્યું છે. તો હા, પ્રાયશ્ચિત્ત માટે પંદર રૂપિયા જેટલું ખર્ચ થશે. જે નિયમ છે, એ પ્રમાણે કરવું પડશે. નહિ તો પાપ કેવી રીતે જશે? થોડા પૈસામાં અગડંબગડં કરીને પ્રાયશ્ચિત્ત કરી શકાય. લોકોને ભલે ખબર ન પડે. પણ ઉપરવાળો તો બધું જુએ છે. ભગવાનની આંખમાં કંઈ ધૂળ નહિ નાખી શકાય. પાપ એક જન્મમાં નહિ જાય. જન્મજન્માંતર સુધી પીછો કરશે. જુઓ ને, આપણે બધા માણસો છીએ, પણ બધા સરખા ઓછા છે? કોઈ સુંદર છે, કોઈ કદરૂપું, કોઈ મોટું છે તો કોઈ નાનું. આ બધું કર્મનું ફળ છે, બેટા! એટલા ખાતર જ હું કહું છું કે ભલે ચાર પૈસા વધુ ખર્ચ થઈ જાય, પણ પાપને સદાને માટે કાઢી, આત્માને નિર્મળ બનાવી દેવો જોઈએ.

પરી દલાઈ એ પોથી તરફ અસહાય થઈને જોઈ રહ્યો હતો. શું? પંદર રૂપિયા? પાણી ને કાદવમાં રાતદિવસ કામ કરીને પરી દલાઈ થોડીક

માછલીઓ પકડતો ને એ જ વેચીને પેટ પોષતો. બીજાની જમીનમાં પણ થોડી ખેતી કરતો. ધાન કૂટી પૌંઆ પણ બનાવતો. પણ બધું મળીને જે પૈસા મળતા, એ પૂરતા થતા નહોતા. હવે પંદર રૂપિયા ક્યાંથી લાવશે? મોટો ભાઈ — જેની સારી નોકરી હતી, એ શીતળામાં મરી ગયો. કુટુંબની બધી જવાબદારી એના શિરે આવી પડી. હવે શું કરે? પંદર રૂપિયા એને માટે મોટી રકમ હતી. પ્રાયશ્ચિત્ત ન કરે તો જીવવું પણ મુશ્કેલ બની જાય. જ્ઞાતિના લોકોએ એને નાત બહાર મૂકી દીધો હતો. એના કુટુંબનો કોઈ પણ માણસ જો પાણીને પણ અડી જાય, તો બીજાં કુટુંબના લોકો એ પાણી પીતા નહિ, કોઈ એને પૌંઆ બનાવવા અનાજ નહોતું આપતું.

હવે બિની કાંડી સાથે વાત થઈ. પંડિત મહરાજે કહ્યું કે ગાય જો ગળે દોરડું બાંધેલી સ્થિતિમાં મરી જાય તો ઘણું પાપ લાગે. ગૌહત્યાના પાપ જેવું બીજું મોટું પાપ નથી. તારે તો મોંમાં તણખલું લઈને ઘરે ઘરે ભીખ માગવી પડશે. કોઈની સાથે વાત પણ નહિ થાય. આ ઉપરાંત, પોતાની શક્તિ અનુસાર બ્રાહ્મણોને જમાડવા પડશે. કેટલું ખર્ચ થશે એ કહી શકાય નહિ. હું બધું વિચારીને એક કાગળ પર લખી આપીશ. તું પછી લઈ જજે.

સેવા બેહેરાએ પૂછ્યું — પંડિતજી! મારું શું થશે, એ જરા જોઈ આપો ને!

મહરાજે કહ્યું — હવે તને શું કહું? શું સમજાવું? ભલે એ બીમાર હતી, દૂબળી હતી, પણ બિલ્લી તો હતી! તારી ઘરવાળીએ લાકડી ફેંકી, એ લાકડીના ઘાથી બિલ્લી મરી ગઈ તો પાપ કોને લાગે? તારી ઘરવાળીને જ ને? એમ કર. બિલાડીનું મીઠાના ભારે વજન કર. બિલાડીનું જેટલું વજન હોય એટલું જ મીઠું બ્રાહ્મણોને આપી દે. તારી શક્તિ અનુસાર બ્રાહ્મણોને ખવડાવી-પિવડાવી થોડી દક્ષિણા પણ આપી દેજે. બસ, એટલામાં જ પતાવી દેજે.

મહરાજ હવે ઊઠ્યા. ને બોલ્યા — ચિંતેઈ સોઈની દીકરી ધોબી કાલે એકાદશી વ્રત પાળશે. એણે બોલાવ્યો છે. દરેક એકાદશીએ હવન થાય છે. પાંચ બ્રાહ્મણો ભોજન કરે છે. ભાગવતનો પાઠ થાય છે. નાની ઉંમરે વિધવા

થયેલી ખડાયતા ઘરની આ છોકરી જે નિષ્ઠાથી બધું કરે છે એવું મેં ક્યાંય નથી જોયું. અચ્છા, હવે તમે બધા જઈ શકો છો.

બધા ઊભા થઈ ગયા.

હવે સનિયાએ ફરીને મોં ખોલ્યું, ડરતાં ડરતાં કહ્યું — પંડિતજી! હવે મારું કંઈક કલ્યાણ કરો! હુ ખાઉં શું? જીવું કેમ? કંઈ ન થાય તો તમે તમારી જમીનમાંથી મને કંઈક આપો. હું ખેતી કરીને તમારો ભાગ તમને આપી દઈશ. હમણાં ગુજરાન ચલાવવા મને થોડું અનાજ આપી દો. પાક થતાં વ્યાજ સાથે પાછું આપી દઈશ.

પ્રહરાજ ચિડાઈ ગયા હતા. એ બોલ્યા — અરે, તારા ગુજરાન માટે હું થોડો જવાબદાર છું? ચિંતેઈ સોઈ આ ગામના કાર્યકર્તા છે, એમની પાસે ફરિયાદ કર. એમને શી વાતની ખોટ છે? અનાજ માગશે તો એ આપશે. જમીન માગશે તો એ આપશે. એમને જો રાજી કરી શકીશ, તો તારું દુઃખ દૂર થઈ જશે. એમની સામે અમે ભાજીમૂળા સિવાય શું છીએ? અમારાથી તારું કંઈ કામ નહિ સરે, બેટા!

પ્રહરાજ અંદર ચાલ્યા ગયા. પરી, બિની અને સેવા બેહેરા પણ ચાલ્યા ગયા. સનિયો નિરાશ થઈને પ્રહરાજના ઘરની સામે નાળિયેરના એક ઝાડ નીચે બેસી ગયો. એ ખૂબ થાકી ગયો હતો.

પોષના કૃષ્ણપક્ષની દસમ હતી. ઠંડી ઓછી થઈ ગઈ હતી. છતાં બપોરે પણ હવાની ઠંડકથી શરીર ધ્રૂજી જતું હતું. છાંયડે પણ ઠંડક લાગતી હતી. પણ બપોરની ગરમી સહન નહોતી થતી. સનિયો નાળિયેરના વૃક્ષની નીચે બેઠો બેઠો વિચારી રહ્યો હતો. હવે શું કરું?

એક છોકરીના હસવાના અવાજથી સનિયો જાણે ચમકી ગયો. કોણ હતું? પ્રહરાજના પાકના ઢગલા નાળિયેરના ઝાડથી થોડે દૂર હતા. એ ઢગલાની પાછળ એક સુંદર યુવતી સંતાઈ જતી હતી, અને એનો પાલવ પકડી એક નવયુવાન પણ પાછળ દોડતો હતો. બંને હસતાં હતાં — પણ અઢાર વર્ષના એ યુવાને હજી સુધી સનિયાને જોયો નહોતો.

કોણ હતી એ યુવતી?

સનિયાએ નજર દોડાવી. એ યુવતી પ્રહરાજની પૌત્રી હતી. નાની ઉંમરમાં વિધવા થઈ હતી. એનું નામ પાર્વતી. લાડથી બધાં એને

'પારો' કહીને બોલાવતાં હતાં. છોકરો હતો શિવ ઘોષ. પ્રહરાજના ખેતરમાં કામ કરતો હતો..એ પણ ખડાયતા ઘરનો એક અનાથ છોકરો હતો.

પારો સનિયાને જોતાં જ શરમાઈ ગઈ. શિવ ઘોષ પર પોતાનો ગુસ્સો દર્શાવતાં બોલી, છોડ ને મારો પાલવ!

સનિયો ધીરે ધીરે ઘરે આવ્યો.

ક્યારેક ક્યારેક ધોબીને ઇચ્છા થઈ જતી કે સનિયાને ઘરે જઈ, એનું નવું ઘર જોઈ આવે અને એની સાથે થોડી વાતો કરી આવે. પણ એને શરમ આવતી હતી અને ડર પણ લાગતો હતો. જ્યારે એ મહાદેવના મંદિર તરફ જતી ત્યારે સનિયાનું ઘર એની નજરે પડતું. આડી નજરે એ ઘર તરફ જોતી જોતી એ પાછી આવી જતી. સનિયાના ઘર પાસે જરા થોભવાનું મન થતું હતું, પણ એ જલદી જલદી ચાલી આવતી. મનમાં થતું કે સનિયા સાથે મુલાકાત થઈ જાય તો! પણ એ ડરની મારી આમતેમ જોયા કરતી. જાણે આખી દુનિયા એના પર જ નજર નોંધીને બેઠી ન હોય!

ચાલતાં ચાલતાં સનિયાનું ઘર પાછળ રહી જતું. ધોબી છેલ્લી વાર એના ઘરના છાપરા તરફ નજર નાખી ઊંડો નિસાસો મૂકતી.

ધોબીને પણ સમજાતું નહોતું કે જો સનિયો ગામ અને ગામલોકોને છોડીને ચાલ્યો જવા માગતો હતો, તો ધોબીની વાત સાંભળીને અટકી શા માટે ગયો? ધોબીને ખાતર જ એણે પોતાનો સંકલ્પ શા માટે તોડ્યો? ધોબીના કહેવાથી એણે સોનાની મહોરો લઈ લીધી હતી. ધોબીની પ્રેરણાથી એણે ઘર બનાવ્યું, પ્રાયશ્ચિત્ત કરીને સમાજમાં સામેલ થઈ ગયો. હવે મજૂરી કરીને પેટ ભરી લે છે. આટલું કષ્ટ એ શા માટે ઉઠાવે છે? પરિડા કુટુંબનું નામ રાખવા ખાતર એ શું લગ્ન પણ કરશે?

આ વિચાર ધોબીને સતાવતો હતો. એના સ્વર્ગવાસી પતિ અને સસરાની તસવીરો એની આંખ સામે નાચી ઊઠતી હતી. એમનાં સ્નેહ-મમતાની વાતો યાદ આવતી હતી. એને ખૂબ દુઃખ થતું હતું. આવું વિચારીને ધોબી પોતાની જાત પર જ ગુસ્સો કરતી હતી. પોતાના પર જ

નફરત કરતી હતી. એને થતું કે પોતાના પતિ અને સસરાએ સંઘરેલું ધન એણે શા માટે સડકના ભિખારી સનેઈ પરિડાને આપી દીધું?

પોતાના ઓરડામાં સૂતી સૂતી ધોબી આંખનાં આંસુઓથી તકિયો ભીંજવી દેતી હતી. એની પીઠ પર નાનાં ભાઈબહેનો નાચતાં-કૂદતાં હતાં. સાડી ખેંચતાં હતા. ધોબી એમ જ — નિર્જીવ છોકરીની જેમ પડી રહેતી હતી. ક્યારેક ક્યારેક કાકી આવી વાતો કરતી હતી. બાળકોને ઘસડીને લઈ જતી હતી. ધોબી એમની એમ પડી રહેતી.

ક્યારેક ક્યારેક દાદી આવીને માથા પર હાથ ફેરવતી હતી.

કદી કદી પિતાજી પણ બોલાવતા હતા — ધોબી! હરિ મહાંતિ ઉઘરાણીના કાગળો લઈને આવ્યા છે. મેં બધા તપાસી લીધા છે. તું જા, જઈને સહીઓ કરી આવ.

ધોબી મનમાં કહેતી, ચૂલામાં જાય કાગળો. પણ ઊભી થઈ જતી. આંસુ લૂછી બહારના ઓરડામાં જતી. મહાંતિ જ્યાં જ્યાં કહે ત્યાં ત્યાં સહી કરી આપતી. મહાંતિ પણ બધું સમજતા હતા. પણ ધોબીની સમજમાં કશું ઊતરતું નહોતું. કામ પતાવી ધોબી અંદર ચાલી જતી.

મા કહેતી, ધોબી કંઈક ખાઈ લે!

ધોબીની આંખમાં આંસુ હતાં. કહેતી, આજ તો પૂનમ છે. મારે ઉપવાસ છે. ધોબી એકલી પોતાના ઓરડામાં ચાલી જતી. શ્રીમદ્ ભાગવત-પુરાણ વાંચતી. દાદી પાસે બેસીને સાંભળતી.

ક્યારક પૂનમ તો ક્યારેક એકાદશી, ક્યારેક વ્રત તો ક્યારેક પર્વ. ધોબીનો ઘણોખરો સમય આવા ઉપવાસોમાં વીતતો હતો. પ્રહરાજ આવીને પુરાણ સંભળાવતા. એક સારો દિવસ જોઈને હવન થતો. બ્રાહ્મણોને ભોજન મળતું. લોકો કહેતા, ધન્ય છે ધોબીને! નાની ઉંમરમાં જ કેટલી નિષ્ઠા! લોકો એમ પણ કહેતા, કે ધોબી જ્યારે ઘરની બહાર જાય છે ત્યારે પાછી આવીને કપડાં બદલી લે છે. જો અછૂતનો પડછાયો પણ એના પર પડે તો નાહ્યા વિના નથી રહેતી.

ચિંતેઈ સોઈ હરખાતા હતા. એમની દીકરી સમાજના નિયમો સ્વીકારી, નિષ્ઠાથી એને અનુસરે છે. લોકો એની પ્રશંસા કરતા હતા — ખરેખર, એમના માટે એ ગર્વની વાત હતી. પ્રહરાજ શાસ્ત્રો વાંચી સંભળાવતા.

કહેતા, કેવળ ધોબીના ધર્મભાવ તથા સદાચારને કારણે જ સાત પેઢી સુધી એનાં સ્વજનો સ્વર્ગમાં રહેશે.

નિધિ સોઈ આશ્ચર્યચકિત થઈ ધોબી તરફ જોતા હતા. ધોબી માથું નીચું કરીને બેસતી હતી. મા આંખમાંથી આંસુ સારતી હતી. પોતાની તપસ્વિની દીકરીને છાતી સરસી ચાંપીને રડતી હતી અને એની સાથે ધોબી પણ રડતી. પોતાના લોહીમાંસમાંથી જેને જન્મ દીધો હતો, એના દિલનું દર્દ એ સમજી શકતી નહોતી.

બપોરની વેળા — દીવાનખાનામાં ચિંતેઈ સોઈ બેઠા બેઠા હરિ મહાંતિના કાગળો તપાસી રહ્યા હતા. નિધિ સોઈ લેણદેણના કાગળો જોઈ રહ્યા હતા. અચાનક ત્યાં ધોબી પહોંચી ગઈ. રડી રડીને એની આંખો સૂજી ગઈ હતી. પીઠ પર ખુલ્લા વાળ પથરાયેલા હતા. આંખો નીરસ હતી. હરિ મહાંતિ ઊભા થઈ ગયા.

ચિંતેઈ સોઈએ પોતાની દીકરીના ચહેરા પર નજર નાખી. મનમાં ને મનમાં કંઈક ડરી ગયા. પૂછ્યું, 'કંઈ કામ છે, દીકરી?'

નિધિ સોઈ કાગળો પરથી આંખ ઉઠાવી એકીટશે ધોબી તરફ જોઈ રહ્યા હતા.

ધોબીના હોઠ ધ્રૂજી ગયા. કંઈક કહેવા જતી હતી ને અચાનક અટકી ગઈ. ચિંતેઈ સોઈ જાણે એના મનની વાત સમજી ગયા ને બોલ્યા, 'બેસ.'

ધોબી બેસી ગઈ. હરિ મહાંતિએ થોડેક દૂર બેસીને પોતાની હોશિયારીની વાતો સંભળાવી. એમણે કહ્યું, જ્યારથી મેં નાયકજીની સંપત્તિની સંભાળ રાખવાનું શરૂ કર્યું છે, 325 એકર જમીન લિલામમાં ખરીદી છે. 1100 ખાંડી અનાજ કરજે આપ્યું હતું. એમાંથી 1028 ખાંડી અનાજ મળી ગયું છે. 900 ખાંડી અનાજ વ્યાજે આપ્યું છે. 128 ખાંડી અનાજ વેચાઈ ગયું છે અને એ પૈસા પણ જમા થઈ ગયા છે.

મહાંતિએ જરા શ્વાસ લીધો, પછી ધોબી તરફ નજર નાખી. ધોબી ધ્યાનથી કાગળો જોતી હતી. મહાંતિએ બીજો ચોપડો કાઢી સમજાવવાનો પ્રયત્ન કર્યો. એમણે કહ્યું કે જે લોકો ગામ છોડી ભાગી ગયેલા, એમની 180 એકર જમીન ખરીદી લેવામાં આવી હતી. જે લોકો પાછા આવ્યા

એમનાં શુદ્ધિ કાર્ય વગેરેમાં પૈસાની જરૂર પડી. જમીન વેચવા સિવાય એમની પાસે બીજો રસ્તો નહોતો. એટલે અનાજ ને થોડા પૈસા આપી 219 એકર જમીન એમની પાસેથી ખરીદવામાં આવી. જે પહેલાં માલિક હતા એમને હવે પટ્ટા પર જમીન આપવામાં આવી છે.

ચિંતેઈ સોઈએ કહ્યું — આવા લોકો પાસેથી તો જમીન પાછી લેવી મુશ્કેલ થઈ જાય છે.

મહાંતિએ સ્પષ્ટતા કરી — ના જી, દર વર્ષે પટ્ટામાં નામ બદલવામાં આવે છે. એટલે કોઈ જમીન પર પોતાના હકનો દાવો ન કરી શકે.

ચિંતેઈ સોઈ ખુશ થઈ ગયા. બોલ્યા, શાબાશ મહાંતિજી! ખૂબ સમજપૂર્વક તમે કામ કર્યું છે. પણ આટલું બધું સમજાવ્યા છતાં નિધિયા (નિધિ સોઈ)ના મગજમાં કંઈ ઊતરતું નથી. એ બળદની માફક મહેનત કરે છે — કાગળો પણ સારી રીતે સાચવે છે, પણ પૂરતી ખબરદારી નથી રાખી શકતો. ધોબીની સંપત્તિની જો એ સંભાળ રાખત, તો અહીંની મિલકત હું સંભાળત.

મોટાભાઈનાં આકરાં વેણનું નિધિને ખરાબ ન લાગતું. બાળપણથી નિધિ સોઈ મોટાભાઈની ગાળો ખાઈને અને એમનાં સ્નેહ-મમતા પામીને મોટા થયા હતા. મોટાભાઈના હુકમ સિવાય એ કશું સમજતા નહોતા.

પરંતુ આજે તેઓ ધોબી વિશે વિચારતા હતા. આજે અચાનક ધોબી કાગળો જોવા કેમ આવી? બે દિવસથી એ ઉદાસ હતી. કોઈની સાથે બોલતી નહોતી. જ્યાં બેસતી ત્યાં મૂગીમૂગી બેસી રહેતી. ખાવાપીવાનું નામ નહોતી લેતી. એની આંખોમાંથી આંસુની ધાર વહ્યા કરતી હતી.

નિધિ સોઈએ જોયું કે હજીયે ધોબીની આંખોમાં આંસુ છે. નિધિ ધ્રૂજી ઊઠયા. જાણે એમની છાતી પર કોઈ ઘા ન કરતું હોય! પણ મોટા-ભાઈની હાજરીમાં તેઓ ધોબીને કશું પૂછી ન શકયા. એને આશ્વાસન પણ આપી ન શકયા. ધોબીના દિલમાં શું છે, એ જાણવાનું એમને માટે મુશ્કેલ પણ હતું.

હરિ મહાંતિએ કાગળો એકઠા કરી પાછું કહ્યું, તમે મધિયાની વાત નહિ સાંભળી હોય. એણે બનેઈ પરિડાની દીકરી પુનીને ઘરમાં બેસાડી છે તે દિવસથી બાઉરી અછૂત જાતિના લોકો ચિડાઈ ગયા છે. મધિયો

જ્ઞાતિના લોકોને ભોજન પણ નથી આપતો ને પુનીને છોડતો પણ નથી. મેં એને ઘણું સમજાવ્યો. ધમકી પણ આપી. પણ એ માને તો ને? કાલે એને બોલાવ્યો હતો. પણ એની હિંમત તો જુઓ! કહે કે હાથ છે, તો ભાત જરૂર મળશે! હું તમારી ધમકીથી શા માટે ડરું?

ચિંતેઈ સોઈ હસવા લાગ્યા, બોલ્યા—ઠીક છે, ભલે રહે એ છોકરી પેલા અછૂત પાસે. લોકો પણ જોશે કે બનેઈ પરિડાની દીકરી બાઉરીના ઘરમાં છે. તમને યાદ છે ને, પેલા દિવસે બનેઈ પરિડાએ શું કહ્યું હતું? તમે બાઉરીવાડાના લોકોને સમજાવો કે એ મધિયાને અને પુનીને એ જ વિસ્તારમાં રહેવા દે. જે લોકો એ દિવસે હસ્યા હતા, આજે એ પોતાની આંખો ખોલીને જોશે ને હસશે.

ચિંતેઈ સોઈ ચૂપ થઈ ગયા. થોડી વાર પછી જરા હસીને વળી બોલ્યા—બનેઈ પરિડાના દીકરાને પણ જુઓ. સનિયાની શુદ્ધિ થઈ, થોડી મિલકત મળી. એણે પ્રાયશ્ચિત્ત કર્યું, ઘર બનાવ્યું, બીજાને ત્યાં મજૂરી કરી, પણ એટલો અભિમાની છે કે હજી સુધી મારે ત્યાં નથી આવ્યો, પણ જમીન માટે પ્રહરાજ પાસે ગયો હતો.

પ્રહરાજ પાસે સાંભળેલી બધી વાત ચિંતેઈ સોઈએ કહી સંભળાવી. હસતાં હસતાં કહ્યું—એ ગયો છે, જમીનદાર પાસે ફરિયાદ કરવા. પણ જમીનદાર શું કરશે? જે કાંઈ થયું છે તે બધું કાયદેસર થયું છે. સનિયાની જમીન મેં લિલામમાં ખરીદી દેવતાને ભેટ આપી છે. જમીનદાર તો માત્ર મહેસૂલનો અધિકારી છે.

ધોબીના હોઠ ધ્રૂજી ગયા. જે વાત કહેવા આવેલી એ વાત એ ન કહી શકી. જાણે એની આંખમાંથી અંગારા ઝરતા હતા. નસકોરાં ફૂલી ગયાં હતાં. વાત કરવાની હિંમત ન થઈ. પોતાના પિતા અને કાકાની સામે બેસી એમના વિચારો સાંભળવાની એને ઇચ્છા નહોતી. કોઈને કશું કહ્યા વિના એ ઊઠીને ચાલી ગઈ.

નિમપુર, દુર્ગાપુરથી ત્રણ કોશ દૂર હતું. સનિયો વારંવાર ગયો, પરંતુ જમીનદાર છોટરાયની મુલાકાત ન થઈ. છોટરાય ક્ષત્રિય જાતિના હતા. સવારે મોડે સુધી પથારી છોડતા નહિ. નાહવું-ધોવું, ખાવું-પીવું વગેરેથી

પરવારતાં બપોર થઈ જતી. એ પછી ચોપાટની રમત જામતી. રમત સાંજે જ પૂરી થતી. રાતના ભાંગ પિસાતી. ભાંગ પીને જમીનદાર સાહેબ મોજ કરતા. અડધી રાત્રે જમીને સૂઈ જતા.

આમાં રૈયતની ફરિયાદ સાંભળવાનો જમીનદાર સાહેબને વખત ક્યાં રહ્યો ? ગોવિંદ પ્રધાન દુર્ગાપુરનો મહેસૂલ અધિકારી હતો. સનિયાએ એમની સમક્ષ જ ધા નાખી.

ગોવિંદ પ્રધાને બધું સાંભળ્યું. કહ્યું — સનિયા ! બધો કિસ્મતનો ખેલ છે ! નસીબમાં જે કંઈ લખ્યું હોય એ બદલી શકાતું નથી. ચિંતેઈ સોઈએ જે કંઈ કર્યું છે તે કાયદા પ્રમાણે જ કર્યું છે. એની વિરુદ્ધ કોઈ જાતનું કામ ચલાવી શકાય નહિ. પછી ગોવિંદ પ્રધાને શિખામણ આપી : તું એમના જ પગ પકડ. તું એમને ત્યાં જ જા. એમને કઈ ચીજની ખોટ છે ? એમની દયા હશે, તો તું ફરી સુખી થઈ જઈશ.

ગોવિંદ પ્રધાન સનિયાની જ્ઞાતિનો જ માણસ હતો. સનિયો એને માટે રીંગણાં, કેળાં વગેરે ઘણી ચીજો લઈને ગયો હતો. ગોવિંદ આવી શિખામણ આપશે એવી એણે આશા નહોતી રાખી. એને થયું કે પોતે ચિંતેઈ સોઈ પાસે જ જશે, એમના પગ પકડીને એમની પાસેથી પાંચ એકર જમીન માગશે. ઘણા લોકો એમની જમીનમાં ખેતી કરી ગુજરાન ચલાવતા હતા. ચિંતેઈ સોઈની દયા હશે તો કશી અગવડ નહિ પડે. અભિમાન કરવાથી નુકસાન જ થાય છે, લાભ નહિ. રાજા હરિશ્ચંદ્રે તો સ્મશાનની રખેવાળી પણ કરી હતી.

સાંજે ઘરે આવીને સનિયાએ મહેસૂલ અધિકારી ગોવિંદ પ્રધાનની વાત પર ફરીને વિચાર કર્યો. ચિંતેઈ સોઈના ઘરે જવાની ઇચ્છા હતી, પરંતુ પગ ઊપડતા નહોતા. શા માટે જાય ? ધારો કે થોડી જમીન લઈને ખેતી પણ કરે. તો એથી શું વળે ? ખેતરનો મજૂર, મજૂર જ રહેવાનો. માલિક તો થવાનો નહિ. આવા એક મજૂર સાથે કંઈ ચિંતેઈ સોઈ પોતાની દીકરીનાં લગ્ન કરાવશે ? એક મજૂરનો હાથ પકડવા ધોબી પણ તૈયાર નહિ થાય.

તો પછી ? એણે ઘર શા માટે બનાવ્યું ? શા માટે સમાજમાં સામેલ થયો ? એ શા માટે ખેતી કરે ? લોહી-પરસેવો પાડી શા માટે પૈસા કમાય ?

જે દિવસે ધોબીએ એના હાથમાં સોનાની મહોરો મૂકેલી તે દિવસ પછી એની સાથે મુલાકાત થઈ નહોતી. એણે મળવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો. મહાદેવ પ્રત્યે એને એવી કોઈ ભક્તિ નહોતી, છતાં વારંવાર મહાદેવના મંદિરે ગયો હતો. કદાચ મુલાકાત થઈ જાય! બંધ ઉપર પણ એણે આંટાફેરા માર્યા હતા. પણ એના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા! ધોબીની વાત એણે બીજા કોઈને કહી પણ નહોતી.

ધોબીના મનમાં શું હશે? ધોબીના મનની વાત સમજવાનું સનિયા માટે અસંભવ હતું. એને થયું, હા, ધોબી એને પ્રેમ કરે છે, પણ એમાં શો દી વળ્યો? ચિંતેઈ સોઈની ઇચ્છા વિરુદ્ધ એ કંઈ કરી શકશે?

સનિયાથી કશો નિર્ણય લેવાયો નહિ.

સાંજ પડી ગઈ. પશ્ચિમ આકાશમાં શ્રીપંચમીનો ઉજ્જ્વળ ચંદ્ર હતો. સનિયો એ તરફ જ જોઈ રહ્યો હતો. એ ખૂબ દુઃખી હતો. એના ઘરની પાછળનો દરવાજો ખોલી કોઈ આવી રહ્યું હતું. સનિયો ઊભો થઈ ગયો. આવનારે પૂછ્યું—કોણ છે? સનિયો?

સનિયાએ અવાજ ઓળખી લીધો હતો—એણે નમસ્કાર કરી કહ્યું—કેમ આવવું થયું, પ્રહરાજજી!

પ્રહરાજે હાથ ઊંચા કરી આશીર્વાદ આપ્યા. એમણે કહ્યું, અરે, સનેઈ! યજમાનને ઘરે પુરોહિત બ્રાહ્મણ તો ગમે ત્યારે આવી શકે. યજમાનના કલ્યાણની કામના કરવી એ જ તો પુરોહિતનું કર્તવ્ય છે.

સનિયાએ નાળિયેરનાં પાંદડાંમાંથી બનાવેલી ચટાઈ પાથરી દીધી. પ્રહરાજ બેસી ગયા. સનિયો એક થાંભલા પાસે ઊભો હતો. પ્રહરાજ શા માટે આવ્યા હતા એ એને હજી સમજાતું નહોતું.

—અરે, સનિયા! તું તો ચિંતેઈ સોઈજીના ઘરે ન ગયો, પણ મેં તારા વતી વિનંતી કરી. સોઈજી ઘણા દયાળુ છે. એમણે તારા પ્રત્યે ઘણી સહાનુભૂતિ દર્શાવી. એમણે કહ્યું કે બનેઈ પરિડાએ ઘણો સુખી સંસાર માંડ્યો હતો. એમનું નસીબ ખરાબ હતું. એટલે એમના કુટુંબની હાલત ખરાબ થઈ ગઈ. ખેર, બધાએ આ જ ગામમાં રહેવાનું છે. સનિયા પાસે

તો બળદ પણ નથી. બળદ ખરીદવાના પૈસા પણ નથી. એને જો જમીન મળે તોય એકલો માણસ છે. જમીન લઈને શી રીતે ખેતી કરશે? બીજી વાત એ છે કે રોજ એ બીજાને ત્યાં મજૂરી કરવા શા માટે જાય છે? એના કરતાં મારે ત્યાં જો એ બાંધી મુદતના કરારથી મજૂર તરીકે રહી જાય તો એના બધા પ્રશ્નોનો ઉકેલ આવી જશે. ખાવાનું ને કપડાં તો મળશે જ. થોડા પૈસા પણ મળશે. પછી આગળ જતાં તે બળદ ખરીદી શકશે.

પ્રહરાજે બધી વાત કહી દીધી. પછી મૂંગા થઈને બેઠા.

સનિયો વિચારતો હતો કે ચિંતેઈ સોઈના ઘરે એ મજૂર થઈને શા માટે રહે? બીજાને ત્યાં મજૂરી કરવાથી એનું પેટ ખાલી તો રહેવાનું નથી. લાચારીનો લાભ લઈને ચિંતેઈ સોઈએ ગરીબોની ઘણી જમીન પચાવી પાડી છે. હવે એવા માણસનો મજૂર બનીને એ કામ કરે? દુનિયાને તો એ જ કહેવાનું ને કે એ ચિંતેઈ સોઈનો મજૂર છે।

પ્રહરાજ જાણે એના મનની વાત પામી ગયા હતા, એમણે કહ્યું— સનિયા બેટા! આફતને ટાણે વિચારવામાં આટલો બધો વખત ન ગુમાવાય! મારું માન, એક વાર સોઈજીના ઘરે જઈ એમને મળ ને તારા મનની વાત કહી દે. એમની સાથે વાત થઈ જાય, પછી જે ઇચ્છા થાય એ કરજે. ડૂબતો માણસ તો તરણું પણ પકડી લે. તારી પણ બેટા, એ જ દશા છે. ઈશ્વર ધારશે તો તારું દુઃખ પણ દૂર થઈ જશે.

પ્રહરાજ ચાલ્યા ગયા. દરવાજો બંધ કરી સનિયો પાછો આવ્યો. હજીયે એ વિચારતો હતો. પ્રહરાજ ઘરે શા માટે આવ્યા હતા?

બીજા દિવસની બપોરે—

સનિયો ચિંતેઈ સોઈના ઘરના કચેરીના ઓરડામાં પહોંચ્યો. સોઈજી કાગળિયાં જોતા હતા. ચશ્માં ચડાવી હરિ મહાંતિ કશુંક સમજાવી રહ્યા હતા. નિધિ સોઈ પણ થોડે દૂર બેઠા બેઠા હિસાબકિતાબમાં મશગૂલ હતા.

સનિયાને જોઈ, ચિંતેઈ સોઈએ માથું ઊંચું કરીને જોયું. નિધિ સોઈએ પણ એના તરફ નજર નાખી. ચશ્માંને કપાળે ચડાવી હરિ મહાંતિએ પણ એના તરફ ત્રાંસી નજર નાખી.

સનેઇએ માથું નમાવી નમસ્કાર કર્યા. ચિંતેઇએ હસીને પૂછ્યું, શા ખબર છે, સનિયા? કેમ આવવું થયું? સારું, સારું બેસ.

ચિંતેઇ સોઇ ફરી કાગળિયાંમાં ગૂંથાઇ ગયા. સનિયો એક બાજુ બેસી ગયો. એને આશા હતી કે સોઇજી એને કંઇ પૂછશે. એના આવવાનું કારણ પૂછશે. પણ એમણે કાગળોમાંથી માથું પણ ઊંચું ન કર્યું. મહાંતિ જમા-ઉધારનો હિસાબ સમજાવતા હતા.

એક કલાક વીતી ગયો.

કાગળો એક તરફ હડસેલી, સોઇજીએ પોતાના નાના ભાઇને કહ્યું— નિધિ! ધોબીને બોલાવી લાવ! આવક-જાવકનો હિસાબ સમજાવવા મહાંતિ અહીં ઘણા દિવસ રહ્યા. હવે ધોબીએ સહીઓ કરવી પડશે. એને જલદી બોલાવી લાવ.

નિધિ સોઇ અંદર ચાલ્યા ગયા.

સનિયો ચમકી ગયો. ધોબી આવે છે! ઘણા દિવસો પછી ધોબીને જોવાની તક મળશે. પણ ધોબીની હાજરીમાં એ ચિંતેઇ સોઇને પોતાના મનની વાત કહી શકશે? ધોબીના આવતાં પહેલાં વાત કરી લેવી જોઇએ.

સનિયાએ કહ્યું—હું આવ્યો'તો...

સોઇજીએ કહ્યું—હા, હા, શું કહેવું છે? બોલી દે. પ્રહરાજ પાસેથી તો મેં બધું સાંભળી લીધું છે. એમની મારફત મેં તને સંદેશો મોકલ્યો હતો. એમણે બધું કહ્યું હતું ને?

સનિયાએ કહ્યું—હા, કહેલું. એ વિશે જ મારે કંઇક કહેવું છે.

ચિંતેઇએ કહ્યું, સારી વાત છે. મને એક બાંધી મુદતના કરારથી બંધાયેલો મજૂર જોઇએ છે. જો રહેવા માગતો હોય તો થોડા દિવસ રહી જા. બીજા પણ પાંચ માણસો છે. તું પણ રહી જા. હાથમાં થોડા પૈસા આવે ત્યારે બળદ ખરીદી લેજે. ત્યારે હું બે-ત્રણ એકર જમીન પણ આપીશ. હમણાં તો તારાથી બળદ ખરીદી શકાય એમ નથી ને! બીજા લોકોની માફક તું પણ મજૂરી લઇ લેજે. મારી નજરે તો સૌ સરખાં છે. જે મહેનત કરશે તે પામશે. તું આમાં સંમત છે ને?

સનિયો કદાચ સંમત થઇ જાત. આટલા લોકોની સલાહ કદાચ

માની લેત. પણ આ જ વખતે ધીમે પગલે ધોળી આવી ગઈ હતી. નિધિ સોઈ એની પાછળ હતા. ધોળી!

ધોળીને આ શું થઈ ગયું છે? પોતાની વહાલી ધોળીને જોવા સનિયો કેટલો તલસતો હતો! પણ એને સામે જોઈને સનિયાને ખૂબ દુઃખ થયું. એક કરમાયેલા ફૂલની માફક ધોળી દૂબળી-પાતળી થઈ ગઈ હતી. આંખોમાં નહોતી ચંચળતા, નહોતો પ્રકાશ. વાળ વીખરાયેલા હતા. મનોમન સનિયો કકળી ઊઠયો.

ચિંતેઈ સોઈથી થોડે દૂર બેસીને ધોળીએ ફક્ત એક વાર સનિયા તરફ નજર નાખી હતી. એ નજરમાં જાણે યુગોયુગોની વ્યથા ભરી હતી. સનિયાની આંખ પણ ધોળીની આંખ સાથે મળી — ક્ષણભર માટે. સનિયાએ આંખ ફેરવી લીધી. ધોળી પણ નીચું જોઈ ગઈ.

સનિયાને વિદાય આપતાં પહેલાં ચિંતેઈ સોઈએ કહ્યું — બે વાર ખાવાનું, અને થોડા પગારના બદલામાં મારા ઘરે મજૂરી કરવા માગતો હોય તો કાલથી આવી જજે. જો તું એમાં સંમત ન હોય તો બીજો રસ્તો લે. અમારે ત્યાં ભાત છે, ત્યાં સુધી હાથની ખોટ નથી રહેવાની.

સનિયાની ધીરજનો અંત આવી ગયો. ક્રોધ અને નફરતથી એનાં નસકોરાં ફૂલી ગયાં. એની બંને આંખમાં જાણે આગ ભડકી ઊઠી! એણે પણ જવાબ આપ્યો — જો હાથ છે, તો ભાતની પણ ખોટ નહિ રહે! તમારી પાસે પૈસા છે એ ખરું, પણ હું ભીખ માગવા નથી આવ્યો!

ચિંતેઈ ખડખડાટ હસી પડચો. મહાંતિ પણ હસતા હતા. આશ્ચર્ય-ચકિત થઈ નિધિ સનિયા તરફ જોઈ રહ્યા હતા. ધોળી પણ ચમકી ગઈ. સનિયા તરફ મોં ફેરવી એણે સનિયાની લાલ આંખો તરફ જોયું. સનિયો ખરેખર ખૂબ ગુસ્સામાં હતો.

ચિંતેઈ સોઈએ પણ મજાક કરતાં કહ્યું, શાબાશ, પરિડાના બચ્ચા! તારા હાથમાં આટલી તાકાત હતી તો તારા બાપે બાળબચ્ચાં સાથે જાહેર રસોડામાં અછૂતો સાથે ભોજન શા માટે લીધું? ગામ છોડીને શા માટે ભાગી ગયો? જે લોકો ભાગી ગયા હતા એ બધા પાસે મજબૂત હાથપગ તો હતા. પણ એમને મુઠ્ઠીભર ભાત નહોતા મળ્યા. અને હમેશ માટે એમને સ્મશાનમાં સૂવું પડયું હતું.

ચિંતેઈએ ફરી કહ્યું—હાથપગની બધી તાકાત લઈને પરિડા વંશના બધા લોકો નીકળી ગયા. પણ કોઈ પાછું ફર્યું? એકલો તું જ પાછો આવેલો, અધમૂઓ થઈને! તારા પણ હાથપગ હતા, પણ નિધિએ ચોરી-છૂપીથી મારા જ ભાત ખવડાવી જિવાડયો હતો. મને બધી ખબર છે. નિધિએ ડરના માર્યા મારાથી છુપાવ્યું હતું. પણ મને બધી ખબર છે કે કોના પેટમાં શું છે. એ ભાતનો ચમત્કાર હતો, હાથનો નહિ. સ્વર્ગમાંથી દેવતા પણ ઊતરી આવી, ભાતને કીડીની માફક ચોંટી પડે છે. તને નિધિએ ખવડાવીને જિવાડયો હતો. તારા નબળા હાથપગમાં તાકાત આપી હતી. મને એ સાંભળીને આનંદ થયો હતો. મને થયું કે પરિડા ખાનદાનનો નાશ ન થઈ જાય એ સારું છે. ઓછામાં ઓછું, એ કુટુંબનું એક જણ તો જીવતું રહે. પણ આજે તું મારી સામે એ જ હાથની બડાઈ કરી રહ્યો છે! શાબાશ પરિડાના બેટા!

નિધિ સોઈ ગભરાઈ ગયા હતા. એ તો ચિંતેઈ સોઈ તરફ જોઈ જ ન શકયા. ચિંતેઈને બધી વાતની ખબર કેવી રીતે પડી? ધોબી પણ બેચેન થઈ ગઈ. પિતાજીને બધી ખબર છે!

સનિયો તો ગુસ્સાની આગમાં જાણે સળગતો હતો. એને થયું કે એક લાઠી ઊંચકી ચિંતેઈ સોઈના માથામાં મારી દઉં! એમની આંખ સામે હાથની તાકાત બતાવી આપે. પણ પરિણામ શું આવે? પોલીસ, કાયદો, તથા જેલ—બધા જ 'ભાત'ની તાકાત પર ચાલનારા. સનિયાના હાથની તાકાત માત્ર એક વાર આ ગામમાં ખળભળાટ મચાવી શકે. પણ ત્યાર પછી બધા ખામોશ થઈ જશે. સનિયો સમાજના અતલ ઊંડાણમાં ઊતરી જશે—જાણે કાદવમાં પગ ખૂંપી ગયો હોય ને નીચે ઊતરી જવાય.

સનિયાનું માથું નીચું નમી ગયું હતું. એની આંખોમાં પ્રકાશ નહોતો. એને થયું, ચિંતેઈ સોઈ કદાચ સાચું કહે છે, નહિ તો લાખો માનવીઓના હાથ ધૂળમાં શા માટે મળી ગયા?

સનિયો થોડી વાર ચૂપ રહ્યો. પછી બોલ્યો—થોડુંક અનાજ આપી તમે અમારી દસ એકર જમીન લઈ લીધી છે. મારા પિતા, દાદા, વડદાદાએ પરસેવો પાડીને મહેનત કરેલી. અને દસ એકર જમીનમાં સોનું ઉગાડયું હતું. જીવ બચાવવા મારા પિતાએ એ જમીન તમને આપી દીધી, પણ

કોઈનો જીવ પણ ન બચ્યો. એકલો હું પાછો ફર્યો છું. મને મારી જમીન પાછી આપી દો, સોઈજી!

ચિંતેઈ સોઈ પાછા હસ્યા!—અરે સનિયા! જમીન પાછી આપવા કોઈ ખરીદતું નથી! તને જેટલી જમીન દેખાય છે, એ બધી મહેનતથી બનેલી છે. પહેલાં જે લોકોએ જંગલ સાફ કરીને જમીન બનાવી હતી, એમાંથી ઘણાને વાઘ, રીંછ ભરખી ગયા હતા. એમણેય લોહી-પરસેવો પાડીને મહેનત કરેલી પણ આજે એ લોકો કે એમના દીકરા કે પૌત્રો જમીનના માલિક નથી. એ બધા મરી પરવાર્યા. એમના દીકરા ને દીકરાના દીકરા પણ મરી ગયા. જેમણે નાણાં ચૂકવીને જમીન ખરીદેલી એ લોકો જ આજે જમીનના માલિક છે.

સહેજ અટકીને ચિંતેઈ સોઈએ કહ્યું, અરે સનિયા! તારે જો જમીન લેવી હોય તો પૈસા કાઢ! જો પૈસા ન હોય તો તારા બાપદાદાની જેમ ભૂખ્યો રહીને પૈસા બચાવ. આ જન્મે નહિ તો આવતા જન્મે કદાચ જમીન લઈ શકીશ!

સનિયો બોલ્યો—તમે તો પૈસા આપીને જમીન નહોતી ખરીદી. તમે જેટલું અનાજ આપેલું એટલું અનાજ ને એનું વ્યાજ હું આપી દઈશ. મારે તમારા દેવાદાર નથી રહેવું. મારી જમીન મને પાછી આપી દો.

સનિયાની આ વાત ચિંતેઈ સોઈને મજાક લાગી. એમણે કહ્યું—સનિયો પાગલ નહિ, બેવકૂફ છે—ભાઈ, મેં અનાજ ઉછીનું નહોતું આપ્યું. અનાજથી જ મેં જમીન ખરીદી હતી. તારા બાપે દસ્તાવેજ કરી આપ્યો છે. જમીનદારને મહેસૂલ હું આપું છું. જમીનનો અધિકારી હું છું. તારો એના પર કોઈ હક નથી. તું જમીનની નજીક ફરકી પણ ન શકે.

સનિયાની આંખમાં આંસુ આવી ગયાં—સાત પેઢીનાં આંસુ. એણે કાકલૂદીભર્યા સ્વરે, બંને હાથ કપાળે લગાડીને કહ્યું—હા, તમે બરાબર જ કહ્યું. જમીનના માલિક તમે છો, હું નહિ. પણ જરા ભગવાનને માથે રાખી વિચારો. જમીનનો માલિક કોણ છે? ભલે, જમીન તમારી જ રહે, પણ મને ખેતી કરવા દો. તમારા ભાગનું અનાજ હું તમને પાછું આપી દઈશ.

સનિયાની આંખમાં પાણી ને તેણે જોડેલા હાથ જોઈને ધોબીના દિલમાં કારમો ઘા લાગ્યો. એને મન થયું કે દોડીને સનિયા પાસે જઈ,

એના હાથ પકડી, એને સાંત્વન આપે. પણ એ પછી શું થાય? એ વિચારી પણ નહોતી શકતી, કે પછી શું થાય? એને થયું કે સનિયાની ગરીબી, એની લાચારી એની સામે જ સાબિત કરવા પિતાજીએ એને અહીં બોલાવી છે. ધોબીની હાજરીમાં સનિયાને અપમાનિત કરવાની જ પિતાજીની ઇચ્છા હતી.

ધોબીએ પોતાના પિતાનો નિર્દય ચહેરો જોયો. એમના હોઠ પર પણ કટાક્ષનું સ્મિત હતું. આંખમાં જાણે બદલો લેવાની આગ ભડકતી હતી. એમાં જરાય માયા-મમતા દેખાતાં નહોતાં. પણ ધોબી પોતાની જાત પર કાબૂ ન રાખી શકી. એણે ધ્રૂજતા કંઠે કહ્યું — પિતાજી, સનિયાભાઈ તો ગરીબ છે. એને કોઈ આધાર નથી. એની વાત તો જરા સાંભળો. એને તમારી સહાનુભૂતિની ખૂબ જરૂર છે — એની જમીન પાછી આપી દો. નહિ તો, એની જમીન એને જ ખેતી કરવા આપી દો. એ તો ભિખારી થઈ ગયો છે, પિતાજી!

આટલી વાત કહી, ધોબી મૂંગી થઈ ગઈ. ચિંતેઈ સોઈની આંખો ગુસ્સાથી લાલ થઈ ગઈ. એ એકીટશે ધોબી તરફ જોઈ રહ્યા.

ધોબીએ માથું ઝુકાવી દીધું.

ચિંતેઈ સોઈ બોલ્યા, હા, હા, સનિયો ગરીબ છે, એનો કોઈ આધાર નથી, એ મને બરાબર ખબર છે. એના દુઃખથી મારા દિલને પણ વસમું લાગ્યું છે. પણ આપણી મિલકત ગરીબોને આપી, આપણે તો ભિખારી ન થઈ શકીએ! મારી નજરમાં બધા દુઃખી, બધા ગરીબો સરખા છે — બીજાઓ તરફ મારી જેટલી સહાનુભૂતિ છે, એટલી જ સનિયા તરફ છે.

ચિંતેઈ સોઈએ ધોબીના માથે હાથ ફેરવ્યો. સનિયા તરફ નજર નાખી કહ્યું, મારી મા તો કોઈની તકલીફ જોઈ શકતી નથી. અરે, સનિયા, તું હવે ઘરે જા. કાલથી અમારે ત્યાં આવી જજે. આ તારું ઘર નથી? ઘરનું કામકાજ ઘરના માણસ ન કરે? ઘરે કામ કરશે. ખાશે, પીશે ને પોતાના બાપદાદાની જમીન પર અનાજ, મગ વગેરે ઉગાડશે. હું કંઈ રોકવાનો છું? તને કશી અગવડ નહિ પડે. જે મજૂરી લે એ મજૂર કે નોકર કહેવાય. જે કંઈ ન લે એ તો ઘરનો છોકરો ગણાય.

હરિ મહાંતિએ કહ્યું—સોઈજીની વાત સાવ કાઢી નાખવા જેવી નથી સનિયા !

સનિયો હસ્યો ! પોતાની લાકડી પકડીને ઊઠ્યો. બોલ્યો—સોઈજી દયાળુ છે. ખોટી વાત શા માટે કહે? મારા જેવા 'ઘરના છોકરા' એમને ઘણા મળશે. અને એમના જેવા દયાળુ પિતા પણ આ દુનિયામાં મને ઘણા મળશે.

સનિયાએ પાછું ફરીને જોયું પણ નહિ. સીધો બહાર નીકળી ગયો. બધા મૂંગા થઈ એને જતો જોઈ રહ્યા હતા.

સૂરજ ડૂબવાનો સમય થઈ ગયો હતો. ઝાડ પર આછો આછો તડકો પડતો હતો.

કોઈ સાથે કશી વાત કર્યા વિના ધોબી પણ ઘરની અંદર જતી હતી પણ અચાનક બારસાખ સાથે એનું માથું ભટકાઈ ગયું. બેભાન થઈને એ નીચે પડી ગઈ. બધાં એની પાસે દોડી ગયા. ઘોંઘાટ સાંભળી સનિયો પણ પાછો આવી ગયો હતો.

ધોબી બેભાન પડી હતી.

ઘણી વારે ધોબી હોશમાં આવી. પણ જેને જોવા માટે એ બેચેન હતી એને ન જોઈ શકી. સનિયો ચાલ્યો ગયો હતો. એક પલંગ પર ધોબી સૂતી હતી. ચારે તરફ બેઠાં હતાં, એના પિતા, માતા અને કાકા.

વૈદરાજ પણ આવ્યા હતા. વૈદરાજે કહ્યું, કોઈ જાતનું જોખમ નથી. મન નબળું પડી ગયું છે, એટલે ચક્કર આવી ગયાં. આ દવા લઈ લો. આદુના રસ ને મધમાં ઘોળીને પાઈ દેજો.

ધોબીએ પડખું ફેરવ્યું.

આઠ દિવસ પછી—

ધોબીનો માથાનો ઘા સારો થઈ ગયો હતો. પણ દિલનું દર્દ એવું ને એવું હતું. એના દિલમાં જે દર્દ હતું, એને કોઈ પારખી શકે એમ નહોતું. આખી રાત એની મા એની પથારી પાસે જ બેસતી હતી, શરીરે

હાથ અડાડતાં જ એ ચમકી જતી. સખત તાવ! માની આંખમાંથી આંસુ સરી જતાં હતાં. મા કહેતી હતી, ધોબી તારા મનમાં શું છે. કહે ને મને? તારી કેવી હાલત થઈ ગઈ છે?

ધોબી બબડતી હતી. બોલતી'તી — કંઈ નહિ મા! પરધામથી તેડું આવી ગયું છે. મારા સસરા, સાસુ મારી રાહ જોઈ રહ્યાં છે. મા, એ લોકો મને ખૂબ ચાહતાં હતાં. બહુ પ્રેમ કરવાને પરિણામે એ લોકોનો જાન ગયો. એક દિવસ માટે પણ હું એમની સેવા ન કરી શકી. હું જ્યારે પણ એમની સેવા કરવાનો પ્રયત્ન કરતી હતી, એ લોકો ખેંચીને મને ખોળામાં બેસાડી દેતા હતા.

ધોબી રડી પડતી હતી. ડૂસકાં ભરીભરીને રડતી હતી. બેચેન થઈને મા એના માથે હાથ ફેરવતી હતી ને કહેતી — ભૂલી જા, મા, આ તારું સ્વપ્ન હતું, હકીકત નહિ. તું મારી લાડકી દીકરી છે.

ધોબી ઊઠીને બેઠી થઈ જતી હતી. ચારે તરફ નજર ઘુમાવીને કહેતી હતી — ના મા, આ સપનાં નહોતાં, સત્ય હતું. સાસુ તો મને ખોળામાં બેસાડીને વહાલ કરતી હતી, હું જ્યારે એમના પગ દાબતી ત્યારે મારી સાસુ મને રોકતી, કહેતી — તું તો અમારા કુળની લક્ષ્મી છે. તું મારા પગને શા માટે અડકે? મને એ છાતીસરસી ચાંપતાં. એમના ખોળામાં છુપાઈ જવાનું મન થતું મા! એ મારી પીઠ પર હાથ ફેરવતાં, ને મારા શરીરમાં ગરમી આવી જતી — જેવી આજે આવી છે.

ધોબી પલંગ પર સૂઈ જતી. મા એનું માથું દબાવતી. ઊંઘ ક્યારે આવી જતી એની ધોબીને ખબર જ નહોતી પડતી. નિધિ સોઈ ઘરે પાછા ફરતા ને એમને જ ધોબીને સોંપી મા ચાલી જતી. નિધિ ધોબીના પલંગ પાસે બેસી રહેતા — આખી રાત.

ધોબી બબડતી હતી, એ ગરીબ છે, એને કોઈ આશરો નથી. એને કાઢો નહિ.

નિધિ સોઈ ધોબીના મનની વાત સમજતા હતા. એના હાથ પોતાની હથેળીમાં લઈ પસવારતા. ધોબી આંખો ખોલીને જોતી. બોલી ઊઠતી — કાકા!

નિધિ સોઈ મૂગા રહેતા, ધોબીની હથેળી પર હાથ ફેરવ્યા કરતા.

આઠ દિવસ વીતી ગયા—

ધોબી સારી થઈ ગઈ. હવે એ વૈદરાજની સલાહ પ્રમાણે ખોરાક લેવા લાગી હતી. પણ નબળાઈ ગઈ નહોતી. ચિંતેઈ સોઈ બ્રાહ્મણ-પંડિતોને બોલાવી એક સારું મુરત જોવડાવી રહ્યા હતા, જ્યારે સૌની સામે નિધિ સોઈના દીકરા વિદેઈને ધોબી દત્તક લેવાની હતી. વિષ્ણુપુર તથા દુર્ગાપુરના, અને આસપાસના બીજા પ્રતિષ્ઠિત માણસો આ ઉત્સવમાં જોડાઈ, ભવિષ્યના સાક્ષી રહેવાના હતા.

ચિંતેઈ સોઈના મનની વાતની કોઈને જાણ નહોતી—લોકો કહેતા કે ઘરનાં માણસોને પૂછ્યા વિના, તેઓ ધોબીને દત્તક પુત્ર લેવડાવવાની ઉતાવળ શા માટે કરે છે? બધાને ખબર હતી ને તેઓ પોતે પણ જાણતા હતા કે એમની સામે કોઈ અવાજ નહિ ઉઠાવે. તો આ ઉતાવળ શા માટે?

એક દિવસ બપોરે ધોબી પોતાની પેટી ખોલીને સામાન ગોઠવતી હતી. એકાએક એનો હાથ ધ્રૂજી ગયો. ઘરના અંધારામાં એ બેચેન થઈ ગઈ. પ્રેમ કરવાના અધિકારથી એ વંચિત હતી, કારણ કે એ વિધવા હતી. ધનવાનના ઘરની દીકરી હતી અને ધનવાનના ઘરની વહુ હતી. સનિયા તરફ એણે સહાનુભૂતિ દર્શાવી હતી. પણ સાથે જ પોતાના દિલને પણ એના તરફ દોડવા છૂટું મૂકી દીધું હતું.

સનિયાના મનમાં એણે જે આશા પ્રગટાવી હતી, એનું પરિણામ શું આવશે? પોતાના શરીરને એણે ભલે દૂર રાખ્યું, પણ મનને તો એ દૂર રાખી શકી નહોતી. સનિયાએ ઘર બનાવ્યું. એ સમાજમાં સામેલ થઈ ગયો. એ જમીન પણ ખરીદશે, ઘરસંસાર પણ માંડશે ને સુખેથી રહેશે. ધોબીનો આનંદ આટલામાં જ સીમિત રહેવો જોઈએ. ધોબીના પ્રેમથી સનિયો સુખી થવો જોઈએ.

ધોબીની આંખો ઉજ્જ્વળ થઈ ગઈ. જાણે ઉપરથી કોઈ દૈવી સંકેત મળી ગયો હોય. ઘરના અંધકારમાં જ એણે હાથ ઊંચા કરી ભગવાનને નમસ્કાર કર્યા.

ધોબી પોતાના પતિને ઘરેથી જે પેટીઓ લાવી હતી, એ એક પછી એક ખંખોળવા લાગી, પણ જે ચીજ એ શોધતી હતી એ એને ન મળી. વિધવા થયા પછી એણે બધાં ઘરેણાં ઉતારી આ પેટીઓમાં રાખ્યાં હતાં. ખોવાવાનો ડર હતો એટલે ચિંતેઈ સોઈએ એક દિવસ ધોબી પાસેથી આ પેટીઓની ચાવી માગી લીધી હતી. એ પેટીઓમાંથી શુ લઈ ગયા, શું રહેવા દીધું એ જોવાની જરૂર ધોબીને જણાઈ નહોતી. ચિંતેઈ સોઈએ થોડા દિવસ પછી ચાવી પાછી આપી દીધેલી અને ધોબીએ મૂકી દીધેલી. આટલા દિવસો પછી પેટીઓ જોવાનું યાદ આવ્યું. શોધી શોધીને થાકી તોય એને કશું ન મળ્યું. બધાં ઘરેણાં એના પિતા લઈ ગયા હતા.

ધોબી નિરાશ થઈ ગઈ. પેટી પકડીને એ ક્ષણભર માટે અવાક થઈ ગઈ. એના પિતા આટલા નિર્દય શા માટે થયા? ધોબી પર એમણે વિશ્વાસ શા માટે ન રાખ્યો? એના મનમાં શંકા થઈ. કદાચ એમને ખબર પડી ગઈ હશે કે ધોબીએ સનિયાને મહોરો આપી હતી. સનિયાને મહોરો આપ્યા બાદ થોડા દિવસો પછી જ એમણે ચાવી માગી હતી. પણ હજી સુધી એ વિશે કોઈએ એને કશું પૂછ્યું નહોતું.

ધોબીનું મન બળવો પોકારી ઊઠ્યું. એને થયું કે જૂના સંસ્કારોને કચડીને એ આગળ ચાલશે. પરંતુ હિંદુ સમાજના જટિલ નિયમોના ચકરાવામાં વિદ્રોહની આગ ઓલવાઈ જશે ને જૂની રૂઢિવાદી પરંપરાનો જય થશે.

ધોબીનું ઉદ્દંડ મન સનિયાની પાછળ દોડતું હતું. પરંતુ સામાજિક સંસ્કાર એને પાછી ખેંચી લાવતા હતા. એની રંગીન ઇચ્છાઓ સનિયાની આજુબાજુ ભમતી હતી. પણ જ્યારે એને સાસુ, સસરા, પતિ અને એમણે આપેલી કુરબાની યાદ આવતાં ત્યારે એની બધી ઇચ્છાઓ શમી જતી.

ધોબી ખૂબ અફસોસ કર્યા કરતી. પતિની યાદ આવતાં જ એ રડી પડતી. વ્રત-ઉપવાસ કરી મનનો મેલ ધોઈ નાખતી. ગીતા, પુરાણ વગેરે વાંચી નિર્બળ મનને મજબૂત બનાવવાનો પ્રયત્ન કરતી.

પણ મન માને તો ને?

સંસ્કારનું દોરડું તોડી મનના વિચારો ભાગી છૂટતા—ઘણે દૂર સુધી. એના મનમાં હંમેશાં દ્વિધા રહેતી હતી. સારું શું છે, ને ખરાબ શું છે, એ વિચારવાની એનામાં શક્તિ નહોતી રહેતી.

ચિંતેઈ સોઈએ, સનિયાનો સત્યાનાશ કરી, એને પોતાના ઘરમાં મજૂર બનાવવાનો જે પ્રયત્ન કર્યો હતો, એને સનિયાએ જ નિષ્ફળ બનાવી દીધો હતો. ચિંતેઈ સોઈનું અભિમાન તૂટી ગયું હતું. સનિયો જાણી જોઈને પૈસાદારની જાળમાં શા માટે ફસાય?

સનિયાનો આ મહત્ત્વનો નિર્ણય હતો. ધોબી એથી ઘણી ખુશ થયેલી. આ નિર્ણય દ્વારા સનિયો ધોબીની વધુ નજીક આવી ગયો હતો. ના, ના, હું એને બીજાને ત્યાં મજૂરી નહિ કરવા દઉં! સનિયાએ પોતાની જાત પર ભરોસો રાખવો જોઈએ. પોતાના હાથની તાકાત પર એણે જીવવું જોઈએ. જરૂર પડ્યે, મારું બધું એને આપી હું એને મદદ કરીશ— ધોબી સતત આવું જ વિચારતી હતી.

પણ ધોબીની પાસે હતું શું?

આ સોનાનો હાર? જ્યારે ધોબીના સસરા એને પહેલી વાર જોવા આવ્યા ત્યારે આ જ હાર એના ગળામાં પહેરાવી દીધો હતો. સોનાની ચાર બંગડીઓ પણ હતી. એની સાસુએ એને પહેરાવી હતી. એના પર એના પિતા કે કાકાનો અધિકાર નહોતો. બધું એનું જ હતું—એનાં સાસુ-સસરાની પ્રેમની ભેટ.

શિવરાત્રિનો તહેવાર હતો. નીલકંઠેશ્વરના મંદિરમાં મેળો ભરાયો હતો.

ધોબીને આજે ઉપવાસ હતો. ટિમીને સાથે લઈ એ મંદિરમાં આવી હતી. મંદિરમાં આવવા એણે પોતાનાં મા, બાપ, કાકા કે કાકીની રજા નહોતી લીધી. એ લોકો પણ જાણતાં હતાં કે ટિમી સાથે છે. મંદિર પણ પોતાના ગામમાં જ હતું. મેળાનાં લોકો પણ ગામનાં જ હતાં. એટલે માબાપ પણ નિશ્ચિંત હતાં.

ધોબી સનિયાના ઘર પાસેથી પસાર થઈ રહી હતી. એને હતું કે અંદર જઈ એની સાથે જરા વાતચીત કરશે. એના ખબર અંતર પૂછશે, પરંતુ ટિમી સાથે હતી. એ શું વિચારે—એ ખ્યાલથી ધોબીએ પોતાનો વિચાર બદલી નાખ્યો હતો.

અંધારું હતું. દૂર મંદિરમાંથી આવતો ઝીણો પ્રકાશ આંખમિચામણાં

કરતો હતો. દૂર દૂરથી લોકો મશાલ લઈ મંદિર તરફ આગળ વધતા હતા. પણ સનિયાના ઘરમાં અંધારું હતું. કદાચ ઘરમાં કોઈ નહોતું.

ધોબી આગળ વધી.

ટિમીએ પણ ઉપવાસ કર્યો હતો. એને હતું કે એનો પતિ કોઈ અજાણ્યુ સ્થળે ચાલ્યો ગયો છે, ત્યાંથી પાછો આવી જશે. મંદિરે જવું જ જોઈએ.

થોડે દૂર જઈને ટિમીએ કહ્યું — ધોબી! મારા મનમાં જરાય શાંતિ નથી. હું નાહકની તલસું છું. મારો પતિ પેટની ભૂખ સહન કરી શકયો નહોતો. ઘર છોડીને ઈશ્વર જાણે કયાં ચાલ્યો ગયો. હું હમણાં પિયર આવીને રહી છું. આટલા લોકો ઘરે આવ્યા, પણ એ ન આવ્યો. જે કોઈ નવો માણસ આવે છે, એને મારો બાપ પાગલની જેમ પૂછે છે. બધા કહે છે — ખબર નથી કયાં ગયો છે એ.

સહેજ અટકીને ટિમીએ કહ્યું — લગ્ન પછી થોડા મહિના જ હું એના ઘરે રહી હતી. જાણે એક સ્વપ્ન જ હતું. એક દિવસ પણ આનંદમાં નથી વીત્યો. બીજાને ઘરે પથ્થરો ટાંકી એ થોડા પૈસા લાવતો. એમાંથી અડધા તો દારૂ ને ચરસમાં વાપરી નાખતો. બાકી જે બચતા એમાંથી પેટ નહોતું ભરાતું. એનો ગુસ્સો મારી પીઠ ઉપર જ નીકળતો. કેટલું સહન કરું? કોને કહું? કોઈ આગળ ફરિયાદ કરતી, તો મને જવાબ મળતો: અરે બિશુનિયા (બિશન) તો ઘણો સીધો છોકરો છે. બધો વાંક મારો જ ગણાતો. ગામમાં હું જ બદનામ થઈ જતી.

ટિમી ફરી બોલી — કેટલું સહન કરું? અંતે તો માણસ છું. રડી-કકળીને માબાપને ઘરે ચાલી આવી. પાછળથી સાંભળ્યું કે એ ગાંડા જેવો થઈ ગયો હતો. થયું કે એ ખરેખર મને શોધતો હશે? મનમાં આવ્યું કે પાછી ચાલી જાઉં. કદાચ એ બદલાઈ ગયો હશે. પણ પાછી ડરી ગઈ. ના, ના, વગર કારણે એટલી ગાળો શા માટે સાંભળું? આટલો માર શા માટે ખાઉં? માએ કહ્યું — ચાલી જા. બાપે કહ્યું — ચાલી જા. મેં કહ્યું, મને જો મોકલશો તો આપઘાત કરી નાખીશ. એક દિવસ એ અમારે ત્યાં આવ્યો. મા પાસે બહુ રડયો — કરગર્યો, ઘણી વિનવણી કરી, પણ હું તો સંતાઈ ગઈ — એની સામે જ ન આવી. મને લાગતું'તું જાણે

વાઘની સામે જઈ રહી છું. માએ એને સમજાવી-પટાવીને ઘરે મોકલી દીધો. માએ મને કહ્યું, બિશન તો સારો છોકરો છે. સાથીઓ સાથે બેસી, થોડો નશો કરતો હતો. મરદજાત તો એવું જ કરે. તારા બાપને જ જોને....

— હા, ધોબી, મારા બાપુ ક્યારેક ક્યારેક છાનામાના ચરસ પીએ છે.

ટિમી જોરથી હસી પડી. મહાદેવનું મંદિર નજીક આવી ગયું. શોર-બકોર થતો હતો. આગળ પાછળથી ઘણા લોકો મશાલ લઈને આવતા હતા. ટિમીએ ધોબીનો નબળો હાથ પકડી લીધો. ઊંચી પાળી પર બંને ચાલતાં હતાં. પાળી જોખમી હતી. ખેતરની માટી પણ સમતલ નહોતી. પડે તો હાથપગ ભાંગવાનો ડર હતો.

— મારો હાથ છોડ. ધોબીએ કહ્યું.

— ના, પડી જઈશ, ટિમીએ જવાબ આપ્યો.

— ના, હું સંભાળીને ચાલું છું. તું તારી વાત કહે ને. અત્યાર સુધી છાનું શું કામ રાખ્યું ? હું તારી બહેનપણી નથી ?

ટિમીએ કહ્યું, તારાથી શા માટે છાનું રાખું ? કહેવાનો વખત જ નહોતો મળ્યો. સાંભળ, એ તો પાછો ચાલ્યો ગયો. મેં નિરાંતનો દમ લીધો. એણે કેટલીય વાર કહેવડાવ્યું. પણ હું ગઈ નહિ. એની પાસે બેત્રણ એકર જમીન હતી. તારા સસરાને જ એણે થોડી જમીન વેચી દીધી. બાકી જે બચી તે છાંટાપાણીમાં ઉડાવી દીધી. એ પછી ગામ છોડી દીધું. મને કંઈ કીધું નહિ કે ન મારી ભાળ કાઢી.

—કેટલાંય વર્ષ વીતી ગયાં. એના કશા સમાચાર આવ્યા નહિ. મારા બાપે કહ્યું કે ટિમીનાં લગ્ન બીજા કોઈ સાથે કરી નાખશું. માએ કહ્યું — એ શી રીતે થાય ? બિશને કંઈ છૂટાછેડા ઓછા આપ્યા છે ? બાર વર્ષ રાહ જોવી પડશે. એ જો ન આવે તો ખાખરાનાં પાન બાળી શુદ્ધ થવું પડશે. એ પછી ટિમીનાં લગ્ન થઈ શકશે. મારી મા કહે છે — ટિમી ! વ્રત-ઉપવાસ કર, બિશન પાછો આવી જશે. માના ડરથી ઉપવાસ કરું છું. બાર વર્ષ કોઈ વ્રત-ઉપવાસ કરી શકે ? બોલ ધોબી ! મારા જીવનમાં શાંતિ ક્યાં છે ?

મંદિર નજીક આવી ગયું. લોકોનો કોલાહલ વધતો ગયો. મશાલો વધુ ઉજ્જવળ દેખાવા લાગી. ટિમીએ પોતાની આંખનાં આંસુ લૂછ્યાં. ધોબી એને આશ્વાસન પણ ન આપી શકી.

ટિમીએ કહ્યું—બાર વર્ષ વ્રત-ઉપવાસ કરી ભગવાન પાસે એના પાછા આવવાની પ્રાર્થના કરીશ. પણ જો એ આવશે, તો દારૂ, ચરસ વગેરે પીને નશામાં ચૂર રહેશે ને મારી પીઠ પર જ પોતાનો ગુસ્સો કાઢશે. હું એ શી રીતે સહન કરી શકીશ, ધોબી? ના, હું સાચું કહું છું, લોકો ભલે ગમે તે કહે, હું એવું નથી ઇચ્છતી. મારી એ જ પ્રાર્થના છે કે કોઈ આવીને કહી દે કે એણે બિશનનું મોત જોયું છે!

ધોબી ચમકી ગઈ. ટિમીનો હાથ પકડી એણે જોરથી ખેંચી લીધો એ બોલી—તું મરે ટિમી! આવું તે કંઈ વિચારાય?

ટિમી જરા ચિડાઈ ગઈ હતી. બોલી—શું કામ એવું ન વિચારું? પોતાના વિશે તો જરા વિચાર. તારો વર મરી ગયો. તું રડી-કકળી. પછી ચૂપ થઈ ગઈ. જો મનમાં આવશે તો ફરીને નવો ઘરસંસાર માંડશે. તારે તડપવું તો નહિ પડે.

ધોબીનું આખું શરીર ધ્રૂજી ગયું. એ કશો જવાબ પણ ન આપી શકી. પોતાના પતિના મૃત્યુ સમયનું ચિત્ર એની આંખ સામે ખડું થઈ ગયું. એ સંકોચાઈ ગઈ. એણે શા માટે ઉપવાસ કર્યો? મહાદેવના મંદિરે આવી અંધારી રાતે શા માટે જઈ રહી છે? સનિયાના ઘર પાસે એના પગ શા માટે થંભી ગયા હતા?

મંદિરની ચારે તરફ ભીડ હતી. ધોબી અને ટિમીએ મંદિરની પ્રદક્ષિણા કરી. મન જેને શોધતું હતું એ ન મળ્યો. આસપાસનાં ગામનાં ઘણાં સ્ત્રીપુરુષો એકઠાં થયાં હતાં. વચ્ચે વચ્ચે 'હરિબોલ' તથા 'હુલહુલી' (સ્ત્રીઓનો મંગલ-ધ્વનિ)ની ઘોષણા થતી હતી. ઝાડની નીચે સ્ત્રીઓ પોતપોતાનાં બાળકોના માથા પર દીવો ધરતી હતી. ઠેર ઠેર લોકો સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતા હતા ને બોલતા હતા—હે મહાદેવ! તારો જ આશરો છે.

દેવતાનાં દર્શન કરી ધોબી અને ટિમી મંદિરની પાસે એક ઝાડ નીચે આવી ગયાં. ત્યાં ઘણી સ્ત્રીઓ હતી. ફાગણનો મહિનો હતો. રાતની ટાઢ હતી. અડધી રાત્રે મહાપ્રદીપ પ્રગટશે. બધા લોકો એની જ રાહ જોઈ રહ્યા હતા. મહાપ્રદીપના દર્શન વિના વ્રત-ઉપવાસનું કોઈ ફળ ન મળે.

ધોબી અને ટિમી એ જ ઝાડની નીચે બેસી ગયાં. કોઈના મોંએથી

કશી વાત પણ નીકળતી નહોતી. ધોબીને હતું કે સનિયો ચોક્કસ મળી જશે. પણ મુલાકાત ન થઈ. એને થયું કે પાછા ફરતાં સનિયાના ઘરે થતી જાઉં. જોઉં, એ શું કરે છે! પણ એને ડર લાગતો હતો. મનમાં ને મનમાં તડપતી હતી. ટિમીને કહેવાની હિંમત ન ચાલી કે એને સનિયાને ઘરે જવું છે. એણે વિચાર્યું કે એ ટિમી પાસેથી છટકી જશે ને રાતના અંધારામાં પણ દોડતી દોડતી સનિયાના ઘરે ચાલી જશે. પૂછશે—સનિયાભાઈ! કેમ આમ? તારો મેળાપ કેમ નથી થતો?

ટિમી પણ કંઈક બહાનું શોધતી હતી, મંદિરથી નીકળતાં જોયું તો બિશી જેનાનો છોકરો ચંદરા ઝૂંપડીના એક ખૂણામાં ઊભો ઊભો ટિમીને જોઈને હસતો હતો. બેત્રણ વાર ટિમી પાસેથી પસાર થયો હતો, પણ એની સાથે ધોબી હતી. એટલે એ મજાક-મશ્કરી કરી શકે તેમ નહોતો. એને સંભળાવવા ટિમીએ કહ્યું—આજકાલના આ છોકરાઓ એટલા બદમાશ છે કે કોઈ એનાથી બચી શકે એમ નથી! ધોબી! જો તો ખરી!

ધોબીએ ચંદરા પર નજર નાખી. એણે ખોટેખોટો ગુસ્સો દેખાડ્યો. અને ટિમીનો હાથ ખેંચી મંદિર તરફ જવા લાગી. એણે ટિમીને કહ્યું—ટિમી! જા, ચંદરાને કહી દે કે એ સાવધાનીથી રહે, નહિ તો એની બરાબર મરામત થઈ જશે! લોકો શું કહેશે? જો ચાચાજી આવે છે. હું જાઉં છું. તું પાછળથી આવી જજે.

ધોબી ટિમીના મનની વાત જાણી ગયેલી. એને મૂકી એ મંદિરની બીજી બાજુ ચાલી ગઈ.

નિધિ સોઈએ પૂછ્યું—ક્યારે પાછી આવશે? તારી સાથે કોઈ છે? કે મારી સાથે આવશે?

ધોબીએ કહ્યું—મારી સાથે ટિમી છે. ઘણા લોકો આવે જાય છે. મહાપ્રદીપ પ્રગટ્યા પછી અમે આવશું. તમે કાકાજી, જાઓ.

મોડી રાતના અંધારામાં ધોબી સનિયાના ઘરે જઈ રહી હતી. એકલી હતી, પણ પથરાળ ખેતરોના કાંટાથી કે ઘાસમાં ફરતા સાપોથી ડરતી નહોતી.

એને ડર લાગતો હતો મનુષ્યનો—જેણે સાપ જેવો ડંખ દેનાર રૂઢિઓ બનાવી છે અને અફવાનું ઝેર ફેલાવ્યું છે.

ધોબીએ ઝટ ઝટ પગ ઉપાડ્યા. એને થયું કે સનિયોભાઈ જો એની ભેટ નહિ સ્વીકારે તો શું થશે? સનિયો જો એના મનની વાત ખુલ્લંખુલ્લા કહી દેશે તો શું થશે? એ કશો નિર્ણય ન કરી શકી.

સનિયાના ઘરની સામે એના પગ અટકી ગયા. કોઈ આવતું તો નથી? કોઈએ જોયું તો નથી? એ ડરી ગઈ હતી. શરીર જાણે ધ્રૂજતું હતું. એણે ઘનઘોર અંધકારમાં ધ્યાનથી જોયું. કોઈ નહોતું.

સનિયાના ઘરમાંથી પ્રકાશની આછી રેખા દેખાઈ. કદાચ ઝાંખો દીવો બળતો હતો. તો શું સનિયો ઘરે છે? ધડકતે હૈયે ને ધ્રૂજતે પગે એ ધીરે ધીરે આગળ વધી. ઝાંપો ખોલી આંગણામાં આવી. પણ પાછી અટકી ગઈ.

કોઈ જોતું તો નથી!

ધોબીને થયું કે એના મનની વાત કોઈ નહિ સમજે. પણ સવાર પડતાં જ અફવા ફેલાઈ જશે. ધોબીના નામ પર કલંક લાગી જશે. ધોબીના મગજમાં જાણે આગ લાગી ગઈ! શું કરવું, એ વિચારી શકતી નહોતી. ન જાય? પાછી ચાલી જાય?

ધોબીએ આકાશ તરફ નજર નાખી. આજે આકાશમાં ઘણા તારા હતા. એને થયું કે મારા મનની વાત બીજું કોઈ સમજે કે ન સમજે, આ તારાઓ તો જરૂર સમજશે.

ધોબી સનિયાના ઘરની અંદર ચાલી ગઈ. એક દીવો કરી સનિયો બેઠો હતો. સામે એક સફેદ બિલ્લી હતી. એની સાથે જ એ રમતો હતો. એના જીવનની ગાઢ મિત્ર આ બિલ્લી જ હતી.

સનિયાની નજર ધોબી પર પડી. એ આશ્ચર્યચકિત થઈ ગયો. કંઈ સમજાતું નહોતું. એના મનમાં મીઠી કલ્પનાઓ ઊઠી. એને થયું, ધોબી કેટલી સુકાઈ ગઈ છે! આંખમાં આંસુની છાયા હતી. હોઠ કંપતા હતા. શરીરમાં જાણે લોહી જ નહોતું. આખું શરીર ધ્રૂજતું હતું.

—ધોબી!

—શું? સનિયાભાઈ!

—એકલી?

—હા, એકલી. મહાદેવનાં દર્શન માટે આવી હતી, તને મળવા ચાલી આવી.

સનિયો સ્તબ્ધ થઈ જોઈ રહ્યો હતો.

—તબિયત કેમ છે, સનિયાભાઈ?

—તાવ આવે છે.

—તાવ?

—હા, મુદતિયો તાવ. રહી રહીને બબ્બે દિવસે એક વાર તાવ આવી જાય છે. પણ ક્યારે આવે છે ને ક્યારે જાય છે, મને ખબર નથી પડતી. બીજાને ત્યાં મજૂરી કરતાં કરતાં તાવ આવે છે. ઝાડની નીચે કે ગમાણમાં—જ્યાં હોઉં ત્યાં મારી પછેડી ઓઢીને સૂઈ જાઉં છું. થોડી વાર પછી પરસેવો થાય છે ને તાવ ઊતરી જાય છે. પછી પાછો કામે લાગી જાઉં છું.

ધોબી અવાક થઈ સાંભળી રહી હતી.

—ધોબી, બેસ.

ધોબી સનિયાની સામે બેસી ગઈ. કંઈ કહેવાની ઇચ્છા થતી હતી. પણ ચૂપ રહી. જાણે બધી વાતો હોઠે આવીને અટકી ગયેલી.

બંને મૂગાં મૂગાં એકબીજાની સામું જોઈ રહ્યાં હતાં. બંનેની આંખોમાં આંસુ હતાં.

મહાદેવના મંદિરમાં ઘોંઘાટ વધી ગયો હતો. નદીકિનારેથી ઠંડી ઠંડી હવા આવી. અચાનક બંનેનું મૌન તૂટ્યું. એકબીજાને જોઈ, બંને ફરી એક વાર ચમકી ગયાં. એકની હાજરી જાણે બીજાને ડરાવતી હતી. બંનેએ આંખમાંથી આંસુ લૂછ્યાં.

—સનિયાભાઈ!

—ના, ધોબી. મારાથી હવે સહેવાતું નથી. તેં મને તારું રમકડું માની લીધો છે. તારી વાત માની, તારા જ દાનથી હું સમાજમાં સામેલ થયો, ઘર બનાવ્યું, બીજાને ઘરે મજૂરી કરી પેટ ભર્યું. પછી તારી વાત માનીને હું ચિંતેઈ સોઈના ઘરે ગયો, અને મારા બાપદાદાના અભિમાનને ભૂલી એમના જ પગ પાસે માથું નમાવી ઊભો રહ્યો. આમ છતાં ચિંતેઈ સોઈએ અપમાનિત કર્યો. બધું સહન કરીને હું પાછો આવી ગયો.

ધોબીની આંખમાંથી પાછાં આંસુ ટપકતાં હતાં.

સનિયાએ કહ્યું—હું તારું રમકડું બન્યો છું, ધોબી! તું રમત રમે છે, તડપી હું રહ્યો છું. મારા બાપે તારા બાપને માત્ર એક કડવું વેણ કહ્યું હતું. અપમાન કરવાનો એમનો આશય નહોતો. તારો બાપ તો હારી ગયો હતો, પણ તું જીતી ગઈ. મારી તકલીફોનો લાભ લઈ, તેં બદલો લીધો.

ધોબી વધુ સહન ન કરી શકી. એનું મોં ખૂલી ગયું. એ બોલી, સનિયાભાઈ! બસ કર.

—શા માટે બસ કરું? આ ઘર તારું છે. આ ઘરમાં જે કંઈ છે, તે બધું તારું છે. હું તારું રમકડું બનીને નહિ રહી શકું. મારી સામે આખી દુનિયા પડી છે. હજારો ઝાડ છે, એને છાંયે મને આશરો મળી જશે.

—સનિયાભાઈ! ધોબી કશુંક કહેવા માગતી હતી. પણ કહી ન શકી.

સનિયાએ ફરી કહ્યું—હું તને મારા મનની વાત કહું છું. મેં તનતોડ મહેનત કરી છે. બીજાને ત્યાં લોહીપસીનો એક કરી મજૂરી કરી છે. ને અહીં એકલો પડ્યો છું. આ ઘરમાં રહીને વીતેલા દિવસોની યાદ સતાવે છે. મારી મા, બહેન, મારા બાપુ, ભાઈ—બધાં યાદ આવે છે.

ધોબીએ કહ્યું—સનિયાભાઈ, માણસ જ્યારે એકલો રહે ત્યારે એને આવી ઘણી તકલીફો ઉઠાવવી પડે છે. એ ગાંડાની જેમ બબડે છે. આ ઘરમાં જો એક ગૃહિણી આવશે તો તારું ગાંડપણ દૂર થઈ જશે.

ધોબી હસી. એણે સનિયાના બંને હાથ પકડ્યા. એની બોલવાની રીત, એની ત્રાંસી નજર, એના હસતા, કંપતા હોઠ અને ગાલ જોઈને સનિયાનું આખું શરીર પુલકિત થઈ ગયું. થોડી વાર સુધી એના મોંમાંથી કોઈ વાત ન નીકળી.

ધોબીએ પાછું કહ્યું—આ સંસારમાં સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ આવ્યા જ કરે છે. દુનિયાનો આ જ નિયમ છે. તું ધીરજ રાખ. તારાં માબાપ, ભાઈબહેન ફરી તારે ખોળે જ જન્મ લેશે. આ જ ઘરમાં ફરી નાચશેકૂદશે. આ ઘર એમના જ શોરબકોરથી ગાજી ઊઠશે. જેમની યાદમાં તું તરફડે છે, ફરી એમની જ સેવા કરવાનો મોકો મળશે. અધીરા થવાની શી જરૂર છે?

ધોબીની હથેળીમાં સનિયાના હાથ કંપી ઊઠ્યા. ધોબી શું કહેવા

માગે છે? આ ઘર પાછું હસી ઊઠશે? ફરી આ ઘરમાં આનંદની ધારા વહેશે? પણ આ ઘરની ગૃહિણી કોણ બનશે? એના પૂર્વજોને ખોળે લાવનાર કોણ હશે?

ધોબીની આંખો પરથી, એની કહેવાની રીત પરથી, સનિયાને જાણે પોતાના બધા સવાલોના જવાબ મળી ગયા. એને થયું કે પોતાની ભવિષ્યની પેઢીની જનનીને આલિંગનમાં લઈ લે, એના ગાલે ચૂમી લઈ પૂછે: આ સદ્‌ભાગ્ય ક્યારે મળશે, ધોબી? ધોબોની આંખમાં 'નહિ નહિ'નો ભાવ હતો. સનિયાએ એનો અર્થ સમજી લીધો હતો. એણે પોતાના બંને હાથોથી ધોબીની કોમળ હથેળીઓ પક  કહ્યું — પણ ધોબી, હું તો ગરીબ છું।

— ગરીબ? ધોબીએ કહ્યું — તું શા માટે ગરીબ રહે? ભગવાને તને બુદ્ધિ આપી છે. તારા શરીરમાં શક્તિ છે. તારી જરૂરિયાત શી છે, એ હું જાણું છું. બીજાની મદદ વિના કોઈની પ્રગતિ થતી નથી. એટલે જ મેં તને પિતાજી પાસે મોકલ્યો હતો. એમણે ના પાડી ને તું પાછો આવી ગયો. એમાં કયું મોટું અપમાન થઈ ગયું? જેને મોટા થવું હોય, એણે નાના પણ થવું પડે છે. જે સહન કરી શકે છે એ જ મોટો માણસ થઈ શકે છે. તારે એમની પાસે વારંવાર જવું પડશે. હજી એક વાર જા અને પૈસા આપી તારી જમીન પાછી માગ.

પૈસા? — સનિયાને નવાઈ લાગી. એણે પૂછ્યું — પૈસા ક્યાંથી લાવવા ધોબી? જેટલા પૈસા હતા, એમાંથી એક બકરી ખરીદી છે, એક વાછરડું પણ ખરીદ્યું છે. હવે મારી પાસે પૈસા નથી.

— જમીન ખોદશે તો તને બીજા પણ પૈસા મળશે, સમજ્યો? — ધોબીએ એની કમરેથી એક સોનાની માળા કાઢી. દીવાના પ્રકાશમાં સોનાનો હાર ચમકી ઊઠ્યો. સનિયો ચમકી ગયો.

ધોબીએ કહ્યું — આ હાર ચિંતેઈ સોઈનો નથી, મારા સસરાએ મને આપ્યો હતો. આ મારો છે ને આજે હું તને આપી રહી છું. આને વેચી તું તારી જમીન પાછી લઈ લે. પિતાજી જમીન પાછી આપવા રાજી ન હોય તો નવી જમીન ખરીદી લે.

ધોબીએ જરા અટકી ફરી કહ્યું — સનિયાભાઈ! હું તને ભીખ નથી આપતી. આ હાર તારો છે. હું આને રાખીને શું કરું? મારી પેટીમાં

ઘણા પૈસા હતા. દાગીના હતા. પણ એક દિવસ પિતાજીએ મારી પાસેથી ચાવી માગી બધું કાઢી લીધું. આ હાર કપડાંની નીચે રાખ્યો હતો. એટલે એના પર એમની નજર ન પડી. આના પર નજર પડી હોત તો ચોક્કસ આ પણ લઈ લેત. એમના હાથમાં જો આ હાર આવી ગયો હોત, તો મને પાછો ન મળત. તું આ લઈ લે. પેટીમાં પડેલા ધનની શી કિંમત છે? પેટીનું ધન રસ્તાના કાંકરા સમાન છે.

—પણ ધોબી...

—પણબણ કંઈ નહિ. તારા કોઈ વાંધાવચકા હું સાંભળવાની નથી.

ધોબીએ સનિયાના મોં પર પોતાનો હાથ દાબી દીધો ને બોલી—હું તને બીજું કંઈ બોલવા નહિ દઉં, સનિયાભાઈ! જે હાર પેટીમાં પડ્યો રહેત, એ માણસને ખપ લાગે, તું જમીન ખરીદી ગામના બીજા લોકોની બરાબરી કરી લે, એ જ હું ઇચ્છું છું. મને જ્યારે જરૂર પડશે ત્યારે તારા હાથમાંથી પૈસા છીનવી લઇશ. ત્યારે તું ના નહિ પાડી શકે.

સનિયાએ કહ્યું—ધોબી, જમીન શા માટે ખરીદું? મારું કોણ છે? જમીન કોણ ભોગવશે? તું મારા મુક્ત જીવનને શા માટે બાંધે છે?

સનિયાએ પાછું કહ્યું—ધોબી! હું એક સવાલ પૂછવા માગું છું. મારું મન કહે છે કે તારા મોંએથી એનો જવાબ મળશે. તારી પાસેથી એક જ વાત સાંભળી લઉં, પછી મારું બધું દુઃખ દૂર થઈ જશે. હું કેવળ તારી જ રાહ જોયા કરીશ.

સનિયાની વાતોમાં હતો પ્રેમ. એની આંખોમાં હતો જીવવાનો ઉમંગ. એની વાત પરથી જ એના મનના વિચારોની ખબર પડી જતી હતી.

ધોબી સમજી ગઈ કે સનિયો શું પૂછવા માગતો હતો. સનિયાના મનમાં રહેલી નિષ્કપટ વાસના ધોબીએ અનુભવી. સનિયાના સવાલનો જવાબ જો એ આનંદપૂર્વક આપી દે તો સનિયાને એથી જીવવાનો ઉત્સાહ મળે એમ હતું. એની વેરાન ઝૂંપડીમાં ભવિષ્યનાં સોનેરી સપનાં સાકાર થઈ જાય એમ હતું. પણ સનિયાનો સવાલ એ સાંભળવા તૈયાર નહોતી. એના સવાલનો જવાબ આપવા પણ એ તૈયાર નહોતી.

કંગાળ સનિયો શા માટે જીવી રહ્યો છે? શા માટે ઘર બનાવી સમાજમાં સામેલ થયો છે, એ ધોબીને ખબર હતી. આટલું દુઃખ, અપમાન

શા માટે સહન કરી રહ્યો છે, એની પણ એને જાણ હતી. સનિયાના સવાલના જવાબમાં એ શું 'ના' કહી દેશે? એ જાણતી હતી કે એક જ 'ના'થી સનિયાનો સત્યાનાશ થઈ જશે. પરિડા કુટુંબનો લોપ થઈ જશે. ધોબી પોતે પણ નહિ જીવી શકે. પણ એ શું 'હા' કહેશે? 'હા' કહેવાની હિંમત એનામાં નહોતી. બંનેની વચ્ચે મોટી મોટી ઘણી દીવાલો ખડી હતી — સામાજિક સંસ્કાર, પિતાજીની ઇચ્છા અને ધનની વિષમતાની દીવાલો.

ધોબીની આંખો આંસુઓથી છલકાઈ ગઈ. એ બોલી — સનિયાભાઈ! તારા પગે પડું. મને અત્યારે કંઈ ન પૂછો. હજી પૂછવાનો સમય નથી આવ્યો. જવાબ આપવાની મારી હિંમત પણ નથી. તું માનવી બની જા, મોટો માણસ બની જા. પછી ન તો તારે કંઈ પૂછવું પડશે, ન મારે કંઈ જવાબ આપવાની જરૂર રહેશે.

સનિયાના પગ પર ધોબીએ માથું અડાડ્યું. એનાં ગરમ આંસુઓની ધાર સનિયો સહન ન કરી શક્યો.

સનિયાએ ધોબીને ઊભી કરી. એની આંખો લૂછી નાખી. એના ગાલ પરથી પણ આંસુ લૂછ્યાં. એને મન થતું હતું કે દેવીના દૂબળા-પાતળા શરીરને પોતાની છાતી સાથે ચાંપીને કહે — ધોબી! તું મારી છે! તું મારી છે!

ધોબી બધું સમજી જઈ હતી.

મહાદેવના મંદિરમાંથી 'હરિબોલ' તથા 'હુલહુલી'ના અવાજો આવતા હતા. ધોબી અચાનક સાવધાન થઈ ગઈ. મહાપ્રદીપ મંદિરની ઉપર સુધી પહોંચ્યો હતો. ધોબીએ કહ્યું — સનિયાભાઈ! હું જાઉં છું.

એ વધુ ન રોકાઈ. એની મેળે જ એના પગ ઘરની બહાર આવી ગયા હતા. સનિયો એની પાછળ પાછળ આવ્યો. સોનાનો હાર જમીન પર જ પડ્યો હતો.

•

હોળીનો સમય નજીક આવી ગયો હતો. ગોપીનાથજીના મંદિરની આસપાસ સફાઈ કરવામાં આવી. ચબૂતરાની પાસે વાંસનો મોટો સ્તંભ રોપવામાં આવ્યો. શમિયાનો બાંધવાની વ્યવસ્થા કરવામાં આવી. ચૌદશને દિવસે

વિષ્ણુપુરમાં મોટો મેળો થતો હતો. કેવળ સાત દિવસ બાકી હતા. પહેલેથી તૈયારી ન થાય તો બરાબર વખતસર કામ ન થાય. એટલે ધમધોકાર કામ ચાલતું હતું.

પ્રહરાજજી પોતે બધા કામ પર ધ્યાન આપતા હતા. મંદિરની પાછળના અખાડાની મરામત શરૂ થઈ ગયેલી. સાંજે કીર્તન શરૂ થઈ ગયેલું. જે લોકો મૃદંગ વગાડવામાં કાબેલ હતા ને આસપાસનાં ગામોમાં જેમની કલાની પ્રશંસા થતી હતી તેઓ આજે નહોતા. દુકાળના કરાલ કોળિયામાં તેઓ ખતમ થઈ ગયા હતા. હવે જે લોકો મૃદંગ વગાડતા હતા તેઓ શિખાઉ હતા, એમની ઉંમર પણ ઘણી નાની હતી. એમને અનુભવ નહોતો. પણ લોકો કહેતા હતા, હવે તો એમની પાસેથી જ કામ લેવું પડશે ને!

પ્રહરાજ મૃદંગ-વાદકોમાં ઉત્સાહ પ્રેરી રહ્યા હતા. ગામનાં બાળકો ભગવાનની પાલખીની સફાઈ કરાવતા હતા. અનેક ગામોમાં પાલખી જશે ને અનેક લોકો મેળામાં આવશે. જૂના શમિયાનાને બદલે આ વર્ષે નવા શમિયાનાનો ઉપયોગ થશે. ચિંતેઈ સોઈએ ધોબીના નામે પચાસ રૂપિયા આપી પાલખી માટે એક નવું ઢાંકણું ખરીદ્યું છે. આખા ગામમાં ધોબીની પ્રશંસા થતી હતી, લોકો કહેતા, નાની ઉંમરે પણ આગલા જન્મ માટે ધોબો પુણ્ય ભેગું કરે છે.

દેવતા માટે થતું કામ જોવા ચિંતેઈ સોઈ નિયમિત આવતા. વિષ્ણુપુર ગામના જે છોકરાઓ મલેરિયા, કોલેરા, શીતળા અને ભૂખ-મરામાંથી બચી ગયેલા, એ લોકોએ આજે ગામમાં 'લઉડિ' રમવાનું શરૂ કર્યું હતું. બીજે ગામ જવું પડશે. બીજા ગામવાળાઓ સાથે જો ઝઘડો થઈ જાય, તો કદાચ કોઈનું માથું ભાંગવું પડે—એવો પ્રસંગ આવે એની ગામના બુઢ્ઢા લોકો આતુરતાથી રાહ જોઈ રહ્યા હતા.

ચિંતેઈ સોઈ મંદિર પાસેના ચબૂતરા પર આવ્યા. એમના નાના ભાઈ નિધિ સોઈ પણ સાથે હતા. એમને જોઈને ગામના નવયુવાનોએ લાઠીનો ખેલ જોરશોરથી શરૂ કરી દીધો. અખાડામાંથી મૃદંગ-વાદનનો મધુર સ્વર સંભળાતો હતો. પ્રહરાજ મંદિરમાંથી નીકળ્યા અને સોઈજી નમસ્કાર કરે એ પહેલાં જ એમણે પોતાના આશીર્વાદ આપી દીધા. પ્રહરાજે કહ્યું —

આ વર્ષે તો મેળો ખૂબ શાનદાર થશે, એને માટે બધી જાતના પ્રયત્નો થાય છે.

સોઈજીએ સ્મિત કર્યું, ને બોલ્યા — એવું જ થવું જોઈએ, પ્રહરાજજી! ગામનું નામ કાયમ રહે એ જ અમે ઇચ્છીએ છીએ. ગામના બધા યુવાનો આવી ગયા છે ને? સનિયો ક્યાં છે? પ્રહરાજે કહ્યું — ગામના મેળામાં એ ક્યાં આવે છે? છોકરાઓ એને ઘરે ફાળા માટે ગયેલા. એ ચાર આના ફાળો આપશે એમ ધારેલું પણ એણે એક રૂપિયાનો ફાળો આપી કહ્યું — અરે! ચાર આનાથી કોઈ દેવતાનું કામ થાય? લો, આ એક રૂપિયો!

સોઈજીએ કહ્યું, છોકરામાં અક્કલ તો છે. પણ જરા ઉદ્દંડ છે. વખત આવ્યે ઠેકાણે આવી જશે. અચ્છા, દેવતાનું કામ પતાવી તમે જરા ઘરે થતા જજો. ધોબી હોળીને દિવસે જ દત્તક લેવા માગે છે. કોને કોને બોલાવવા એ નક્કી થઈ ગયું છે. હરિ મહાંતિ પત્રો લખે છે. તમે આવશો એટલે બધી ખબર પડશે.

ચિંતેઈ સોઈ તથા નિધિ સોઈ ઘરે પાછા ચાલ્યા ગયા. રસ્તામાં નિધિ સોઈએ પૂછ્યું — આ બાબતમાં એક વાર ધોબોને પૂછી ન લેવું જોઈએ?

ચિંતેઈ સોઈ ગંભીર થઈ ગયા. આ સવાલનો જવાબ આપવો એમને જરૂરી ન લાગ્યો.

નિધિ સોઈને બે છોકરા અને એક છોકરી હતાં. મોટો છોકરો ભગવાન ઉર્ફે મંગી આઠ વર્ષનો હતો. ગામની શાળામાં ભણતો હતો. હોશિયાર અને સુશીલ છોકરો હતો. વિદ્યાધર ઉર્ફે વિદેઈ પાંચ વર્ષનો હતો. ઘણો સ્ફૂર્તિલો ને મનમોજી. પણ બુદ્ધિશાળી હતો. એક વાર જે સાંભળે તે હમેશાં યાદ રાખતો. દીકરી રાણી બે વર્ષની હતી. હમેશાં હસતી રહેતી.

જન્મથી જ બાળકો દાદીમાના ખોળે ઊછર્યાં હતાં. નિધિની પત્ની, નાની વહુ હમેશાં ઘરના કામકાજમાં રચીપચી રહેતી. બાળકોને જન્મ આપીને જ એ નિશ્ચિંત થઈ જતી. ધોબોની મા છોકરાંઓને વહાલી હતી. બાળકોની આંખમાં આંસુ એનાથી જોવાતાં નહોતાં.

જે દિવસે ધોબોની માને ખબર પડી કે ધોબા દત્તક લેવાની છે,

ત્યારે એના દિલને ખૂબ આઘાત લાગ્યો. હમેશાં એમના ખોળામાં રમતા વિદેઈને એમણે નીચે ઉતારી દીધો. એમને થયું, આજે જઈને 'એમને' સાફ સાફ સુણાવી દેવું પડશે. જે થશે તે જોઈ લેવાશે.

ચિંતેઈ સોઈ દીવાનખાનામાં બેઠા હતા. થોડેક દૂર નિધિ સોઈ પણ બેઠા હતા. હરિ મહાંતિ ને પ્રહરાજ પણ એ ઓરડામાં હતા. ધોબીની માને જોઈને, બધાએ વાતચીત બંધ કરી એમના તરફ નજર માંડી. સૌને લાગ્યું કે જાણે ધોબીની માની આંખમાંથી આગ વરસતી હતી.

ત્યાં પહોંચતાં જ ધોબીની માએ પોતાના દિયરને કહ્યું — આ શું થઈ રહ્યું છે નિધિ! મેં જે સાંભળ્યું તે સાચું છે? શું વિદેઈને જ ધોબી દત્તક લેવાની છે?

નિધિ સોઈ ડોકું નમાવીને બેઠા હતા. ભાભી પાસેથી આવી ચોખ્ખે-ચોખ્ખી વાત એમણે કદી સાંભળી નહોતી. પોતાની પત્નીની બેશરમી જોઈ ચિંતેઈ સોઈ પણ ચિડાઈ ગયા હતા. એમણે કહ્યું — અરે! વાત તો સાંભળ! ધોબીના સસરાની ઘણી મિલકત છે. એની સંભાળ કોણ લેશે? એના સિવાય નાયક-કુટુંબના પૂર્વજોનું શ્રાદ્ધ કોણ કરશે? ધોબીનો દીકરો આ બધું કરી શકશે — તેં તો બધાં પુરાણ વાંચ્યાં છે. તું જ કહે....

ધોબીની માએ પણ પોતાની વાત સાફ સુણાવી દીધી. એમણે કહ્યું કે નાયક વંશના પૂર્વજો નરકમાં જાય કે એમની મિલકત બળીને ખાખ થઈ જાય, એમાં મારે શું? પૈસાની લાલચમાં મારી લાડકી દીકરીનાં આટલી નાની ઉંમરમાં તમે લગ્ન લઈ લીધાં. એણે જેનો હાથ પકડ્યો'તો એને એ બરાબર જુએ એ પહેલાં એ વિધવા થઈ ગઈ. આવું દુઃખ આખી જિંદગી કોણ સહન કરી શકે?

બોલતાં બોલતાં જ ધોબીની માની આંખમાં આંસુ આવી ગયાં. રડતાં રડતાં જ એમણે કહ્યું — જેની વાત માની, તમારી વહુ-દીકરીની આંખમાંથી આંસુ પડાવો છો, એ જાય ને જઈને નાયક વંશના પૂર્વજોનું શ્રાદ્ધ કરે. ધોબી દત્તક શા માટે લે?

ચિંતેઈ સોઈએ કહ્યું — જો થોડીયે શરમ હોત તો બહાર આવીને તું આવી રીતે ગુસ્સો ન ઠાલવત. જા, અંદર જા.

ધોબીની મા વધુ ચિડાઈ ગઈ. બોલી — હા, હા, મને ખબર છે, શરમ શું છે તે. શરમના માર્યા મેં કશું કહ્યું નહોતું. પણ તમે શું કર્યું ? મારો સર્વનાશ કરી નાખ્યો ને ? હું કહી દઉં છું, મારા જીવતેજીવ ધોબીને દત્તક નહિ લેવા દઉં. કોઈ પણ હોય, મૂરખ હોય કે મજૂર, હું એની સાથે ધોબીનાં લગ્ન કરીશ. એક જ તો દીકરી છે. મિલકતનો અડધો ભાગ એનો છે ને ? તમે તમારા ભાગની મિલકત એના નામે લખી દો. લગ્ન કરશે તો એને નાયક-કુટુંબની મિલકત નહિ મળે. ભલે ન મળે. જહાન્નમમાં જાય એ મિલકત ! આપણી મિલકતથી જ મારી દીકરી પોતાનો સુખી સંસાર માંડશે.

ચિંતેઈ સોઈ તો લાલપીળા થઈ ગયા. પણ એમનો ગુસ્સો એટલો વધી ગયો હતો કે એ હસી પડયા, બોલ્યા – ઠીક છે, ઠીક છે. હવે ઘરમાં જા, બહુ ઉપદેશ આપ્યો.

ધોબીની મા બોલી — તમે કોઈનું નથી માનતા. નિધિયાએ તમને મોહમાં નાખ્યા છે. એનાં જ બાળકો બધી મિલકત ભોગવશે. પણ મારું પણ સાંભળી લો. આવતી હોળી સુધીમાં હું ધોબીનાં લગ્ન કરાવી લઈશ. કોઈ મજૂર મળશે તો એની સાથે પણ પરણાવી દઈશ. એ મહેનત કરી પોતાનું પેટ ભરશે, બનેઈ પરિડાનો દીકરો સનિયો તો પાછો ઘરે આવી ગયો છે. ધોબીનાં હું એની સાથે જ લગ્ન કરાવી આપીશ — હા.

એની વાત હજી પૂરી નહોતી થઈ ત્યાં સનિયો પહોંચ્યો. દરવાજા પાસે ઊભો હતો. પતિને ખીજવવા માટે એણે સનિયાનું નામ લીધું હતું. ને એને જ જોઈને એ શરમાઈ ગઈ ને અંદર ચાલી ગઈ.

સનિયાએ આવી સૌને નમસ્કાર કર્યા. ધોબીની માના મોઢેથી એણે પોતાનું નામ જ સાંભળ્યું હતું. એ ઉપરાંત પણ તેઓ કશુંક કહેતાં હતાં, પરંતુ સનિયાએ કશું નહોતું સાંભળ્યું. સૌને ગંભીર જોઈ એને થયું, નક્કી એના વિશે જ કંઈ વાત થઈ છે.

ચિંતેઈ સોઈએ એકદમ પોતાના મનોભાવ બદલીને કહ્યું — આવ, સનિયા બેટા ! બેસ, બેસ. આજે તારી જ વાત થતી હતી. ગામના અખાડામાં બધા છોકરાઓને જોયા, પણ તને નહોતો જોયો — અરે સનિયા ! ખાલી ફાળો આપવાથી શું વળે ? જાતે આવીને જોડાવું પડે, નહિ તો દેવતાનું કામ પૂરું શી રીતે થશે ? અચ્છા, બેસ, બેસ.

સનિયો પોતાની લાકડી મૂકીને બેસી ગયો. એણે કહ્યું — દેવતાનું કામ જોવા હું નહોતો આવ્યો. એ બધું કામ આપ જુઓ. અમે ગરીબ છીએ, બદનસીબ છીએ, ભગવાનની અમારા પર કોઈ દયા નથી. ને અમારી પાસે પણ દેવતાનું કામ જોવાનો વખત નથી. મારે તો આપનું થોડું કામ હતું.

— મારું શું કામ હતું ? રમૂજથી ચિંતેઈ સોઈએ પૂછ્યું.

— મારી જમીન મને પાછી આપી દો. ને તમારા જેટલા પૈસા થતા હોય એ ગણી લો.

આશ્ચર્યથી બધાએ સનિયા તરફ જોયું. શી વાત છે ? જબરી હિંમત એની ! સનિયો બીજાને ત્યાં મજૂરી કરી પૈસા કમાય છે. આટલા બધા પૈસા ક્યાંથી ભેગા કરી લીધા ? દસ એકર જમીનની કિંમત આપવા તૈયાર છે !

ચિંતેઈ સોઈએ આંખ ઝીણી કરીને પૂછ્યું — તું જમીનની કિંમત આપી શકીશ ?

હા, બજારમાં જે ભાવ છે, એ જ કિંમતથી મને જમીન આપી દો. મેં પૈસાની વ્યવસ્થા કરી છે.

— બજારમાં શી કિંમત છે, તેની મને ખબર નથી — દસ એકર જમીન જો પાછી જોઈતી હોય, તો એક હજાર રૂપિયા દઈ દે ને તારી જમીન લઈ લે.

— હમણાં, બજારમાં એક ગુંઠા(એક એકરનો 25મો ભાગ)નો એક રૂપિયો છે. એ હિસાબે મેં અઢીસો રૂપિયાની વ્યવસ્થા કરી છે.

— અચ્છા ! — સોઈ હસી પડ્યા. તો તું બજારમાં જ જા ને ત્યાંથી જ ખરીદી લે. મેં તારા બાપ પાસેથી જમીન ખરીદેલી તે રાખવા માટે, વેચવા માટે નહિ. જો વેચીશ તો મારી મરજી પ્રમાણે વેચીશ — બરાબર ને મહાંતિજી !

હરિ મહાંતિએ કહ્યું — વેચવુ-ખરીદવું તો પોતપોતાની મરજીની વાત છે. કોઈ કોઈના પર દબાણ લાવી શકે નહિ.

સનિયો ઊઠ્યો. એક હાથમાં પોતાની લાકડી પકડી. સૌને નમસ્કાર કરીને ચાલતો થયો.

સનિયાના ગયા પછી નિધિ સોઈએ હરિ મહાંતિને કહ્યું — ભાભીની ઇચ્છા વિરુદ્ધ કશું કરી શકાય નહિ. એ તો હમણાં નારાજ છે. કાગળો પાછા મૂકી દો. પછી બધું ફરી વિચારીને કામ કરવું પડશે.

ચિંતેઈ સોઈએ કહ્યું — અરે નિધિયા! શું ઘરની સ્ત્રીઓ બજારમાં આવી કામધંધો કરવાની છે? ઘરનો ચૂલો કોણ સાચવશે? તારી ભાભીની ઇચ્છા પ્રમાણે કરીશ, તો ઘર રફેદફે થવામાં બે દિવસ પણ નહિ લાગે, સમજ્યો? દત્તક પુત્ર લેવાનું કામ નહિ અટકે. મહાંતિજી! તમે કાગળો લખો.

નિધિએ પોતાના ભાઈનો વિરોધ ન કર્યો. એની હિંમત ન ચાલી. એ ઊઠીને ચાલ્યા જતા હતા. પણ ચિંતેઈ સોઈએ કહ્યું — ક્યાં જાય છે? અહીં બેસ! હરિ બાબુને મદદ કર. પ્રહરાજજી! ચાલો, મંદિરનું કામ જોઈ આવીએ.

બંને ઊઠીને ચાલ્યા ગયા.

સોઈના ઘરમાં અશાંતિની જે આગ ભડકી ઊઠી હતી, એ જોતાં ધોબીને કે બીજા બહારના લોકોને વાર નહોતી લાગી. કાકી હમેશાં ચિડાયેલી રહેતી હતી. નાની નાની વાતમાં ગુસ્સો કરતી હતી. મા હંમેશાં દુઃખી રહેતી હતી. પિતાજીનો મિજાજ બગડેલો હતો. કાકા પણ ઉદાસ રહેતા હતા. ધોબીને થયું કે ઘરમાં કંઈક થઈ રહ્યું છે. જે આગળ જતાં ખતરનાક પુરવાર થવાનું છે. પણ એ કોઈને કશું પૂછી ન શકી. જ્યારે વાત બધે ફેલાઈ ગઈ ને ગામના લોકોને બધી ખબર પડી ગઈ ત્યારે એક દિવસ ટિમીએ આવીને ધોબીને બધું કહી દીધું.

એક દિવસ ટિમીએ કહ્યું — ધોબી! તને ખબર છે, તારા પિતા ને કાકા જુદા થઈ રહ્યા છે. તારી મા કહે છે કે હોળી પહેલાં સનિયા સાથે તારાં લગ્ન કરાવી આપશે. તારા પિતાજી કહે છે કે હોળી પહેલાં જ તારા વારસને દત્તક લેવાનું કામ પતાવશે. કાકી કહે છે કે દીકરો નહિ આપું! કાકા કહે છે — હા, આપશું. સનિયો પૈસા લઈને આવ્યો હતો. પોતાની જમીન પાછી માગી. પણ પિતાજીએ ના પાડી દીધી, પણ કાકાએ હા પાડેલી. બિચારો સનિયો નિરાશ થઈને પાછો ચાલ્યો ગયો.

ટિમીની વાતથી ધોબીને ખૂબ દુઃખ થતું હતું. એની વાતનો દરેક શબ્દ જાણે એની છાતી વીંધી જતો હતો. એને ખબર હતી કે જો એ એક વાત કરશે તો એની દસ થશે. ટિમીએ જે કંઈ સાંભળેલું એ ખુલ્લંખુલ્લા કહી દીધું. આમાં કેટલું સાચું ને કેટલું ખોટું, એ કોઈને પૂછીને જાણવાની ધોબીની હિંમત નહોતી. પોતાના ઓરડામાં પડી પડી એ પોતાની ફરજ વિશે વિચારી રહી હતી. એની શી ફરજ છે?

ધોબીને મનમાં થતું હતું કે દરેકને જઈને પૂછે કે એના જીવનને સુખી કરવા માટે સોઈ કુટુંબને શા માટે ખેદાનમેદાન કરવામાં આવે છે? પણ કોઈને કશું પૂછવાની હિંમત નહોતી થતી. જ્યાં સુધી એ આ ઘરની દીકરી હતી, ત્યાં સુધી વાત જુદી હતી. હવે એ આ ઘરની દીકરી નથી રહી. હવે તે બીજાના ઘરનો વહુ બની છે. હવે આ ઘરમાં એનો શો અધિકાર? હવે તો એને એવું લાગતું હતું કે જાણે એ પોતાના ઘરમાં પોતે જ મહેમાન છે.

એને પોતાના પતિ અને સસરાના ઘરની વાતો હમેશાં યાદ આવતી. જાણે એ ગામની માટી એને બોલાવતી હતી. માયા-મમતાની દોરી તોડીને જે લોકો ચાલ્યાં ગયાં હતાં એમનો આત્મા એને કહી રહ્યો હતો — અરે, તારી પાસે શું નથી — ધન, દોલત, ઘર, જમીન...? તું નાયક કુટુંબની વહુ છે. તું શા માટે બીજાને ઘરે જઈ, આંખમાંથી આંસુ પાડે? પતિ અને સસરા જે કામ અધૂરું મૂકીને ગયા છે, એને પૂરું નહિ કરે? નાયક-વંશનો સત્યાનાશ થઈ ગયો છે. જે કુટુંબને જીવિત રાખવા એમણે આટલી બધી મિલકત એકઠી કરી હતી એનું શું થશે?

ધોબી જો દત્તક લે તો, નાયક કુટુંબનું લોહી એમાં નહિ રહે; કેવળ નામ જ રહેશે. પણ આદિકાળથી શું નાયક-કુટુંબના લોહીની અખંડ ધારા આજ સુધી વહેતી આવી છે? કદાચ ભૂતકાળમાં આ ધારા ઘણી વાર તૂટી હશે. રહી જાય છે કેવળ નામ. બીજું કશું નહિ. નામમાં શું છે? બધું પોકળ છે પોકળ! એ શા માટે દત્તક લે? પતિ તથા સસરાનું અધૂરું કામ શા માટે ન પૂરું કરે?

ગયા વરસની વાત યાદ આવી. ગયે વર્ષે બરાબર આ જ સમયે, જ્યારે હોળીની તૈયારીઓ ચાલતી હતી, ત્યારે એના પતિ અને સસરા

હોળી ઊજવવાને બદલે લોકોની સેવામાં લાગ્યા હતા. એમને હોળીનો આનંદ નહોતો મળ્યો. એ તો લોકોને ખાવાનું વહેંચવામાં અને જે મરી ગયેલાં એમની લાશ ઉઠાવવામાં પડ્યા હતા.

ધોબીનું શરીર ધ્રૂજી ગયું.

એને થયું, પોતે શેની રાહ જુએ છે? પતિ, સાસુ-સસરા વગેરેની વરસીનો સમય નજીક આવી રહ્યો છે. એમના આત્માઓ મુક્તિ માટે એના તરફ જ મીટ માંડીને બેઠા હશે — એ જો એક બાળક દત્તક લેવાને બદલે, રસ્તે પડેલાં સેંકડો બાળકોની સેવા કરશે તો એમના આત્માને વધુ આનંદ થશે. પોતાની મિલકત એકને આપવાના બદલે, બધાં માટે એનો ઉપયોગ થવો જોઈએ. એના પતિ, સાસુ, સસરા સેંકડો બાળકોનો સાદ સાંભળશે, એકનો નહિ.

ધોબી ચોંકી ઊઠી. બારીમાંથી ચંદ્રની શીતળ રોશની આવી રહી હતી. મંદિરમાંથી કીર્તન-સંગીત સંભળાતું હતું. એની આંખો સામે હતો નવો પ્રકાશ; કાનમાં નવા સાદનો અનોખો અવાજ ગુંજતો હતો. એને લાગ્યું કે પોતે આઝાદ છે, નિશ્ચિંત છે. હવે એને કોઈ નહિ રોકી શકે. પોતાના પિતા ને કાકાના ઘરમાં એનો દેહ જાણે કેદ છે. સૌના સ્નેહની દોરીએ જાણે એનો આત્મા બંધાઈ ગયો છે.

ધોબીને મુક્તિ જોઈતી હતી — એને હતું કે બધાં ઘરનાં બારણાં એને માટે ખુલ્લાં રહે. એ સૌને પોતાના પ્રેમની દોરીએ બાંધવા માગતી હતી. માતાપિતાનું ઘર એનું જન્મસ્થાન જરૂર હતું, પણ કર્મસ્થાન નહોતું. એ પોતાના કર્મક્ષેત્રે ચાલી જશે, જે એનાં માબાપ, કાકા વગેરેની માયા-મમતાના કૂંડાળાથી દૂર હતું.

ધોબીએ બહાર નજર દોડાવી. ઘરના છાપરા પર રૂપેરી ચંદ્ર હસતો હતો. આખા આંગણામાં જાણે પ્રકાશના તરંગો લહેરાતા હતા. શીતળ પવન શરીર અને મનને આરામ આપતો હતો. રસોડામાં વાસણોનો ખખડાટ થતો હતો.

બહાર મા કશુંક કહેતી હતી. ઘરમાં જે ગરબડ ચાલતી હતી, એની

કદાચ માની વાત પરથી કંઈક ખબર પડે—એવા ખ્યાલથી ધોબીએ કાન માંડયા. મા ચંદરાને કહેતી હતી—જા, સનિયાને બોલાવી લાવ, હું એની સાથે જ વાત કરીશ.

ચંદરાએ કહ્યું, ભલે, હમણાં જ જાઉં છું. હમણાં બોલાવી લાવું છું. અહીં જ લઈ આવું ?

—નિધિ ક્યાં છે ?

—બંને સાહેબો તો મંદિરના ચબૂતરા પર બેઠા છે. રામ પ્રહરાજ, હરિ મહાંતિ અને બામ ઓઝા સાથે વાતો કરે છે.

—શી વાતો થાય છે ?

—મેં સાંભળી નથી. ટિમીએ મને રસ્તામાં જ કહ્યું કે આપે મને બોલાવ્યો છે. હું તો સીધો મંદિરવાળા રસ્તે થઈને આવી ગયો.

—હા, હા, ટિમીએ મને તારે વિશે પણ કંઈક કહ્યું'તું. એણે કહેલું કે શિવરાત્રિની રાતે સનિયો જ ધોબીને ઘરે મૂકવા આવેલો. એમ તું ટિમીને કહેતો હતો.

ધોબીએ બીજું પણ કંઈક સાંભળ્યું, પછી માએ કહ્યું— ચંદરા, તું એક કામ કર. જલદી જા ને સનિયાને બોલાવી લાવ. હું અહીં જ એની રાહ જોઉં છું.

ધોબીનું આખું શરીર ધ્રૂજી ગયું. માથું ભમી ગયું, કઈ રીતે અહીંથી નાસી છૂટે, એની સમજ ન પડી. એ ધીરે ધીરે પોતાના ઓરડામાં પાછી આવી ને પલંગ પર ફસડાઈ પડી. જાણે એ અચેત થઈ ગઈ. પણ દાદી ઘણી વારથી એ ઓરડામાં બેઠી બેઠી માળા ફેરવતી હતી, એની પણ ધોબીને ખબર ન પડી.

ધોબીના મનમાં ઘમસાણ મચી ગયું. ભયંકર ઘમસાણ! દુઃખ, અભિમાન, ક્રોધ એકસાથે જાણે એના નાનકડા મગજના ટુકડે ટુકડા કરી રહ્યાં હતાં. ટિમીએ માને આ વાત શા માટે કહી દીધી? ટિમી સાથે એને ખાસ બહેનપણાં હતાં. અંતે ટિમીએ જ કેમ બદનામી કરી? આવું બધું વિચારતાં ધોબીને ખૂબ દુઃખ થઈ રહ્યું હતું.

ધોબીએ વિચાર્યું, પોતે કર્યું પણ કેવું હતું? ગરીબ સનિયાને મદદ કરવા એ એના ઘરે ગઈ. શિવરાત્રિની બધી વાતો એને યાદ આવી. એને ખાતરી નહોતી થતી કે એવું ખરેખર બન્યું હતું. સનિયાનો ચહેરો એની સામે આવી ગયો. શરમની મારી એ કશું બોલી શકી નહોતી. સનિયાએ એના હાથ પકડી લીધા. સનિયાએ શું કહ્યું હતું? ને ધોબીએ શો જવાબ આપેલો? વિચારી વિચારીને ધોબીનું માથું ભમી ગયું.

ધોબીને થયું કે પોતે એક ઘણી મોટી ભૂલ કરી છે. મનના આવેગમાં આંધળી થઈ એ સનિયાને મદદ કરવા દોડી ગઈ હતી અને એના મનમાં ભાવિના સુખની આશા જગાવી હતી. સનિયો આ આશામાં જ પાગલ થઈ ગયો હતો. ગાંડાની જેમ એ પરસેવો પાડી મહેનત કરતો હતો. એને ખૂબ દુઃખ ને અપમાન સહેવાં પડે છે. પણ એ કશું ગણકારતો નથી. એને મોટા માણસ થવું છે. મોટા થવાની ઘેલછાને કારણે જ એને તનતોડ મહેનત કરવી પડે છે.

ધોબી સનિયાને શા માટે મદદ કરતી હતી? ધોબીને એની ખબર હતી. કેવળ મનની ઉત્તેજનાથી જ એણે સનિયાને મદદ નહોતી કરી. એ સનિયાને પ્રેમ કરતી હતી. બાળપણથી જ બંને એકસાથે ખેલ્યાં-કૂદ્યાં હતાં. સનિયો ત્યારથી ધોબીને ગમી ગયો હતો. નાનપણથી જ એ સનિયાને પ્રેમ કરતી હતી.

પણ હવે? હવે તો ધોબી નાયક-કુટુંબની વિધવા બની ગઈ છે. હવે સનિયાને પ્રેમ કરવાનો એને શો અધિકાર?

ધોબીને થયું, સનિયા સાથેનો બધો સંબંધ એણે તોડી નાખવો જોઈએ. સનિયાના બધા વિચારો એના મનમાંથી નીકળી જવા જોઈએ—હંમેશ માટે. રસ્તાની ધારે સેંકડો અનાથ પડ્યાં હતાં. સનિયો એમાંનો એક હતો. ધોબીએ એને જિવાડ્યો હતો. સનિયો આજે દુનિયાના લાખો ગરીબો-માંનો એક છે. ધોબીએ સહાનુભૂતિથી એને મદદ કરી છે. હવે સનિયાએ પોતાનો માર્ગ પોતે શોધી લેવો જોઈએ. હવે એ પોતાનો ઘરસંસાર માંડે. ધોબીને એની સાથે શી લેવાદેવા?

ધોબી પથારીમાંથી ઊઠી. દાદી કશુંક બોલતી હતી. પણ એણે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. સીધી બહાર ચાલી ગઈ.

બહાર મા ઊભી હતી. સામે ઊભો હતો ચંદરા. કંઈક મોટા અવાજે એ બોલતો હતો — મા, સનિયાનો ઘમંડ કંઈ ઓછો નથી! મેં એને બોલાવ્યો. આપની વાત કરી. પણ એ સાંભળે તો ને? એણે ચિડાઈને કહ્યું — ચંદરા, જા જઈને કહી દે. હું ચિંતેઈ સોઈને ઘરે નહીં જાઉં. હું ગરીબ જરૂર છું, પણ મારામાં હજી પૌરુષ છે. ભગવાને જો જિવાડયો છે, તો પરસેવો પાડીને, પેટભર ખાવા પણ આપશે. સોઈના ઘરેથી અમને ભીખ પણ નહોતી મળી ને અમારે જાહેર રસોડે જમવું પડેલું. ઘણા લોકો મરી ગયા. સોઈના ઘરે બે વાર જઈ મેં મારા બાપદાદાની જમીન પાછી માગેલી. એમણે તો ના પાડી દીધી. હવે એને ત્યાં શા માટે જાઉં?

માએ કહ્યું — પણ તેં કહ્યું નહીં કે મેં બોલાવ્યો છે....

— હા, કહેલું. એણે કહ્યું — ચિંતેઈ સોઈની પત્નીનો ઘરમાં અધિકાર છે, બહાર નહિ. એમણે કદી સહાનુભૂતિ તો બતાવી નથી. આજે શા માટે એમની પાસે જાઉં? જા કહી દે. હું ગરીબ જરૂર છું, પણ હું મહાદેવ ભગવાનથી પણ નથી ડરતો. મરી જઈશ તોયે માથું ઊંચું રાખીને મરીશ.

ચંદરાના મોંએ સનિયાની વાત સાંભળીને ધોબી ખુશ થઈ ગઈ. એને ખબર હતી કે સનિયો ભલે તૂટી પડે, પણ ઝૂકશે નહિ — પ્રેમ-મહોબત માટે એ મરી ફીટશે. પણ કોઈની લાલ આંખથી ડરશે નહિ. આખા ગામમાં એક જ તો પુરુષ છે — સનિયો! બીજા બધા તો પશુથી સહેજ જ બહેતર છે!

— મા! ધોબીએ માની નજીક જઈ એને બોલાવી.

— શું છે રે? માએ પાછા વળીને જોયું.

— હું તને જ શોધતી હતી, મા!

— કેમ શું કામ છે?

ધોબીએ ચંદરાને કહ્યું — ચંદરાભાઈ! જરા હરિ મહાંતિને બોલાવી દેશો? જરૂરી કામ છે!

ચંદરા શું કરે? સહેજ દ્વિધામાં પડી ગયો. પણ ધોબીની માએ પણ હરિ મહાંતિને બોલાવવાનું કહ્યું.

ચંદરા ચાલ્યો ગયો. ધોબીની માએ કંઈક વિચાર્યું. પૂછ્યું — હરિ મહાંતિને તેં શા માટે બોલાવ્યા?

ધોબીએ કહ્યું — કાલે સવારે હું દુર્ગાપુર જઈશ. સસરાની પહેલી પુણ્યતિથિ પાળવાની છું. હું જો ન જાઉં, તો આ કામ કોણ કરશે?

ધોબીની માએ ઊંડો નિસાસો મૂક્યો.

કાકા-કાકી અને કુટુંબનાં બધાં લોકોએ દુર્ગાપુર ન જવાની સલાહ આપી હતી. પણ ધોબીએ કોઈનું ન માન્યું. એણે બધાંને પોતાનો નિર્ણય સંભળાવી દીધો કે એ દુર્ગાપુર જશે, ને વરસીની ક્રિયા પોતે જ પતાવશે.

ધોબીના મનમાં શી વાત હતી, કોઈ સમજી ન શક્યું. ચિંતેઈ સોઈને થયું કે ધોબી પોતાની માની ચડવણીથી દુર્ગાપુર જવા માટે જીદ કરે છે. દત્તક લેવા માટેની જે તૈયારીઓ ચાલે છે એને નિષ્ફળ બનાવવા માટે એ આવું કરે છે. જે છોકરી પોતાના પિતા કે કાકા સાથે સીધી વાત કરવાની પણ હિંમત નહોતી કરતી, એ આજે આટલી હઠીલી કેમ બની ગઈ? આની પાછળ એની માનું કાવતરું હતું.

પણ ચિંતેઈ સોઈ અક્કલવાળા માણસ હતા. વહેતા પાણીને રોકવા એ બંધ નહોતા બાંધતા. એ પાણી છોડી મૂકતા અને એને પોતાને કામે લગાવવા પૂરેપૂરો પ્રયત્ન કરતા. ધોબીની જીદ વિશે એમણે કોઈ બળાપો વ્યક્ત ન કર્યો. એમને થયું, ભલે ધોબીની જે ઇચ્છા હોય તે કરે. છેવટે એના સિવાય નાયક પરિવારમાં બીજું કોણ છે?

સોઈએ કહ્યું — ધોબીને જવા દો. એની સાથે એની મા પણ જાય ને કાકા પણ. પ્રહરાજજી! તમે પણ જાઓ. હરિ મહાંતિ તો છે જ! ધોબીની ઇચ્છા પ્રમાણે બધું કામ કરજો. જે ખર્ચ થાય તે થવા દેજો. ધોબીના મનને દુ:ખ ન થવું જોઈએ. હા, કામ પતાવીને ઝટ પાછાં આવી જજો.

દુર્ગાપુરમાં પુણ્યતિથિ ઊજવાઈ. બ્રાહ્મણો, ગરીબો તથા બીજાઓને ભોજન મળ્યું. ત્રણ દિવસ સુધી આખા ગામમાં ધમાલ રહી.

બધા વિષ્ણુપુર પાછા આવી ગયાં, પણ ધોબી ન આવી. થોડા દિવસ પછી ચિંતેઈ સોઈ પોતે દુર્ગાપુર ગયા. ધોબીને બહુ સમજાવી. પણ ધોબીએ એમનું ન માન્યું. એની જીદ હતી કે એ દુર્ગાપુર જ થોડા વધુ દિવસ રહેશે

ને જમીનજાગીરનું કામકાજ જોશે. ચિંતેઈ સોઈ પરાણે પાછા આવી ગયા. ધોબીની માને પોતાની યુવાન દીકરીને દુર્ગાપુરમાં એકલી રહેવા દેવાનું યોગ્ય ન લાગ્યું. એ પણ દુર્ગાપુરમાં રહ્યાં.

પાછા ફરતાં પહેલાં, ચિંતેઈ સોઈએ હરિ મહાંતિને કહ્યું—જોજો, સંભાળજો! ધોબી બાળક છે. એની વાત માની ઉતાવળથી કશું કરશો નહિ. મને સંદેશો મોકલજો.

હરિ મહાંતિ આમાં સંમત હતા. ચિંતેઈ સોઈ પાછા આવી ગયા.

સોઈને ઘરેથી સનિયો નિરાશ થઈને પાછો આવ્યો. એણે વિચાર્યું કે જમીનદાર શિવ છોટરાય પાસે હજી એક વાર જાઉં ને મહેસૂલ-અધિકારી ગોવિંદ પ્રધાનની મદદથી ફરિયાદ કરું. વિષ્ણુપુર ગામમાં જમીનદારની ઘણી જમીન હતી. લોકો ત્યાં ખેતીવાડી કરતા હતા. એને પણ એવી જાતની કોઈક જમીન મળી જાય તો! જો બેચાર એકર મળી જાય તો એનું કામ થઈ જાય. મહાદેવના મંદિર પાસે જે તળાવ છે, એની નજીક જ પાંચ-દસ એકર ઢાળવાળી જમીન છે. જો બની શકે, તો એમાંથી થોડી જમીન એ પટા પર લઈ લેશે ને પોતાના બાપાની માફક માટીમાં મહેનત કરશે.

પોતાની બે બકરીઓની સંભાળ ગોવાળને સોંપી, પોતાના ઘરને તાળું મારી, સનિયો સીધો નિમપુર ચાલ્યો. જમીનદાર ત્યાં રહેતા હતા. ગોવિંદ પ્રધાનના ચરણોમાં પાંચ રૂપિયા મૂકી એણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. ગોવિંદ પ્રધાને હસીને કહ્યું—શું છે બેટા? શું થયું? સોઈજીએ શું કહ્યું?

સનિયાએ બધી વાત કરી. નિમપુર આવવાનું શું કારણ હતું એ પણ જણાવ્યું. એક વધુ વાર પ્રધાનનો ચરણસ્પર્શ કરી કહ્યું—પ્રધાનજી, તમે સહાય નહિ કરો તો હું ગામ છોડી ભાગી જઈશ. અહીં શા માટે પડ્યો રહું? જો મજૂરી કરીને જ પેટ ભરવાનું હોય તો આ દુનિયામાં બીજી પણ ઘણી જગ્યા પડી છે. જમીનદારની ઢાળવાળી થોડી જમીન નકામી પડી છે. મને ખેતી કરવાની પરવાનગી જો મળશે, તો હું ખાલી હાથે તમારે ત્યાં ઓછો આવવાનો છું? પાસે એક તળાવ પણ છે. જળો ને

સાપથી ભરેલું છે. તમારી રજા હશે તો આમાંથી પાણી લઈને હું જમીનમાં એનો ઉપયોગ કરીશ. જરા તો દયા કરો, પ્રધાનજી.

પ્રધાને સનિયાની વાત જરા ધ્યાનથી સાંભળી. કાગળિયાં કાઢીને જોયાં. પછી કહ્યું — અરે સનિયા! જમીન તો બાર એકર છે. તળાવ છે દોઢ એકર. જમીનદાર કંઈ તારી વાત માનશે?

— માને કે નહિ, એ તો તમારા હાથમાં છે.

— નજરાણું શું આપીશ?

— તમે જે ઠરાવશો તે. અચકાઈને સનિયાએ જવાબ આપ્યો.

પ્રધાને કંઈક વિચાર્યું. પછી કહ્યું — બાર એકર જમીનના બાર દૂ ચોવીસ રૂપિયા. દોઢ એકર તળાવ માટે પંદર રૂપિયા. સફાઈનો ખરચો, જમીનદારના સહીસિક્કાના ખરચા વગેરે મળીને કુલ ઓગણસાઠ રૂપિયા થાય છે. બસ, આટલા પૈસાની વ્યવસ્થા કરી લે ને પટ્ટો લઈ લે. આ ઉપરાંત ખરાબાની જમીનનું મહેસૂલ એકર દીઠ એક રૂપિયો.

સનિયાએ કહ્યું — પ્રધાનજી, મેં તો આપને પિતા સમાન માન્યા છે. આપ જે કહેશો તે જ થશે.

પ્રધાને કહ્યું — અચ્છા, તું આજે ઘરે જા. પૈસા લઈને આવજે. હું જમીનદારને જરા ફોસલાવી વાત પાકી કરી લઉં. એક વાર જો ના કહી દેશે, તો પાછી હા પડાવવી મુશ્કેલ થશે.

— પાછો ક્યારે આવું?

— બે દિવસ પછી. ઉતાવળથી નાહકનું કામ બગડશે. સારો મોકો જોઈ તારી વાત કરવી પડશે, સમજ્યો?

સનિયાએ પ્રણામ કર્યા ને ઘરે પાછો આવી ગયો.

બે દિવસ સનિયાને બે વરસ જેવા લાગ્યા. ઘરે એનું મન ચોંટતું નહોતું. મહાદેવના મંદિર પાસે જે તળાવ હતું, ત્યાં એ પહોંચી જતો. બહુ જૂનું તળાવ હતું. ભગવાન જાણે કોણે ખોદાવ્યું હતું. સમારકામ વિના જર્જરિત થઈ ગયું હતું. તળાવમાં પાણી બહુ ઓછું હતું. સનિયાને થયું કે જો જમીનદાર તળાવ એના નામે લખી આપે તો એ તળાવ પાછું ખોદશે.

તળાવ પાસે ઢોળાવવાળી જમીન હતી. એમાં કાંટાળી ઝાડીઓ હતી, ત્યાં ગીધ ને શિયાળવાંનો વાસ હતો. ગામના લોકો મરેલાં પશુઓને અહીં જ નાખી જતા. સનિયો તનતોડ મહેનત કરી ઝાડીઓ કાપશે, જંગલ સાફ કરશે, ઢાળવાળી જમીનને સમતલ કરશે. તળાવમાંથી પાણી કાઢશે ને ખેતરને લીલુંછમ કરી દેશે! એ પોતે ખેડૂતનો દીકરો છે. ખેતર એનો સાદ જરૂર સાંભળશે. એને નિરાશ શા માટે થવું પડે?

સનિયો ઝાડી પાસે ગયો. જમીન પણ તપાસી. ચારે તરફ નજર દોડાવી. એણે જોયું કે આ પડતર જમીનથી થોડે દૂર નીચાણમાં સારી જમીન પણ હતી. થોડા વખત પહેલાં ઘણા લોકો આ જમીનના માલિક હતા. પણ ચિંતેઇ સોઇએ બધી જમીન પચાવી પાડી છે. હળ ચલાવીને જમીનમાં સોનું પેદા કરનાર ખેડૂતો ભગવાન જાણે ક્યાં ગયા. જે લોકો પાછા આવ્યા, તેઓ સોઈના ખેતરમાં જ મજૂરી કરતા હતા. કેટલાક એવા હતા, જે ખેતી કરતા હતા, પણ અડધો ભાગ સોઈને આપતા હતા. સોઈ ઘેર બેઠાં અનાજથી પોતાનો ભંડાર ભરતો હતો, બીજાનાં નાણાંથી અમીર બનતો હતો. સનિયો ચિંતેઇનો નોકર નહોતો. એ બધો પાક ઘરે લઈ જશે.

સનિયાએ આ જમીન ધ્યાનથી જોઈ. જમીનદાર જો થોડીક સહાનુભૂતિ બતાવે તો આ બધી જમીન એની થઈ જાય. એ હળ ચલાવશે, સોનાનો પાક ઉગાડશે, પૈસા બચાવશે ને બીજી જમીન પણ ખરીદશે. એ પણ મોટો માણસ બનશે. ત્યાર પછી ધોબી એની જ થઈ જશે. ધોબીના ધનથી જ તો જમીન ખરીદશે. પણ એના પર એ લોહી-પરસેવો એક કરી મહેનત કરશે, ને જમીનમાં સોનું પાકશે.

બે દિવસ પછી—

સનિયો પૈસા લઈ જમીનદાર પાસે ગયો. તે દિવસે ગોવિંદ પ્રધાને એના કામમાં રસ ન દાખવ્યો. સાંજ સુધી સનિયો ભૂખ્યો બેસી રહ્યો. સાંજે પ્રધાન આવ્યા ને બોલ્યા—તારું નસીબ જ ખરાબ છે, બેટા. મેં તારા તરફથી જમીનદારને ખૂબ સમજાવેલા. પણ એ માને તો ને? કહેતા હતા કે જમીન કંઈ ખરાબ નથી. લોકો હવે લેવા આવે છે. પડી રહેવા દો. એની કિંમત વધી જશે.

સનિયાને થયું, જાણે એ આકાશમાંથી ધરતી પર પટકાઈ પડ્યો છે. એની બધી કલ્પનાઓ નકામી થઈ ગઈ. એણે પૂછ્યું — પણ થયું શું?

— અરે, તું ફિકર શા માટે કરે છે? જરા ધીરજ રાખ. જમીનદાર કદાચ વધારે લોભ રાખે છે. જો પાંચ-પચાસ વધુ લેવા માગતા હોય તો લેવા દે. પણ જમીન આપણા હાથમાં તો આવી જશે. શું કહે છે?

સનિયાએ માથું હલાવ્યું.

પ્રધાને વળી કહ્યું — અચ્છા સનિયા, સો રૂપિયા સુધી વ્યવસ્થા કરી શકીશ?

— હું તો સાથે જ લાવ્યો છું, સો રૂપિયા.

— વાહ! એ અક્કલવાળું કામ કર્યું! હું જમીનદારને ફરી સમજાવીશ. તું કાલે આવી પટ્ટો લઈ લેજે. સમજ્યો?

સનિયાએ સો રૂપિયા પ્રધાનને આપી દીધા. પણ એ ખૂબ દુ:ખી થઈ ગયો હતો. કોને ખબર, શું થવાનું હતું? ગોવિંદ પ્રધાન શું કરશે? ખરેખર પટ્ટો કરાવી આપશે કે નહિ? સનિયાએ તો વિશ્વાસે સો રૂપિયા ધરી દીધા. બીજે દિવસે એ પ્રધાનની પાસે ગયો. પણ પ્રધાન ઘરે નહોતા. મહેસૂલ વસૂલ કરવા બીજે ગામ ગયા હતા. સનિયો પાછો આવી ગયો. દિવસે દિવસે એની ચિંતા વધતી ગઈ.

સનિયો નિયમિત રીતે પ્રધાનને ઘરે જતો હતો. એક દિવસ એમનાં દર્શન થઈ ગયાં. હોળી નજીક હતી. તે દિવસે તેરસ હતી. જમીનદારની કચેરી બંધ હતી. બીજા લોકો રજા પર ગયા હતા. પરંતુ ગોવિંદ પ્રધાન અનહદ પ્રમાણિક ખરો ને? એ જમીનદારની પાસે જ રહેતો હતો.

સનિયાને જોઈ પ્રધાન હસ્યા, ને બોલ્યા, તારું કામ થઈ ગયું છે. સનિયા! હવે અમારું હોળીનું ખર્ચ આપીશ કે નહિ?

સનિયાએ નિરાંતનો દમ લીધો. એ બોલ્યો, પ્રધાનજી, બધું જ મળશે. હું તો તમારી રૈયત બની ગયો છું. હું હંમેશ માટે તમારો ઋણી રહીશ.

પ્રધાન ખૂબ ખુશ હતા. એમણે અંદરથી કાગળના ત્રણ પટ્ટા લાવી સનિયાને આપ્યા ને કહ્યું, ખેડવા લાયક અને ખરાબાની એમ બે જાતની જમીન માટે બે અને તળાવની જમીન માટે એક — જમીનદારે કુલ ત્રણ પટ્ટા આપ્યા છે. પહેલાં જે લોકો ખેતી કરતા હતા, એ લોકો જમીનદારનો

લાગો બરાબર આપતા નહોતા. તું મહેનત કર, જમીનદારને જો ખુશ કરી શકીશ, તો તું પણ મોટો માણુસ થઈ જઈશ, સમજ્યો?

સનિયાને થયું જાણે એને આકાશનો ચંદ્ર હાથમાં મળી ગયો! એણે કાગળો સંભાળીને લઈ લીધા. પ્રધાનને નમસ્કાર કરી કહ્યું — 'પ્રધાનજી, હું જિંદગીભર તમારો ઋણી રહીશ.'

પ્રધાને એના માથે હાથ મૂકી કહ્યું — 'હવે જા, તારે કામે લાગી જા.'

જમીનદાર સાહેબ જ્યારે ચોપાટ રમતા હતા, ત્યારે પ્રધાને બીજા કાગળોની સાથે આ પટ્ટા પણ એમને પહોંચાડી દીધેલા અને એમની જાણ બહાર જ સહીઓ લઈ લીધી હતી. સનિયાએ જે પૈસા આપ્યા હતા, એમાંથી એક પૈસો પણ જમીનદારને મળ્યો નહોતો.

સનિયો ખુશ થઈને ઘરે પાછો આવ્યો. જમીન ઢાળવાળી છે તો શું થયું? જમીન તો છે. સનિયાએ જોયું કે એ લગભગ વીસેક એકર જમીનનો માલિક છે. ગામના બીજા લોકોની સાથે આજે એ પણ બરોબરી કરી શકશે. હવે એ ચિંતેઈ સોઈથી શા માટે ડરે?

સનિયાને મિલકતનો નશો ચડી ગયો.

હોળી આવી અને ચાલી ગઈ. સનિયાને ખબર પણ ન પડી. રાત-દિવસ એ જ વિચાર્યા કરતો હતો કે એ હળ ખેડીને જમીન સમતલ કરશે ને જેમ બને તેમ વધુ અનાજ બચાવશે. વધુ પૈસા રાખવા તો મુશ્કેલ હતા. આટલી બધી જમીનમાં એ એકલો ખેતી કરી શકશે? જો જરૂર લાગશે તો એક માણુસને સાથે રાખશે.

સનિયાએ બળદ ખરીદ્યા. બીજે ગામથી ચોખાનું ભૂસું લઈ આવ્યો. ને મજૂરો રોકી પોતાનું કામ શરૂ કરી દીધું. હવે ગામવાળાની આંખો ખૂલી! અરે! લોકોએ વાતો કરવા માંડી — વાત શી છે? સનિયાને પૈસા ક્યાંથી મળ્યા? મહાદેવનું તળાવ સાફ કરી રહ્યો છે. જમીનદારની જમીન સાફ કરી વાડ બનાવે છે, મામલો શો છે?

હોળીના લગભગ વીસેક દિવસ પછી, વહેલી સવારે ચંદરા ખેતર તરફ ગયો હતો. એણે જોયું કે સનિયો જમીનદારની વેરાન જમીનમાં હળ હાંકતો હતો. બે મજૂરો માટી ઊંચકતા હતા. સવારમાં જ સૌ પરસેવે

રેબઝેબ થઈ ગયા હતા, ચંદરાએ પૂછ્યું—સનિયાભાઈ, સવાર-સવારમાં જમીનદારની જમીન શા માટે ખેડો છો?

સનિયો ટટ્ટાર થઈ ગયો. કપાળેથી પરસેવો લૂછી કહ્યું—ભાઈ, જમીનદાર પાસેથી આ જમીન મેં ખરીદી લીધી છે. જમીન પડતર છે ને? એક હાથ જેટલી જો ખોદી નાખો તો પાંચ ગુંઠા જમીન સમતલ થઈ જશે. એમાં રીંગણાં ઉગાડીશ, સમજ્યો?

ચંદરાએ તળાવ તરફ નજર નાખી, વાહ! કેટલું સાફ થઈ ગયું છે! તળાવના કીચડનો એક બાજુ ઢગલો કરી દીધેલો. ચંદરાએ પૂછ્યું—તેં તળાવ પણ લઈ લીધું છે?

માટી ખોદતાં ખોદતાં સનિયાએ કહ્યું—હા, ભઈ, જમીનદારની મહેરબાની છે. મેં વિચાર્યું છે કે તળાવની વચ્ચેથી કાદવ કાઢી ઉપરની તરફ નાખી દઈશ. આટલું તળાવ છોડી બાકીની જમીન ઠીક કરી નાખીશ. તળાવના કાદવથી જમીન સમતલ થઈ જશે. નવી જમીનમાં કેળાંની ખેતી કરીશ. તારા બાગમાંથી કેળના થોડા છોડ આપીશ ને?

ચંદરાએ કહ્યું—અરે અમારા બાગમાંથી જોઈએ તેટલા લઈ જાઓ! મારા બાપુ તો કેળના છોડ ઉખાડી ઉખાડીને ફેંકી દે છે. તમે બહુ સારું કર્યું, સનિયાભાઈ! આ તળાવની જમીન આજ સુધી કોઈની નજરે નહોતી પડી. બરાબર મહેનત કરશો તો આમાં સોનું પાકશે—સોનું!

નાયક-ઘરની વહુ(ધોબી)ની પ્રશંસા કેવળ દુર્ગાપુરમાં નહિ, પણ આસપાસનાં બધાં ગામોમાં થતી હતી. એવા લોકો પણ હતા, જે કહેતા હતા કે નાયકના ઘરમાં ધોબીનાં પગલાં થતાં જ કુટુંબની અવદશા બેઠી. ઘરના બધા લોકો મરી ગયા. પણ હવે લોકોને મોંએ ધોબીની પ્રશંસા જ પ્રશંસા હતી. હવે લોકો કહેતા હતા કે ધોબી તો ઘરની લક્ષ્મી હતી. કોઈ કાયમ માટે થોડું જીવવાનું છે? જે ગરીબોનાં દુઃખ-દર્દ દૂર કરી શકે એ માણસ નહિ, દેવી છે.

દુર્ગાપુર પહોંચ્યા પછી ધોબીએ પોતાનાં સાસુ, સસરા તથા પતિનું શ્રાદ્ધ કરાવ્યું. એણે પોતાની મિલકતના કાગળો જોયા. હરિ મહાંતિ શરૂ

શરૂમાં તો ખૂબ આનંદથી કાગળો સમજાવતા હતા, પરંતુ એમનો આનંદ બહુ દિવસ ટક્યો નહિ. એમણે જોયું કે ધોબી ધીરે ધીરે ખૂબ ધ્યાનથી કાગળો જુએ છે. એને ફોસલાવી શકાય તેમ નથી. ઉંમર ઓછી હતી, પણ એની બુદ્ધિ ઓછી નહોતી. જમીન તથા જમીનદારીના બધા કાગળો ધોબીએ પોતાની પાસે રાખી લીધા. એનો શો આશય હતો એ હરિ મહાંતિને સમજાયું નહિ. પણ હકીકત શી હતી એ તરત જાહેર થઈ ગયું.

એક દિવસ ધોબીએ હરિ મહાંતિને બોલાવીને કહ્યું — માસાજી! છેલ્લાં પાંચ વર્ષમાં જે લોકોને નાણાં કે ધાન કરજરૂપે આપવામાં આવ્યાં છે એની આપ એક યાદી બનાવશો?

હરિ મહાંતિએ કહ્યું — યાદી તો બનાવેલી છે, પણ દીકરી, યાદીથી શું થશે?

મારે જરૂર છે, ધોબીએ કહ્યું.

હરિ મહાંતિએ કહ્યું — ભલે, ઠીક છે. હું બેત્રણ દિવસમાં એક નવી યાદી બનાવી આપીશ.

હરિ મહાંતિના મનમાં શક પડ્યો હતો. એમને થયું કે ચિંતેઈ સોઈને સંદેશો મોકલવો જોઈએ. પછી થયું — આમ તો અઢાર વર્ષની છોકરી જ છે ને? શું કરી નાખશે?

યાદી તૈયાર થઈ ગઈ.

ધોબીએ એક વાર હરિ મહાંતિને બોલાવીને કહ્યું — માસાજી! આ યાદીમાં જેનાં જેનાં નામ છે, એ બધાંને બોલાવો, હું બધાં સાથે જરા વાત કરી લઉં.

હરિ મહાંતિએ આશ્ચર્યથી પૂછ્યું — પણ એ બધાં કંઈ જીવે છે ઓછાં? દુકાળમાં એ લોકો ઘરબાર છોડીને ચાલ્યાં ગયાં હતાં. ક્યાંક સડકના કિનારે પડ્યાં પડ્યાં મરી ગયાં હશે.

— પણ કોઈક તો પાછું આવ્યું હશે ને? જે કુટુંબમાં કોઈક પાછું આવ્યું હોય એને સંદેશો મોકલો. જે કુટુંબમાં કોઈ નથી, એમની એક જુદી યાદી બનાવો.

— પણ શા માટે, દીકરી?

— જરૂર છે.

ધોબીના અવાજમાં હતી દઢતા, કઠોરતા. હરિ મહાંતિ ડરી ગયા. બહુ વિચાર કરી કરીને પાંચછ માણસોને એમણે સંદેશા મોકલ્યો.

એક દિવસ, જ્યાં એના પતિ, સસરા વગેરે બેસીને જમીનદારીના કાગળો જોતા હતા, એ ઓરડામાં ધોબી જઈને બેઠી. ધોબી એક જોગણના વેશમાં હતી. પણ એના મનમાં નહોતી લજ્જા, નહોતો ભય.

ઘણા લોકો આવ્યા. ધોબીએ એમની સાથે વાત કરી. એમની કમનસીબીનું કારણ પૂછ્યું. બધાએ એમ જ કહ્યું કે દુકાળને કારણે જ એમને ગામ છોડવું પડ્યું હતું. પેટની ભૂખ એ લોકો ક્યાં સુધી સહન કરે? ઘર છોડીને જે લોકો ગયા, એમાંના ઘણાખરા તો ભૂખના માર્યા મરી ગયા હતા. જે કોઈ ગામ પાછા આવ્યા હતા, એમને જીવવાનો આધાર પણ શો હતો? એમણે હરિ મહાંતિને પોતપોતાની જમીન વેચી જે કંઈ પૈસા લીધા હતા, એનાથી જીવ ટકાવી રાખ્યો હતો. હવે એ બીજાને ઘરે મજૂરી કરતા હતા. પોતાનું ઘર તો છે નહિ, ઝાડ નીચે ઝૂંપડી બનાવીને રહે છે.

ધોબી જ્યારે લોકોની આ દર્દભરી કહાણી સાંભળતી હતી, ત્યારે એની આંખ સામે સનિયાનું ચિત્ર જ ખડું થઈ ગયું હતું. સનિયો ગરીબ જરૂર છે. પણ એ એકલો નથી. પોતપોતાનો જીવ બચાવી ઘરે પાછા ફર્યા હોય એવા તો સેંકડો લોકો છે. ધોબીએ પોતાના પતિ, સાસુ, સસરા વગેરેને ગુમાવીને આ લોકોને મેળવ્યા છે. આ બધાં એનાં પોતાનાં છે. એની જેટલી શક્તિ છે, એ લગાવીને આ સૌને જીવવાનાં સાધનો પૂરાં પાડશે. એક દિવસ એવોય હતો, જ્યારે આ બધાં પાસે બધું હતું. પણ આજે કશું નથી. આજે માનવસમાજમાં રહેવા છતાં, તેઓ એકલા-અટૂલા છે. પણ એમનું દુઃખ ઓછું કરવાનો હવે એ પ્રયત્ન કરશે.

ધોબીની આંખમાં આંસુ આવી ગયાં. એણે પોતાની માની તરફ જોયું ને બોલી — જોયું મા? આ લોકો કેવા નિરાધાર છે! પણ આપણાથી શું જાણી જોઈને આવા કઠોર થઈ શકાય? અંતે આપણે માણસ છીએ, પથ્થર કે લાકડાં તો નથી! આટલી બધી મિલકત લઈને આપણે શું કરવું છે? મારે એક જ તો પેટ છે! એ શું નહિ ભરાય?

ધોબીની મા પણ ધોબીના વિચાર સાથે સંમત થઈ ગઈ. ધોબીએ

હરિ મહાંતિને બોલાવ્યા. ને કહ્યું—જેમની પાસેથી જમીન ખરીદી છે, એ બધી પાછી આપી દો. ને દસ્તાવેજો પાછા આપી દો.

મહાંતિને આશ્ચર્ય થતું હતું. આ શું થઈ રહ્યું છે? એને મનમાં ખૂબ ડર લાગ્યો. એને થયું કે કંઈક કરવું જોઈએ. પણ ફરિયાદ કોને કરે? ધોબી અંતે તો માલિક જ ને? ધોબીએ ગામના ઓઝા, સાહુ, મહાપાત્ર, કાંડી વગેરે બધા લોકોને બોલાવ્યા. ને દસ્તાવેજોમાં પોતાની સહી કરી પાછા સોંપી દીધા. ને કહ્યું — આજથી તમારી જમીન તમારી થઈ ગઈ. જાતે ખેતી કરો ને ખાઓ. જો જરૂર પડે તો હરિ મહાંતિ પાસેથી હજી બીજું અનાજ લઈ જજો. વ્યાજ કંઈ નહિ આપવું પડે. પાક થાય ત્યારે પાછું આપી જજો.

હરિ મહાંતિ દંગ થઈ બધું જોઈ રહ્યા હતા. એમને થયું કે સત્યાનાશ વળી ગયું. કેટલી મહેનત, કેટલી કુશળતાથી એમણે જમીન ખરીદી હતી. પણ આજે ધોબી બધું ઉડાવી રહી છે. પણ તેઓ કરી પણ શું શકે?

લોકો સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતા હતા. કહેતા હતા — મા લક્ષ્મી આવી છે, લક્ષ્મી! ગરીબોનું દુઃખ બીજું કોણ સમજી શકે?

ચારે તરફ વાત ફેલાઈ ગઈ કે નાયક કુટુંબની વહુ જમીન પાછી આપે છે, જેમની પાસે જમીન નથી, એમને થોડી જમીન આપે છે. ગુજરાન માટે થોડું અનાજ પણ આપે છે. ખરેખર, ધોબી લોકોની હાલત જોઈને જમીન, અનાજ વગેરે આપતી હતી. જેમને જમીન પાછી મળી, એ લોકો ખૂબ ખુશ થઈ ગયા. પણ જેમની પાસે જમીન હતી તેઓ ધોબીની બદનામી કરવા લાગ્યા. કહેતા કે નાયકની વહુ પાગલ થઈ ગઈ છે. ઘરની મિલકત વેડફી નાખે છે.

સાત દિવસમાં જ બધી જમીન પાછી અપાઈ ગઈ હતી, પણ ધોબીના ઘરે તેમ છતાંયે ભીડ હતી. લોકો જાતજાતની ફરિયાદ લઈને આવ્યા હતા. એમને હતું કે ધોબી એમની માગણી પણ પૂરી કરશે.

સમાચાર મળતાં ચિંતેઈ સોઈ પણ આવ્યા. હરિ મહાંતિ પાસેથી

એમણે બધું સાંભળ્યું. એ ધોબી પર નારાજ થઈ ગયા હતા. પણ ધોબીએ એમને સમજાવ્યા હતા — જમીન તો, પિતાજી, એમની જ હતી, ને એમને જ આપી છે. મારે બીજું તો કોઈ છે નહિ, એક પેટ માટે આટલી બધી જમીન રાખીને શું કરું? એમને એમની જમીન મળે, એ સુખેથી ઘર-સંસાર માંડે એ જ મારી ઇચ્છા છે.

થોડા દિવસ પહેલાંની જ વાત હતી. ત્યારે ચિંતેઇ સોઈએ સનિયાને જમીન પાછી નહોતી આપી. ઘરેથી એને કાઢી મૂકયો હતો. એને અપમાનિત કર્યો હતો. ધોબીની વિનંતીઓ એમણે સાંભળી નહોતી. આ બધું ચિંતેઇ સોઈ યાદ કરતા હતા. ધોબીના દિલને તે દિવસે આઘાત લાગ્યો હતો. આજે ધોબીએ એનો જ બદલો લીધો.

એ દિવસે તો ચિંતેઇ સોઈ કશું ન બોલ્યા, બીજે દિવસે પોતાની પત્નીને બોલાવીને કહ્યું — આટલી બધી મિલકત બરબાદ થઈ ગઈ, એને માટે જવાબદાર કોણ છે? ધોબી તો બાળક છે. પણ તેં એને શા માટે ન સમજાવી?

ધોબીની માએ કહ્યું — બાળક છે તો શું થયું? પણ બહુ હોશિયાર છે. આટલી બધી મિલકત કોને માટે રાખે? કોણ ખાવાવાળું છે? તમે કહો છો કે દત્તક લે. પણ દત્તક દીકરાનો કેટલો ભરોસો રાખી શકાય? હું તો કહું છું કે એક સારો છોકરો શોધીને ધોબીનાં લગ્ન કરી નાખો.

— એની પણ એ જ ઇચ્છા છે?

— એની ઇચ્છા-અનિચ્છા સાથે તમારે શી નિસબત? એ તમારો વિરોધ નથી કરતી. વાત એમ છે કે એ જો ફરી ઘરસંસાર ન માંડે તો જમીન-જાગીર કોને માટે મૂકી જાય? જમીન ગરીબોને મળે, એમનું ભરણ-પોષણ થાય ને સુખેથી જીવે એ જ બહેતર છે.

ચિંતેઇ સોઈએ કહ્યું, જો ધોબી લગ્ન કરશે તો આ મિલકત પર એનો કશો અધિકાર નહિ રહે.

— તમને તો મિલકત જ વહાલી છે! પણ મને તો વહાલી છે મારી દીકરી — ધોબી. એ કોઈ મજૂરનો હાથ પણ ઝાલશે ને તો એય એને પોષશે. મિલકતને શું કરવી છે?

ચિંતેઇ સોઈએ વાત આગળ ન વધારી. એ દિવસે બપોરે હરિ

મહાંતિને બોલાવીને કહ્યું કે પાલખીનો બંદોબસ્ત કરો, મા-દીકરી બંને કાલે સવારે ઘરે જશે.

રાત્રે —

ચિંતેઈ સોઈએ ધોબીને બોલાવી. કહ્યું — દીકરી, હવે અહીં વધુ રોકાવું યોગ્ય નથી. કાલે સવારે જ આપણે ઘરે પાછાં જઈશું.

ધોબીએ કહ્યું — ના પિતાજી, અહીં મને કશી તકલીફ નથી. મારાં ઘણાં કામ હજી બાકી છે. એ પૂરાં કર્યા વિના હું કેવી રીતે આવું?

— વિષ્ણુપુરમાં રહીશ તો કંઈ અધૂરું નહિ રહી જાય. હરિ મહાંતિ બધું સંભાળી લેશે.

— હું નહિ આવું, પિતાજી.

— નહિ આવે? પણ તારી માએ તો આવવું જ પડશે. ત્યાં છોકરાંઓને તકલીફ પડે છે. તું અહીં એકલી કેવી રીતે રહીશ?

— હા હું એકલી પણ રહી શકીશ.

— અરે! એ કેવી રીતે બને? તને ખૂબ તકલીફ પડશે.

— કશી તકલીફ નહિ પડે, પિતાજી. આ જ તો મારી કર્મભૂમિ છે. જ્યારે નાની હતી ત્યારે તમારી પાસે ઘણા આનંદમાં મોટી થઈ — આ જ ઘરમાં મારા પતિ, સાસુ, સસરા અને એમની સાત પેઢી રહી છે. અહીં જ એમનું સુખદુ:ખભર્યું જીવન વીત્યું છે. મારા પતિ અને સસરા, બીજાની સેવા કરતાં કરતાં આ જ ઘરમાંથી હંમેશ માટે વિદાય લઈ ગયા — આ ઘર તો મારે માટે તીર્થ સમાન છે. આ જગન્નાથનું મંદિર છે, મંદિર. આનાથી વધુ સુખ મને બીજે ક્યાં મળશે? જે જગ્યાએ એ બળીને રાખ થઈ ગયા, હું પણ ત્યાં જ રહીશ. આ જ માટીમાં હું પણ મારી જિંદગીના અંતિમ શ્વાસ લઈશ. એમાં જ મને શાંતિ મળશે, પિતાજી.

ધોબીની આંખમાં આંસુ આવી ગયાં.

થોડી વાર ચિંતેઈ સોઈ મૂગા રહ્યા. પોતાની જ દીકરીની આ વાત સાંભળી એમના દિલને ઘણો આઘાત લાગ્યો. એમને થયું કે પોતે ભૂલ કરી છે. એમની પત્ની જે કહેતી હતી એ જ સાચું પડ્યું. ધોબીનાં જો લગ્ન થઈ ગયાં હોત તો આમ ગુમસુમ રહે છે એવી ન રહેત. પણ એની

મિલકતનું શું થાત? કુટુંબની કોઈ છોકરી કે એનો કોઈ વારસ મિલકત પર કબજો કરી લેત. ને વળી સોઈ કુટુંબની છોકરી જો વિધવા થયા પછી ફરી લગ્ન કરે તો કુટુંબની આબરૂ શી રહે? ચિંતેઈ સોઈને થયું કે એ તો શરમના માર્યા ઘરમાંથી બહાર નહિ નીકળી શકે. લોકો એમને મોઢામોઢ ભલે કંઈ ન કહે. પણ પાછળથી તો અફવા ઉડાવે જ, નિંદા કરે જ. આ ઉપરાંત, ધોબી મોટા ઘરની દીકરી છે—મોટા ઘરની વહુ છે. વિધવા થયા પછી શું બીજાને ઘરે ચૂલો ફૂંકશે?

ચિંતેઈ સોઈએ પોતાના મનની નિર્બળતા દબાવીને કહ્યું—તારી પાસે ઘણી મિલકત છે. આ સંપત્તિ પર તારો અધિકાર ટકાવી રાખવા તારે એક દત્તક લેવો પડશે. તારા મૃત્યુ પછી પૂર્વજોને પિંડ કોણ દેશે?

ધોબીએ ઊંડો શ્વાસ લીધો. કેટલા કઠોર છે એના પિતા! એણે વિરોધ ન કર્યો. હિંમત જ ન ચાલી. એ બિલકુલ ચૂપ રહી.

—ચૂપ કેમ થઈ ગઈ?

ચિંતેઈ સોઈ એના જવાબની રાહ જોઈ રહ્યા હતા. ધોબીને મનમાં થતું હતું કે ચોખ્ખેચોખ્ખું થોડું સંભળાવી દે. નાયક-વંશના પૂર્વજોને પિંડ આપવા માટે આટલો ઉત્સાહ બતાવો છો, પણ આટલા બધા ગરીબો, કમનસીબોની જમીનો શા માટે છીનવી લીધી? એ લોકો તો ભૂખના માર્યા ગામ છોડી ગયા. સડકની ધારે પડચા પડચા મરી ગયા. એમના કુટુંબમાં બીજું કોઈ ન રહ્યું. એમના પૂર્વજોને પિંડ કોણ આપશે?

થોડી ક્ષણો પછી ધોબીએ કહ્યું—એટલી શી ઉતાવળ છે?

—ઉતાવળ જ કરવી જોઈએ, દીકરી. પરાયા છોકરાને પોતાનો બનાવવો એ મામૂલી વાત નથી. બાળપણથી એનો ઉછેર થશે તો આ ઘર પ્રત્યે એની મમતા વધશે. તને પણ એના પ્રત્યે પ્રેમ વધશે. વિદેઈ તો તારો ભાઈ છે. તમે બંને એક જ લોહીમાંથી પેદા થયાં છો. બહારથી જો કોઈને લાવીએ તો પ્રેમનું બંધન જેટલું મજબૂત હોવું જોઈએ તેટલું નહિ થાય. વિદેઈ જો તારો દત્તક બની જાય તો દીકરી! તમારી વચ્ચે અતૂટ બંધન બંધાઈ જાય.

ધોબીએ કહ્યું, આપ જે કંઈ કહો છો તે બરાબર છે, પણ મને વિચારવા માટે વખત આપો. પતિ, સાસુ, સસરા વગેરેના મૃત્યુ પછી તમે

મને ઘરે લઈ ગયા. એમને માટે શોક કરવાનો વખત પણ મને મળ્યો નહોતો. એમનાં કામ અધૂરાં રહી ગયાં છે. મને અહીં રહેવા દો ને માને સાથે લઈ જાઓ. જ્યાં સુધી એ મારી પાસે છે, ત્યાં સુધી મને નહિ સમજાય કે દુઃખ શું છે. પિતાજી! મને રડવાનો વખત નથી મળતો! મને અહીં રહેવા દો.

ધોબીએ પોતાના પિતાનો ચરણસ્પર્શ કરી નમસ્કાર કર્યા. ચિંતેઇ સોઈ એના માથે હાથ મૂકી બોલી ઊઠયા—દીકરી! આટલી અકળાય છે શા માટે? તું કહેશે તેમ જ થશે. તારી મા મારી સાથે આવશે. તું સંભાળીને રહેજે, જેથી મિલકત વેડફાઈ ન જાય. તું એ વિશે બરાબર ધ્યાન રાખજે. મિલકત એકઠી કરવી એ કેટલું અઘરું છે, તે તું નથી જાણતી. પણ જેણે ખરીદી છે, તે સમજે છે.

ધોબીએ કશો જવાબ ન આપ્યો. એને થયું કે જો ભૂખ્યાં-તરસ્યાંને ભોજન આપવામાં આવે, જેમની પાસેથી મિલકત છીનવી લીધી હોય એમને પાછી સોંપવામાં આવે તો મિલકત વેડફી ન કહેવાય. એમાં જો કંઈ વેડફાતું હોય તો એ છે માનવીનો ઘમંડ, એનો રોષ.

ચિંતેઇ સોઈએ કહ્યું, તારી પાસે શું નથી? તને શેની ખોટ છે? જેને જે પાછું આપવું હતું, તે તેં આપી દીધું. ગરીબો, કંગાળો ને ભિખારીઓ માટે મંદિરમાં કંઈક વ્યવસ્થા કરી છે. એવી વ્યવસ્થા પણ થઈ શકે કે રોજ જે કોઈ ભૂખ્યું-તરસ્યું આવે એને મંદિરમાંથી ભોજન મળી જાય. એટલું કરી દે એટલે બસ! બાકી તારી પાસે જે મિલકત છે એની બરાબર દેખરેખ રાખ.

થોડી ક્ષણો પછી ચિંતેઇ સોઈએ ફરી કહ્યું, ધોબી! તું હજી બાળક છે. તેં માણસોને હજી ક્યાં ઓળખ્યા છે? માણસ સરળ પ્રાણી નથી. જેના પર ઉપકાર કરીશ, એ જ આવીને તારી છાતીમાં ખંજર ભોંકશે. તેં સહાનુભૂતિથી જે લોકોને જમીન આપી છે, એ જ લોકો તારી નિંદા કરશે. જોજે—તેં જે કર્યું છે એ સ્વાભાવિક કામ નથી, ગાંડપણ છે, ગાંડપણ! તારા આ સારા કામ માટે લોકો તને બેવકૂફ કહેશે.

ચિંતેઇ સોઈની વાત સાંભળીને ધોબી કંઈ ન બોલી. એને ખબર હતી કે એણે જે કર્યું છે તે યોગ્ય જ છે. એને માટે નિંદા કે પ્રશંસાની

એ આશા નથી રાખતી. એની નિંદા કોણ કરશે? સારું કરવું કે ખરાબ એની શક્તિ માનવીના હાથમાં નથી. એ શક્તિ ભગવાનના હાથમાં છે. ભગવાન ઇચ્છે તો સારું પણ કરી શકે ને ખરાબ પણ. માનવી શું કરી શકે? ભગવાનની ઇચ્છા જ પૂરી થશે બીજા કોઈની નહિ. માનવીએ ઈશ્વર પર ભરોસો રાખી બીજા લોકોની સેવા કરવી જોઈએ. માનવીની સેવા એ જ ઈશ્વરની સેવા છે. જે માનવીની સેવા નથી કરતો એ દેવદ્રોહી થઈ જાય છે. એને જ દેવતાનો શાપ સહન કરવો પડે છે.

ધોબી મૂંગી થઈ ગઈ. થોડી વાર પછી ચિંતઈ સોઈએ કહ્યું — ઠીક છે, તારી ઇચ્છા હોય તો થોડા દિવસ અહીં રહે. તારી મા મારી સાથે આવશે. હરિ મહાંતિ પીઢ, અનુભવી માણસ છે. એના પર મને પૂરો વિશ્વાસ છે. તું એમને પૂછ્યા વિના કશું ન કરતી. એમના કહ્યા પ્રમાણે જ ચાલજે. હું વિચારું છું કે વિદેઈને તારી પાસે મૂકી જાઉં. તારી પાસે રહેશે તો ખૂબ રાજી થશે. તને એ ખૂબ ચાહે છે.

ધોબી હા કે ના, કશું ન બોલી.

ચિંતઈ સોઈએ અંતે પોતાની ઇચ્છા પ્રમાણે જ કર્યું. એમણે પાંચ વર્ષના વિદેઈને ધોબીની પાસે રહેવા દીધો!

પાંચ વર્ષનો છોકરો વિદેઈ જ્યારે ધોબી પાસે રહ્યો ત્યારે શરૂઆતમાં તો તે રાજી ન થઈ શકી. એને થયું કે વિદેઈને દત્તક બનાવવા માટેનું આ એક છળ છે. શરૂઆતમાં ધોબી વિદેઈ પ્રત્યે તિરસ્કાર સેવતી હતી. પણ વિદેઈ તો એક માસૂમ છોકરો હતો. એનો કુમળો ચહેરો, ચંચળ આંખો, વીજળી જેવી ગતિ જોઈને ધોબીને થયું, પોતે કેવી ભૂલ કરી છે! એ કોના પ્રત્યે નફરત કરે છે? એક માસૂમ બાળક પ્રત્યે? વિદેઈ તો પોતાનો ભાઈ છે, પોતાનું જ લોહી છે. કેટલો ખુશ થઈને રમે છે! હાથ લંબાવતાં જ ખિલખિલાટ હસતો આવે છે અને ખોળામાં છુપાઈ જાય છે.

ધોબી વારંવાર વિદેઈને ધ્યાનથી જોતી હતી. એના કોમળ લાલ હોઠ પર હાસ્યની રેખા દોડી જતી હતી. 'આપા' કહીને જ્યારે એ હસતો-કૂદતો ત્યારે ધોબી પુલકિત થઈ જતી. વિદેઈને એ ખોળામાં લઈ છાતી

સરસો ચાંપી દેતી. એના ગાલ ચૂમી લેતી. એને ખભે બેસાડી ખુશીથી નાચી ઊઠતી ને સાથે સાથે આંખમાંથી આંસુ પણ સારતી.

ધોબીની એકલતાનો એકમાત્ર સહારો હતો વિદેઈ. એ જ હતો ધોબીનો એકમાત્ર મિત્ર. ઘરમાં નોકરચાકર હતા, પણ ધોબી પોતે જ વિદેઈની સારસંભાળ લેતી હતી. એ પોતાને હાથે એને ખવડાવતી-પિવડાવતી. પોતાના ખોળામાં એને સુવાડતી. દિવસ દરમ્યાન, વિદેઈને જાતજાતના પોશાકમાં સજાવીને જોતી. પછી એને છાતીએ ચાંપી આંખો મીંચી દેતી. એને જોતાં જોતાં એ પોતાની જાતને પણ ભૂલી જતી. એના મનમાં માતા બનવાની પ્રબળ ઇચ્છા જાગતી. વિદેઈને છાતી સરસો ચાંપીને જ એની આ ઇચ્છા થોડીક ક્ષણ પૂરતી પૂરી થઈ જતી.

હા, માત્ર ક્ષણભર.

ધોબી ચમકી જતી. એની છાતી કંપી ઊઠતી. જાણે એની માતૃત્વની ભાવના પોકારી ઊઠતી—સર્જન કરવું એ જ મારો હક છે. સર્જન જ મારી સ્વાભાવિક ઇચ્છા છે.

વિદેઈને ખોળામાંથી ઉતારી ધોબી એને થોડે દૂર ઊભો રાખી દેતી. એની ચંચળ આંખોમાં પોતાની આંખો પરોવી એ થોડી વાર ઊભી રહેતી. પછી એના મનમાં એક અજ્ઞાત આશંકા પેદા થઈ જતી. એ પૂજાની ઓરડીમાં ચાલી જતી. દરવાજો બંધ કરી એ રાધા-માધવના ચરણોમાં માથું નમાવી આંખમાંથી આંસુ સારતી.

ધોબી પોતાના પતિને યાદ કરતી. એની પાસે સઘળી લાજ-શરમ નેવે મૂકી એ સ્વર્ગનું સુખ માણતી હતી. મા બનવાની સ્વાભાવિક ઇચ્છા એના મનમાં જાગી હતી. પતિદેવ તો ગુજરી ગયા હતા. એમના મૃત્યુનું હવે દુઃખ નહોતું. એને થતું કે મા બનવાની એની ઇચ્છા અપૂર્ણ રહી ગઈ છે. આ જ એના દિલનું દર્દ હતું, ને એને સતત સતાવતું હતું. આ દુઃખથી એ તરફડતી ને દેવતા પાસે જઈ આંસુ સારતી.

મનના ઊંડાણમાં ધોબી સનિયા વિશે વિચારતી. વીતેલા દિવસોની ઘણી વાતો યાદ આવતી હતી. શિવરાત્રિને દિવસે—એ નિર્જન ઘરમાં સનિયાએ એને સ્પર્શ કર્યો હતો. એના સ્પર્શથી ધોબીનું દિલ ધ્રૂજી ઊઠ્યું હતું.

ધોબીને શરમ આવતી હતી. એને થતું કે પોતે સનિયાના મનમાં એવી ઇચ્છાઓ જગાવી હતી જે પૂરી કરી શકાય તેમ નહોતું. એને અફસોસ થતો હતો. અંતે એણે એવું શા માટે કર્યું? આવું વિચારતાં જ એ બેચેન થઈ જતી. ને બેચેનીને કારણે વધુ વખત ઓરડામાં બેસી શકતી નહિ. બહાર નીકળી એ હરિ મહાંતિને બોલાવતી.

— તળાવ ખોદવાનું કામ કેટલે પહોંચ્યું? ધોબીએ હરિ મહાંતિને પૂછ્યું.

જવાબ આપતાં પહેલાં હરિ મહાંતિએ એના ચહેરા પર નજર દોડાવી. ધોબી જાણે રડતી હતી. મહાંતિને થયું, એના મનમાં શેની ચિંતા છે? એમને કશું સમજાયું નહિ. એમણે કહ્યું — કામ તો ચાલે છે.

— મજૂરોના ખાવાપીવાની તો બરાબર વ્યવસ્થા થઈ છે ને?

— હા, દીકરી, મંદિરમાં નવું રસોડું બનાવ્યું છે. ત્યાંથી જ બધા મજૂરોને ભોજન મળે છે. કોઈને કશી તકલીફ નથી.

— હું જાતે જોવા માગું છું.

ઘરનું કામ પતાવી હવે ધોબી બહારનું કામ પણ જોવા લાગી. લોકો શું કહેશે કે કેવી કેવી અફવા ફેલાવશે, એ તરફ એણે ધ્યાન ન આપ્યું. એ સવાર-સવારમાં પોતાનું કામ પૂરું કરી વિદેઈની સંભાળ લેતી હતી. વિદેઈને નોકર પાસે મૂકી એ નીકળી પડતી. ઘરે ઘરે જઈ લોકોના ખબર-અંતર પૂછતી. ગામમાં કોઈ ભૂખ્યું હોય તો કોઈ માંદું. એવાયે લોકો હતા, જેમનાં છાપરાં સમાં નહોતાં થયાં. દર વર્ષે એક વાર છાપરાની મરામત થવી જોઈએ. કોઈકની દીકરીનાં લગ્ન નહોતાં થતાં, કારણ કે હાથમાં પૈસા નહોતા. ધોબી બધાના ખબર પૂછતી. આ ઉપરાંત તળાવમાં કાદવ કઢાવવો, કૂવાઓની મરામત કરાવવી, ગામના કાદવવાળા રસ્તાઓ ઠીક કરાવવા વગેરે જાતજાતનાં કામ ધોબીને કરવાં પડતાં હતાં.

થોડા મહિનામાં જ ધોબીએ આખા ગામના લોકોને અપનાવી લીધા. એની નજરમાં આખા ગામના લોકો એના કુટુંબના સભ્યો જેવા હતા. એ કોઈનું દુ:ખ જોઈ શકતી નહોતી. ગામના લોકોએ પણ ધોબીને અપનાવી લીધી હતી. ધોબીની વાત બધા માનવા લાગ્યા હતા. બધાને આશ્ચર્ય થતું હતું કે આટલી નાની ઉંમરમાં આટલી બધી અક્કલ શી રીતે આવી?

ધોબી નિષ્ઠાવાન જીવન વિતાવતી હતી. ગાય, બ્રાહ્મણ પ્રત્યે સન્માન

દાખવવું, દેવતા પ્રત્યે ભક્તિ, નાતજાતના નિયમ પ્રમાણે સૌની સાથે સારું વર્તન રાખવું, વગેરે પોતાની ફરજ સમજતી હતી. એ વિચારતી કે સમાજમાં ઊંચનીચ, જાતિના ભેદભાવ, અમીરગરીબના ભેદ તો રહેવા જોઈએ. નહિ તો સનાતન હિંદુ ધર્મનું શું મૂલ્ય રહે? જો બધા લોકો સમાન થઈ જાય, બધા સુખમાં રહે તો શાસ્ત્રોમાં આપેલી કર્મફળની નીતિ પર કોઈને વિશ્વાસ નહિ રહે. લોકો નીતિમાં નહિ માને તો પાપ-પુણ્ય, ધર્મ-અધર્મનો ભેદ પણ નહિ રહે. પછી સમાજ પણ નહિ ટકી શકે.

ધોબી પુરાણો વાંચતી, બ્રાહ્મણોને મોંએ શાસ્ત્ર-ઉપદેશ સાંભળતી. એક વિધવાએ જે રીતે રહેવું જોઈએ એ રીતે જ રહેતી હતી. સૌને ખુલ્લા દિલે, ઉદાર હાથે મદદ કરતી હતી. સૌને પોતાના માનતી હતી.

ધોબીની પ્રશંસા ચારે તરફ ફેલાઈ ગયેલી. લોકો કહેતા, ધોબીને ધન્ય છે. પણ હરિ મહાંતિ ખુશ નહોતા. તેઓ નિરાશ થઈ ગયા હતા— એમને લાગતું હતું કે ઘરની મિલકત નકામી વેડફાઈ રહી છે. દિવસે દિવસે મિલકત ઓછી થતી જાય છે. એમની નજરમાં ધોબી બાળક હતી. એમને થતું કે કાચી વય હોવાથી ધોબી બધી વાત બરાબર સમજી શકતી નથી. પણ તેઓય સમજાવવાની હિંમત નહોતા કરતા. તેમને ખબર હતી કે વધુ સમજાવવાથી ધોબીના મનમાં દુઃખ થાય છે. એ રડી પડે છે. પરિણામ એ આવે છે કે વધુ નાણાં વેડફી દેવા માટે એનું મનોબળ વધી જાય છે. ક્યારેક ક્યારેક એને થતું કે ગરીબ મજૂરોને બોલાવી, જમીન મફત આપી દે. આ બધી વાતો એ ચિંતેઈ પણ લખી શકતા નહોતા. સોઈજી પણ શું કરશે? લાલપીળા થઈ, પોતાની જાત પર ચિડાઈને ચૂપ બેસી રહેશે. આજકાલનાં છોકરાંઓ તો જે ધારે તે જ કરે છે. કોઈની વાત ઓછી માને છે?

આમ વિચારી હરિ મહાંતિ મૂગા રહ્યા— એમણે કોઈને કશું ન કહ્યું.

એક દિવસ પરિયાની મા ગામમાં આવી. પુનીએ એને બોલાવી પોતાના ભાઈ સનિયા વિશે ઘણું બધું પૂછ્યું. એણે જાણ્યું કે સનિયો નાતમાં દાખલ થઈ ગયો છે, ઘર બનાવ્યું છે, મહાદેવના મંદિરની પાસે જમીનદારની જમીન લઈ ખેતી કરી રહ્યો છે. હવે એને ત્યાં ઘણા મજૂરો કામ

કરતા હતા. એનો સનિયોભાઈ સુખમાં હતો—સગી બહેન પુની આ ગામમાં રહે છે. પણ એ કદી એની ખબર કાઢવા આવ્યો નહોતો.

પરિયાની મા ચાલી ગઈ. પુની પોતાના સનિયાભાઈ વિશે ને પોતાને વિશે વિચારવા લાગી. એનો ભાઈ જાણી-જોઈને એને ભૂલી ગયો હતો. નીચલી જાતમાં જવું ને મરી જવું સરખું જ છે ને!

સનિયાની નજરે પુની મરી ગઈ હતી. સનિયો કદી પુનીનું નામ નહોતો લેતો. એના વિશે એ કદી વિચારતો પણ નહોતો. તો પુની શા માટે સનિયા વિશે વિચારે? એને એક વાર જોવા ખાતર એ શા માટે તડપે? વિષ્ણુપુર જવાની એને ખૂબ ઇચ્છા થતી હતી. એણે પોતાના મનની વાત મધિયાને કહી હતી. મધિયાએ ના નહોતી પાડી. પણ એ જઈ શકી નહોતી. એને ડર લાગતો હતો કે જો સનિયો એની સાથે વાત ન કરે, માન ન દાખવે તો એ શું કરે? ગામના લોકો પણ એને પૂછશે, પુની, તું અછૂત બાઉરીના ઘરમાં ગઈ? કૂવો કેમ ન પૂર્યો કે તળાવમાં પડીને આત્મહત્યા કેમ ન કરી લીધી? શું કરે? કોને પોતાનું મોં બતાવે?

ઘણી વાર એને થતું કે લોકોની નિંદાથી બચવા ખરેખર આત્મહત્યા કરી લઉં. પણ આ વિચાર આવતાં જ એની છાતી ધડકવા માંડતી. એ ખૂબ ગભરાઈ જતી. મધિયાનો સુંદર ચહેરો, એનું મજબૂત શરીર એની આંખ સામે નાચી ઊઠતાં.

મધિયાને એકલો મૂકી એ કેવી રીતે મરી શકે?

હવે પુનીથી ન મરાય. એના પેટમાં મધિયાનો આત્મા હતો. પુનીના મનમાં મા બનવાની ઇચ્છા રમતી હતી. મધિયો પણ આ જાણતો હતો. વ્યાકુળ થઈને એ પુનીને જોતો. એની આંખોમાં આંખ પરોવતો. શરમથી પુની માથું ઝુકાવી દેતી. મધિયો કંઈ કેટલાયે સવાલો પૂછી નાખતો, અનાડીની જેમ. પુની હસતી. કશો જવાબ નહોતી આપી શકતી.

પુની હસતી હસતી મધિયાની પાસેથી દોડીને નાસી જતી. મધિયો તોય એની પાછળ દોડતો. પુનીનો પાલવ પકડતો. પુની ઓરડાની અંદર ચાલી જતી. ખરેખર, પુની કેટલી સુંદર લાગતી હતી! આવી સુંદરતા એણે બીજે ક્યાંય નહોતી જોઈ. મધિયો સમયે-કસમયે પુનીને પકડી લેતો, ને પોતાની તરફ ખેંચી લેતો.

પુનીએ મરવાનો વિચાર છોડી દીધો હતો.

જ્યારથી ધોબી દુર્ગાપુરથી આવી, પુની નાયકના ઘર તરફ નહોતી જતી. એને ખૂબ શરમ આવતી હતી. ગામના બીજા લોકો પાસેથી પુનીએ ધોબીની પ્રશંસા સાંભળી હતી. એ સાંભળીને એને ખૂબ ઈર્ષ્યા આવતી. પેલી ચિતેઈ સોઈની છોકરી ધોબી, એની બાળપણની સખી, આજે લાખોની માલિક છે, ને પોતે...?

મધિયો પણ શેઠાણીનાં વખાણ કરતો હતો. પુની બધું સાંભળતી, પણ ચૂપ રહેતી હતી.

એક દિવસ મધિયાએ ધોબીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી, બે એકર જમીન માગેલી. ધોબીએ ના નહોતી પાડી. મધિયાને જમીન મળી ગયેલી. ખેતી માટે બે બળદ પણ મળ્યા હતા. ધોબીના ઘરના બીજા નોકરચાકર, અછૂત મધિયાનું સદ્ભાગ્ય જોઈને આશ્ચર્ય પામતા હતા. એ લોકો કહેતા — શેઠાણીને મધિયો ઘણો વહાલો છે. તેના તરફ એમને ખૂબ સહાનુભૂતિ છે. એના પર ઘણો વિશ્વાસ છે.

એ સાચું હતું. ધોબીને મધિયા તરફ ઘણો સ્નેહ હતો. એના પર ઘણો ભરોસો હતો. એ કહેતી, મધિયો ભલે અછૂત બાઉરી જાતનો છે, પણ એનામાં છે તાકાત ને હિંમત. મધિયાના મનમાં દયા, ધર્મ ને પ્રેમ છે. રસ્તે પડેલી એક અજાણ છોકરીને એણે મદદ કરી છે. સમાજની સામે થઈને એણે એક ભિખારણને અપનાવી છે. નથી કોઈની મજાકની પરવા કરી, નથી કોઈની ધમકીથી ડર્યો.

જરૂર પડયે ધોબી મધિયાને બોલાવતી, ને કહેતી, અરે મધિયા! ધર્મશાળાનું કામ શું અધૂરું રહી જશે? હજી બીજા માણસો જોઈએ. વરસાદના દિવસો આવે છે. કાચી ઈંટો પડી છે, ભઠ્ઠીમાં પકાવીશ નહિ, તો બધી સાફ થઈ જશે.

— આપ ચિંતા ન કરો, માતાજી! હું બધું બરાબર કરી દઈશ. મધિયો કહેતો.

મધિયાને મોંએ 'માતાજી' સાંભળી, ધોબી ચમકી જતી. મધિયો પુનીનો પતિ છે. એનું સુદૃઢ શરીર — મજબૂત હાથોને જોઈ ક્ષણભર માટે ધોબી મુગ્ધ થઈ જતી. પછી નજર ચૂકવી, બીજી જ વાત કરતી.

મધિયો ઘણો મહેનતુ હતો. તડકો હોય કે વરસાદ—એ કામ કર્યા કરતો. ધોબીને એ ખબર હતી ને એ રાજી થતી. ઈંટના ભઠ્ઠામાં આગ પેટાવાઈ ગઈ હતી. ધર્મશાળાનું છાપરું થઈ ગયું હતું. ધોબી જ્યાં પણ નજર દોડાવતી, જોતી કે મધિયો કામ કરી રહ્યો છે. એને જરાય આળસ નહોતી. બીજા મજૂરોની માફક એ વાતોમાં વખત બરબાદ નહોતો કરતો. એનું શરીર પરસેવે રેબઝેબ થઈ ગયેલું. ધોબીને થયું મધિયાને ખૂબ અકળામણ થતી હશે. એણે એને પાસે બોલાવ્યો—મધુ! જરા અહીં આવ તો!

ધોબી આગળ ચાલતી હતી, ને મધિયો પાછળ ચાલતો હતો. ધોબીનો હાથ પકડી વિદેઈ દોડતો હતો. ધોબીએ પાછા વળીને જોયું ને કહ્યું—અરે મધુ! તેં તો સવારથી કશું ખાધું નથી. કપાળેથી પરસેવો લૂછી મધિયાએ કહ્યું—મેં સવારે તો, ગઈ કાલે રાતે બનાવેલો કણકીનો રોટલો ખાધેલો.

અચ્છા, ભલે ભલે. લે આ ચાર ચોસલાં* છે, ખાઈ લે. ધોબીએ ચોસલાં આપી દીધાં.

ધોબી જ્યારે 'ચાર' કહે ત્યારે હોય દસ કે બાર. બધાં ચોસલાં પોતાના ધોતિયામાં બાંધી મધિયો બહાર આવતો રહ્યો પણ ખાતાં પહેલાં જ એને પુની યાદ આવી ગઈ, એને થયું, કેવી સ્વાદિષ્ટ ચીજ છે! પુનીના મોંમાં મૂક્યા વિના કેવી રીતે ખવાય? પુની એની રાહ જોતી હશે. મારા પહેલાં એ ક્યારેય નથી ખાતી. એ માટે તો કેટલીય વાર ઝઘડો થઈ ગયો છે. વારંવાર કહેવા છતાં એ ખાતી નહિ, ને રાહ જોયા કરતી.

—અરે મધુ! ખાઈ લે, મીઠાઈ ધોતિયામાં કેમ બાંધી દીધી? ધોબીએ કહ્યું.

મધિયાએ કશો જવાબ ન આપ્યો શરમથી માથું ઝુકાવી દીધું.

—અરે ખાઈ લે ને! ઘરે લઈ જવી છે? અરે, અમારે ત્યાં એની શી ખોટ છે? બીજી આપીશ, ખાઈ લે!

મધિયો ધીમે અવાજે બોલ્યો—હું નાહ્યો નથી, માતાજી!

ધોબી મધિયાના દિલની વાત સમજતી હતી. એને થયું કે મધિયો

---

*ચોખા, ખાંડ, ઘી તથા નાળિયેરની બનેલી મીઠાઈ.

ખરેખર સુખી છે. એ બોલી — અરે મધુ ! પુની અમારે ત્યાં કેમ નથી આવતી ? એ તો મારી બાળપણની સખી છે. એને અહીં લઈ આવજે.

સમાજના કઠોર નીતિ-નિયમોનો ધોબીને ડર લાગતો. પુની વિશે એ વધુ કંઈ પૂછતી નહિ.

— મધુ ! તું તો ખૂબ ગરીબ છે. તારી પાસે કપડાં પણ નથી. તારા શરીર પર એક ફાટેલા ધોતિયા સિવાય કશું નથી.

— હું ખૂબ ગરીબ છું માતાજી ! મજૂરી કરીને, આપની પાસેથી જે કંઈ લઈ જાઉં છું. એનાથી પેટ પણ નથી ભરાતું. કપડાં ક્યાંથી લાવું ?

— અચ્છા, ઊભો રહે !

ધોબી અંદર જઈ એક ધોતિયું ને એક સાડી લઈ આવી. ને બોલી — લે, એક જૂનું ધોતિયું છે. એ તું પહેરજે. ને આ જૂની સાડી તારી ઘરવાળીને આપજે. બરાબર છે ?

મધિયો એટલો આભારવશ — એટલો રાજી થઈ ગયો કે ધોબીના પગમાં પડી ગયો ને બોલ્યો — આપ તો ગરીબોની મા છો, માતાજી !

ધોબી બીજું કશું સાંભળવા નહોતી માગતી. આંસુઓથી એની આંખો છલકાઈ જતી. ને એ અંદર ચાલી જતી. બીજા નોકરચાકરને ઈર્ષ્યા આવતી. એ જૂનાં કપડાં નહોતાં. જૂનાં કહીને આપેલાં એ એકદમ નવાં હતાં. નીચલી બાઉરી કોમના મધિયા પર માતાજીનો આટલો પ્રેમ કેમ છે ? લોકોને આશ્ચર્ય થતું. જાતજાતની વાતો વહેતી. લોકોના મનમાં શંકા પડતી. મધિયા પર આટલો પ્રેમ શા માટે ? તે એક સુંદર નવયુવાન છે એટલે ને ?

મધિયો દોડતો ઘરે પહોંચી ગયો. જોયું તો હથેળી પર ગાલ ટેકવી પુની એની જ રાહ જોતી હતી.

પુની મધિયાને જોઈ હસતી તો ખરી, પણ દિલના ઊંડાણમાં એ રાજી નહોતી થતી. એને ખબર હતી કે ધોબીએ એમને જમીન આપી છે, અનાજ આપ્યું છે. ને કેટલીય જાતની મદદ પણ કરી છે. એના કુટુંબનું દળદર મિટાવવાનો પ્રયત્ન કર્યો છે. પણ પુની બહુ ખુશ થઈ શકતી નહોતી. મધિયાને મોંએ ધોબીનાં ખૂબ વખાણ સાંભળતી. એને ખબર

હતી કે મધિયા પ્રત્યે ધોબીને ઘણો પ્રેમ છે. એ ભલા, કંઈ આનંદની વાત હતી? પુનીને મનમાં તો થતું કે મધિયાને લઈ એ ક્યાંક દૂર ચાલી જાય, ખૂબ દૂર, જ્યાં ધોબી ન હોય.

ધોબી આ ગામમાં ઘણા દિવસોથી આવેલી. એણે ઘરે-ઘરે જઈને લોકોના સુખદુઃખના ખબર-અંતર પૂછેલા. બાઉરી લોકોના વાડામાં પણ એક વાર આવી હતી. પણ ધોબીને જોતાં જ પુની દરવાજો વાસી ઘરમાં સંતાઈ ગઈ હતી. લોકોએ કહેલું પણ ખરું — આ મધિયાનું ઘર છે. પણ ધોબીએ નજર પણ ન નાખી. એ આગળ ચાલી ગઈ.

બારણાની તિરાડમાંથી પુનીએ બધું જોયેલું ને આંખોમાંથી આંસુ સારેલાં.

ધોબીને શું પુનીના સમાચાર નહોતા મળતા? એને બધી ખબર હતી. પણ લોકો નિંદા કરશે એ ડરથી, કે નફરતના કારણે જ એ પુનીને મળવા નહોતી માગતી. પુની શી રીતે ધોબીને મળવા જાય? ને શા માટે જાય? ને જાય તો પણ એની ઓશરીની નીચે ઊભા ઊભા વાત કરવી પડશે. ધોબીને 'માતાજી' કહીને બોલાવવી પડશે. આ બધું પુનીથી થશે?

આ જ કારણે, મધિયાએ હજાર વાર કહ્યું તોય પુની ધોબીને ઘરે ગઈ નહોતી. કંઈ ને કંઈ બહાનું કાઢી ઘરે રોકાઈ રહેતી.

એક દિવસ મધિયાએ ખૂબ સમજાવીને કહેલું, પુની ગમે તે થાય, તારે ધોબીને ત્યાં એક વાર તો જવું જ પડશે. માતાજીને મળી પાછી ચાલી આવજે. એ તો લક્ષ્મી જેવી દેવી છે.

જાણે પુનીની છાતીમાં કોઈએ ખંજર ભોંકી દીધું! થોડા વખત પહેલાંની વાત એને યાદ આવી. ચિંતેઈ સોઈ તો નીચલી નાતના હતા. આ જ કારણે પુનીના પિતાએ પોતાના દીકરા સનિયા સાથે ધોબીનાં લગ્ન કરાવવાની ના પાડી દીધી હતી. એ જ ધોબી છે! થાય છે, જાણે આ બધું હજી કાલે જ બન્યું છે.

હવે ધોબીની સામે એક નોકરાણીની જેમ પુની ઊભી રહે?

મધિયાને પુનીએ કશો જવાબ ન આપ્યો. એણે એમ પણ વિચાર્યું કે આ દુનિયામાં હમેશ માટે કોણ મોટું રહ્યું છે? સમય આવે છે ને દુનિયા બદલાઈ જાય છે. જેને આધારે પુની જીવે છે એ મધિયાએ ધોબીના

પગ પકડ્યા હતા. બનેઈ પરિડાની દીકરી—સનિયાની બ્હેન તરીકે હવે એ નહોતી જીવતી. એ તો છે પુની, જે રસ્તાની ધારે મરવા પડેલી. અછૂત મધુ ભોઈ એને ઊંચકીને પોતાને ઘરે લાવ્યો હતો. એ પુનીને હવે માન શું? અભિમાન શું?

હા, પુનીને થયું, પોતે ધોબીને મળવા જશે.

મધિયો આ સાંભળીને ખૂબ રાજી થઈ ગયો.

ત્રણ વર્ષ પછી—

ઈશ્વર જાણે ક્યારે શરૂ થયેલો આ સમય—વર્ષ, માસ, દિવસ, ક્ષણ...અને ક્યારે પૂરો થશે...?

ખરેખર સમયનો નથી કોઈ આદિ, નથી અંત. મનુષ્યની કલ્પના પણ એવી જ છે—અનંત! આ અનંતની કલ્પનામાં કેટલીય દુનિયા રજકણની માફક ઊડે છે ને કલ્પનાના વાતાવરણમાં ખતમ થઈ જાય છે. મહાકાળની વ્યાપકતામાં માનવ સંસ્કૃતિનો ઇતિહાસ તો કદાચ બે દિવસનો મામલો છે. આ હિસાબે ત્રણ વર્ષ તો કંઈ વિસાતમાં નથી.

પણ સનિયા માટે આ ત્રણ વર્ષનો ગાળો ઓછો નહોતો. એ વિચારતો હતો કે વર્ષના દરેક દિવસ એને મહેનત કરવી પડેલી, તડકામાં કે વરસાદમાં એને ખેતરે જવું પડેલું. રાતની ઊંઘ હરામ કરી એણે તનતોડ મહેનત કરેલી. ગામમાં હોળી, દશેરા, રામનવમી વગેરે ઉત્સવો ધૂમધામથી ઊજવાયેલા. પણ સનિયાએ માત્ર ઉઘરાણામાં પોતાનો ફાળો જ આપેલો. બસ! લોકોના આનંદોત્સવમાં ભાગ નહોતો લીધો. એનો બધો સમય ખાલી ખેતરમાં મહેનત કરવા ને બળદોને ખવડાવવા-પિવડાવવામાં જ વીતી ગયો હતો.

સનિયાએ એક પંદર વર્ષના અનાથ મુસલમાન છોકરાને પોતાના ઘરમાં જગ્યા આપી હતી. એનું નામ હતું રહીમ. કોગળિયામાં ઘણા લોકો મરી ગયા. રહીમનાં બધાં કુટુંબીઓ ગુજરી ગયેલાં. એક લાકડીને આધારે અહીં તહીં ભટકીને એ ભીખ માગતો હતો. એના મુડદાલ શરીરમાં સનિયાએ જ નવું જીવન સીંચ્યું હતું. હવે રહીમ સનિયાનો સૌથી વધુ

ઈમાનદાર નોકર બની ગયો હતો. રહીમ હતો એનો મિત્ર અને એનો સહારો. વિશુ સામલ પણ સનિયાનો બાંધેલો મજૂર હતો. દર વર્ષે એ ભથ્થું લેતો ને ખૂબ ઈમાનદારીથી કામ કરતો.

રહીમ ને વિશુની મદદ લઈને સનિયાએ ત્રણ વર્ષ સુધી કામ કર્યું હતું. મહાદેવના મંદિર પાસે જે જમીન હતી એ સનિયાએ આ લોકોની મદદથી જ સમથળ કરી હતી. હવે આ જમીન એક વાડી બની ગયેલી. વાડીમાં હમેશાં કેળનાં ઝાડ ઊગેલાં રહેતાં, એ ઉપરાંત જમીનમાં પણ જાતજાતનાં શાકભાજી—બટાટા, રીંગણ વગેરે થતાં. મગફળી ને તમાકુ પણ એની જમીનમાં થતાં હતાં. નીચાણમાં આવેલી જમીનમાં એ અનાજનો પાક લેતો. લોકો સનિયાની જમીન, એની વાડી જોઈને દંગ રહી જતા. લોકો કહેતા કે સનિયો જમીનની છાતી ચીરીને ધન કાઢે છે. હવે એની પાસે દસ ને બદલે વીસ એકર જમીન હતી.

પણ આટલી બધી જમીનજાગીર કમાવા છતાં સનિયાના મનમાં સુખ નહોતું. એ વિચારતો, આટલી મિલકત ભેગી કરીને એ શું કરશે? જેને માટે એ આટલું ધન કમાયો છે એ ક્યાં છે? દુર્ગાપુરથી આવતા ઘણા લોકો પાસેથી સનિયાએ ધોબીની પ્રશંસા સાંભળી હતી. ધોબીએ મંદિર બંધાવ્યું હતું. ગરીબ નિરાધાર માટે આશ્રમ ખોલ્યો હતો. ભૂખ્યાને અનાજ આપ્યું હતું ને નિરાધારોને રહેવાની જગ્યા આપી હતી. દુકાળમાં સપડાયેલાં લોકો ગામમાં પાછાં આવતાં તો ધોબી એમને મદદ કરતી ને અછૂતો સાથે આદરથી વર્તતી.

દુર્ગાપુરમાં દુષ્કાળપીડિત ઘણા લોકો આવી વસ્યાં હતાં. આ લોકોમાં નાતજાતના કોઈ ભેદ રહ્યા નહોતા. બ્રાહ્મણ-ક્ષત્રિય તથા હરિજન બધા એક જાતિના માણસ બની ગયા હતા. લોકો ભલે એમના તરફ તિરસ્કારથી જોતા હોય, ધોબીને એમના તરફ ઘણી સહાનુભૂતિ હતી.

ધોબી એ લોકોનું ધ્યાન તો રાખતી, પણ એમનાથી કાળજીપૂર્વક દૂર પણ રહેતી. એની નજરે આ લોકોની કાયા અપવિત્ર થઈ ગઈ હતી. એ લોકો હિંદુ હતા ખરા, પણ અછૂત થઈ ગયેલા. ધોબી હિંદુ ઘરની ઉચ્ચ જાતિની પુત્રી હતી. હિંદુ ઘરની વિધવા હતી. વિધવાએ જે રીતે વર્તવું જોઈએ એ રીતે જ ધોબી વર્તતી.

સનિયાએ આ બધુ સાંભળેલું ને રાજી થયો હતો. ક્યારેક ક્યારેક એ વિચારતો કે ધોબીને એક વાર મળી લેવાય તો? પણ હિંમત નહોતી ચાલતી. લોકો શું માનશે? ચિંતેઇ સોઇ પોતે પણ ધોબી તરફ શંકાની દૃષ્ટિથી જોતા હતા. દુનિયાને એમણે કહેલું કે ધોબીએ વિદેઇને દત્તક લીધો છે. પણ ધોબી તો બધી મિલકત પોતાની મરજીથી ઉડાવતી હતી. ધોબીના આ ગાંડપણને એ શી રીતે સહન કરી શકે?

સનિયાને ખબર હતી કે ચિંતેઇ સોઇએ ધોબીને વિષ્ણુપુર પાછી લાવવા માટે અથાગ પ્રયત્ન કર્યા હતા. પોતાની માની ક્રિયા વખતે એમણે પાલખી મોકલી હતી, પણ ધોબી ન આવી. એણે માંદગીનું બહાનું કાઢ્યું હતું. વિષ્ણુપુર ન આવવા છતાં ધોબીએ જ ક્રિયાનો બધો ખર્ચ આપ્યો હતો. એના ગુમાસ્તા હરિ મહાંતિએ જ બધી જવાબદારી ઉપાડી હતી.

ધોબી ન આવવાથી ચિંતેઇ સોઇની સ્થિતિ સાપે છછુંદર ગળ્યા જેવી થઇ. સાપની માફક એ તરફડિયાં મારતા હતા. પણ કશું કહી શકતા નહોતા. કહે પણ શું? એક દિવસ જઇ વિદેઇને સાથે લઇ આવ્યા. ધોબીએ કશો વાંધો ન ઉઠાવ્યો. પણ થોડા દિવસો પછી ચિંતેઇ સોઇએ વિદેઇને પાછો દુર્ગાપુર મોકલી દીધો હતો.

સનિયો જાણતો હતો કે બાપ-દીકરીનાં મન ખાટાં થઇ ગયાં હતાં. બંનેને બનતું નહોતું. ચિંતેઇ સોઇને થતું કે ધોબીને જો કોઇ રીતે વિષ્ણુપુર લઇ અવાય તો બધી સંપત્તિ પાછી મારા હાથમાં આવી જાય. એ માટે તેઓ સતત પ્રયત્ન કરતા હતા. સોઇએ વિચાર્યું કે સનિયા તરફ એમણે તે દિવસે જે વર્તાવ કરેલો એનાથી ધોબીને ઘણું ખરાબ લાગ્યું હતું. તે દિવસથી જ ધોબીએ વિદ્રોહ કર્યો હતો. સનિયાએ આવું પ્રહરાજ પાસેથી સાંભળ્યું હતું.

સનિયાને એનો પુરાવો પણ મળી ગયેલો. એક વર્ષ પહેલાં એક દિવસ ચિંતેઇ સોઇ સનિયાને ઘરે આવેલા. એમણે સનિયાનાં ઘણાં વખાણ કરેલાં. એમણે કહેલું, અરે, સનિ! તારી પાસે તો બળદ પણ છે, નોકર-ચાકર પણ છે. તારા બાપે મને જે જમીન વેચેલી, એ તું પટ્ટા પર લઇ લે.

સનિયાએ કશો જવાબ ન આપ્યો. એને થયું, જે જમીન મેં મારા હાથે ખોદી છે, એમાં ખેતી કરવા માટે તો મારી પાસે સમય નથી. હું

વધારાની જમીન લઈને શું કરું? પણ હા, એ જમીન મારા પૂર્વજોની છે. જો વેચવા ઇચ્છતા હો તો હું પૈસાની વ્યવસ્થા કરી ખરીદી લઉં. સનિયાએ પોતાના મનની આ વાત ચિંતેઇ સોઇને કહી પણ દીધી.

પણ ચિંતેઇ સોઇએ કશો જવાબ આપ્યો નહોતો.

બીજા એક દિવસની વાત છે. મહાદેવના મંદિરના ચોગાનમાં, પ્રહરાજની હાજરીમાં જ ચિંતેઇ સોઇએ સનિયાને જોઇને કહેલું — અરે સનિ! તારી ઉંમરનો તો વિચાર કર! ઉંમર તો વધતી જાય છે, હવે લગનબગન કરી લે. કેમ પ્રહરાજજી? ભગવાને તારું કિસ્મત તો બદલી નાખ્યું છે, હવે શેની ચિંતા છે?

ચિંતેઇ સોઇ સનિયાના કલ્યાણની કામના શા માટે કરતા હતા? સનિયા તરફ આટલી સહાનુભૂતિ શા માટે દાખવતા હતા? એમને ખબર હતી કે ધોબી સનિયાને જ ચાહે છે. સનિયો પોતાના દિલની વાત ભલે કોઇને ન કરતો હોય, પણ એય ધોબીને જ પ્રેમ કરતો હતો. ધોબીની માએ આ બાબત વિશે ઘણી વાર ચિંતેઇ સોઇને કહ્યું હતું. પણ ચિંતેઇ સોઇએ એમનું માન્યું નહોતું. પણ ચિંતેઇના મનના ઊંડાણમાં પૂરી શંકા હતી. સનિયા વિશે એ બરાબર ખબર રાખતા હતા. લોકોને પૂછતા — સનિયો દુર્ગાપુર જાય છે? દુર્ગાપુરથી કોઇ માણસ સનિયાને ઘરે આવે છે? જેમને ચિંતેઇએ આ વાત પૂછેલી, એમણે બીજા લોકોને એ કહી દીધેલી. વાત ફેલાઈ જતી. સનિયો પણ બધું સાંભળતો.

સનિયો આ બધું સાંભળી મૂગો રહેતો. ઘણા દિવસથી એણે વિચારેલું કે દુર્ગાપુર જઇને ધોબીને મળી આવશે. પણ મનની ઇચ્છા મનમાં જ મરી ગયેલી. એ જાણતો હતો કે જો એ દુર્ગાપુર જશે તો વાત છાની નહિ રહે. અફવાઓ ફેલાશે. લોકો નિંદા કરશે. ધોબી એક વિધવા છે — લોકોની નજરમાં એ અપમાનિત થઈ જશે — ધોબી જો સનિયાની ઘરવાળી બને તો ચિંતેઇ સોઇ એ સહન નહિ કરી શકે. પોતાના પિતાની ઇચ્છા વિરુદ્ધ જઈને, દુર્ગાપુરની બધી જમીન-જાગીર ગુમાવીને કંઇ ધોબી સનિયા સાથે લગ્ન કરે? કદાચ એ સંભવિત નહોતું.

સનિયાને શિવરાત્રિની વાત યાદ આવી ગઈ. એનું શરીર કંપી ઊઠયું. આંખો સામે કલ્પનાલોકનું એક આનંદમય ચિત્ર નાચી ઊઠયું. એ દિવસે

ધોબી જાણે એ કલ્પનામાં ભાગીદાર થઈ ગઈ. એણે કહેલું પણ ખરું કે આ ઘર એનું જ છે. સનિયો પણ ધોબીનો છે, ને ધોબી સનિયાની. લોકો કહે છે, લગ્નનું ટાણું વહી જાય છે. વહી જવા દો. સમય કે સ્થળના અંતરથી ધોબી અને સનિયાના મનમાં કોઈ અંતર નહિ પડે. એ બંને એક છે ને સદા એક રહેશે. એ માટે સનિયો મહેનત કરશે, રાહ પણ જોશે.

પણ કેટલા દિવસ સુધી? સનિયાનું મન બીજી ક્ષણે બેસી જતું. મનમાં થાક લાગી ગયો હતો. દિવસે દિવસે એ ઢીલો પડતો જતો હતો. કંઈ ગમતું નહોતું. એ ઘણા દિવસો રાહ જોઈ ચૂક્યો હતો. હવે વધુ જોવા ગમે તેમ નહોતું. એનું મન એક સાથી શોધતું હતું.

એણે ખેતરો તરફ નજર દોડાવી. જોયું કે દૂર કેડી પર કેટલીયે સ્ત્રીઓ આવી રહી છે. એનું મન બેચેન બની ગયું. આમાં એ તો નથી?... એ એકીટશે એમની તરફ જોઈ રહ્યો. આંબાવાડિયા તરફથી કંઈક મધુર અવાજો સંભળાયા, સ્ત્રીઓનો અવાજ હતો—કોઈક હસતું હતું. સનિયાએ ધ્યાનથી સાંભળવાનો પ્રયત્ન કર્યો.

સનિયો એક નવયુવાન હતો. દુનિયાની દરેક છોકરી એના મનને આકર્ષતી હોય એવું એ અનુભવતો. ના, હવે એનાથી રાહ નહિ જોવાય. એને સાથી જોઈએ છે. એને જોઈએ છે ધોબી, જેને માટે એણે મકાન બનાવ્યું છે, મહેનત કરી છે અને હવે જીવી રહ્યો છે.

એ દિવસે રામનવમી હતી.

ઢંઢેરો પિટાવી જાહેરાત થઈ હતી કે આજે રામનવમીનું નાટક થશે ને રામલીલા શરૂ થશે. પ્રહરાજજી 'વિશી રામાયણ' વાંચશે અને લોકો મહોરાં પહેરીને નાચશે. પરી દલાઈના બે દીકરા—ચંવરા અને ભંવરા—રામ અને લક્ષ્મણ બનશે. બિની કાંડીનો દીકરો મંગલિયો સીતા બનશે. નિશી જેના રાવણ અને માધવ રાઉત વિભીષણ બનશે. ગામના લોકોએ સનિયાને હનુમાન થવાનું કહેલું. ચિંતેઇ સોઈએ પોતે સંદેશો મોકલેલો. પણ સનિયાએ ના પાડી દીધેલી.

એણે ફાળો આપી દીધેલો. પણ પાંચ ગામના લોકોની સામે, આખી રાતની ઊંઘ બગાડી નાચવાનું એને પસંદ નહોતું. સનિયાએ જ્યારે ના પાડી ત્યારે ગામના લોકો ખૂબ નારાજ થઈ ગયા. ચિંતેઈ સોઈએ કહેલું — થોડી ધીરજ રાખો. વખત એવો આવશે કે સનિયો પોતે આવીને ગામના લોકોના પગ પકડશે.

સનિયાને આ વાતની ખબર પડી ગયેલી. એને થયું કે ગામલોકો સાથે દુશ્મનાવટ કરવી બરાબર નથી. બધા લોકો નારાજ થઈ જાય તો એ ગામમાં રહેશે શી રીતે? એણે મનોમન નિર્ણય કરી લીધો કે સાંજે એ મંદિરે જઈ મહોરું પહેરી નાચશે.

બપોર પછી રહીમ આવ્યો. એને પાસે બોલાવી સનિયાએ કહ્યું — અરે, તું કહેલું કાને ધરતો જ નથી? આવા તડકામાં પરસેવે રેબઝેબ થઈને માટી શા માટે ખોદે છે? તાવ આવશે, તો તું તો હેરાન થઈશ જ, પણ અમને બધાનેય હેરાન કરીશ.

રહીમ ગરદન ઝુકાવીને ઊભો હતો. રહીમના જીવનમાં સનિયા સિવાય બીજું કોણ હતું? એ જ હતો રહીમનો બાપ ને એ જ હતી રહીમની મા. તબિયત બગડે તો સનિયો જ એની પથારી પાસે બેસી એને દવા પિવડાવતો હતો, એના પગ દાબતો હતો. રહીમ ખેતરે ન ગયો હોય તો સનિયો જાતે જઈને વરસાદમાં પલળીને કામ પતાવી આવતો. એટલે જ એણે પહેલું કામ પતાવી લીધેલું અને વરસાદમાં પલળી ગયો હતો.

સનિયાએ કહ્યું — અચ્છા, તું જા, હાથ-મોં ધોઈ આવ. હું થોડી ઘેંસ પીરસી દઉં છું. રાતના બીજી રસોઈ નહિ બનાવીએ. તું રાત્રે ધ્યાન રાખજે. ગાય, ભેંસ, બકરીઓ ને ઘર તરફ નજર રાખજે. આજે રામનવમી છે. હું નાચવા જઈશ. ગામના લોકોએ સંદેશો મોકલાવ્યો હતો. જો હું નહિ જાઉં તો એમને માઠું લાગશે.

રહીમે કપાળેથી પરસેવો લૂછ્યો. ને બોલ્યો — વિશીકાકા દુકાનેથી આવશે તો શું ખાશે? એમને માટે થોડા ચોખા હાંડલીમાં મૂકી દો. સનિયાએ ઘરની ચાવી રહીમને આપતાં કહ્યું — લે એને આપી દેજે.

સનિયો જાતે રસોઈ બનાવતો હતો. જ્યારથી રહીમ આવ્યો છે ત્યારથી એનું દુઃખ જરા હળવું થયું છે. રહીમ પાણી કે વાસણને અડતો

નહોતો. પણ બહારનું કામ પતાવી લેતો હતો. રહીમ મુસલમાન છોકરો હતો. પણ ઘરે એવી રીતે વર્તતો કે જાણે સનિયાનો સગો ભાઈ હોય. એક મુસલમાન છોકરા સાથેના આવા વર્તનથી અમુક લોકો શંકા કરતા હતા. પણ સનિયાની નિષ્ઠા જોઈને તેઓ કશું બોલી શકતા નહોતા.

સનિયો નિષ્ઠાવાન હતો. નીતિ-નિયમ અનુસાર ચાલતો હતો. રહીમ થોડો દૂર રહેતો હતો. એ વિચારતો કે બધાના ધર્મો સરખા છે. જેને જે સારું લાગે તે કરે ને સુખી રહે. લોકોએ પરસ્પર સહનશીલતાની ભાવના દેખાડવી જોઈએ. ખરેખર, જો એક ઘરના લોકો એકબીજાનો ખ્યાલ ન રાખે તો ઘર કેવી રીતે ચાલે? જેવું ઘર, એવી દુનિયા.

આસપાસનાં દસ ગામમાં વિષ્ણુપુરની રામનવમી પ્રખ્યાત હતી. પ્રહરાજ સારું ગાતા. મૃદંગ બજાવનારા પણ કાબેલ હતા. નાચવાવાળા પણ સારા હતા. આખા પ્રદેશના લોકો વિષ્ણુપુરની રામનવમી જોઈને મુગ્ધ થઈ જતા. ચિંતેઈ સોઈ પોતે પણ એમાં ઘણાં નાણાં ખર્ચતા. નવા નવા પોશાક, નવાં નવાં મહોરાં પહેરી જ્યારે નાચવાવાળા નીકળી પડતા, ત્યારે લોકો મુગ્ધ થઈ જતા. રાવણનો મંચ તો ઘણો ઊંચો રાખવામાં આવતો.

દુર્ગાપુરનાં સ્ત્રીપુરુષો સાંજ પહેલાં જ ઘરેથી નીકળી પડતાં. રાતના બે કલાક પછી રામલીલા શરૂ થતી અને સવાર ઊગતાં પહેલાં પૂરી થતી. સવારે લોકો પોતપોતાને ઘરે જતા.

રોજ સાંજે સનિયો રામલીલામાં જોડાતો. હનુમાનનું મહોરું પહેરી એ નાચતો હતો. જ્યારે એ ઝાડની ડાળીઓ તોડતો, ત્યારે લોકોને ખૂબ મજા આવતી. ચિંતેઈ સોઈ પોતે પણ સનિયાની પ્રશંસા કરતા. લોકો કહેતા કે સનિયા વિના રામલીલામાં કંઈ મજા આવે એવું નથી. સનિયો પણ આ સાંભળીને ખુશ થતો. એને લાગતું કે પોતે સેંકડો ગામલોકોમાંનો એક છે. ક્ષણભર એ પોતાનાં દુઃખદર્દ ભૂલી જતો હતો. પણ જ્યારે એ ઘરે પાછો આવતો ત્યારે એને એક અજબ એકલાપણું લાગતું. એને થતું, જાણે પોતે કોઈ જંગલમાં અજ્ઞાતવાસ કરી રહ્યો છે.

આવો વિચાર આવતાં સનિયાની આંખમાં પાણી આવી જતાં. દિલમાં કશુંક ખાલી ખાલી લાગતું. જાણે એની આખી જિંદગી નીરસ, નિરર્થક

ન થઈ ગઈ હોય! એ આટલી તનતોડ મહેનત કરી રહ્યો હતો. પણ કોને માટે? કોને માટે ઘર બનાવ્યું છે? એની મિલકત સાચવવાવાળું કોણ છે?

સનિયાને થયું એ જઈને ફરી એક વાર ધોબીને પૂછી જોશે—એને ચોખ્ખેચોખ્ખું કહી દેશે કે લોહી-પરસેવો રેડીને હું જે ધન કમાયો છું એ બધું ધોબી માટે છે. હા, એ ચોક્કસ જશે. પણ આ તો મન કહેતું હતું. વળી વિચારતો કે લોકો શું કહેશે? અને એના પગ ઊપડતા નહિ.

રહીમ એને સૂનમૂન જોઈને પૂછતો, સનિયાભાઈ! શી વાત છે? તમને શેનું દુઃખ છે?

સનિયો સ્મિત કરતો, કશો જવાબ નહોતો આપતો.

જરા અચકાઈને રહીમે કહ્યું—સનિયાભાઈ! તમે લગ્ન શા માટે નથી કરતા? જુઓને કામ કેટલું વધી ગયું છે? ભાભી આવશે તો ઘરનું કામ સંભાળશે. રસોઈ બનાવશે. ઘરની ચાવી પણ રાખશે. ચાવી સાચવવાનું મારાથી બને એવું નથી. ક્યારેક ખોવાઈ જશે તો—?

સૂરજ માથે આવ્યો હતો.

રહીમના સુંદર ચહેરાને સનિયો જોઈ રહ્યો હતો. એને થયું, ગામના લોકો સાચું જ કહે છે. અંતે આ રહીમ, હજી ગઈ કાલનો બાળક, એણે પણ એ જ કહ્યું? બધા લોકો શું મારા વિશે આ જ વિચારે છે?

સનિયાએ હસતાં હસતાં કહ્યું, તને ખાવાપીવામાં કશી તકલીફ તો નથી થતી ને? અચ્છા, તારે માટે એક નાનકડી છોકરી હું લઈ આવીશ. તું પહેલાં લગન કરી લે! બરાબર?

રહીમ શરમાઈ ગયો. બોલ્યો—હું મારી વાત નહોતો કરતો! હું તો તમારાં લગ્નની વાત કરતો હતો. હજી ક્યાં સુધી આટલી બધી તકલીફો ઉઠાવશો? હજી કેટલા દિવસ જાતે રાંધશો? બોલો ને?

સનિયાએ કહ્યું, અચ્છા, એક ખડાયતા જાતિનો છોકરો લઈ આવીશ. એ આપણા માટે રસોઈ કરશે.

રહીમ મૂંગો રહ્યો.

પરી દલાઈનો અવાજ સંભળાતો હતો—સનિયા! ઘરમાં છે કે?

સનિયો બહાર આવ્યો ને બોલ્યો—શું છે પરીચાચા?

—પ્રહરાજે સંદેશો મોકલ્યો છે. આજે રામલીલા વહેલી શરૂ થશે.

આજે 'લક્ષ્મણ-મૂર્છા'નો વેષ છે ને? જ્યાં સુધી લક્ષ્મણ જીવિત ન થાય ત્યાં સુધી રામલીલા પૂરી નહિ થાય, એટલે આજે પહેલેથી તારે પોશાક પહેરીને તૈયાર રહેવું પડશે. આજે ચિંતેઈ સોઈએ ખાવાપીવાની વ્યવસ્થા કરી છે. રામલીલાની સાથે સાથે લોકો જમશે પણ ખરાં. અડધી રાત્રે ભોજન શરૂ થશે.

જરા અટકીને પરી દલેઈએ કહ્યું — નિધિ સોઈ શમિયાનામાં બેઠા છે. તને બોલાવ્યો છે. ગામના લોકો પોતપોતાની શક્તિ અનુસાર આ ભોજન માટે કંઈ ને કંઈ ફાળો આપશે.

પરી દલેઈની વાત પૂરી પણ નહોતી થઈ ને નગારું ગાજી ઊઠ્યું. ગામના લોકોને આમંત્રણ મળી ગયું. બધા મંદિર પાસે એકઠા થાય. આજે સભા થશે.

સનિયો પરી દલેઈની સાથે નીકળી પડ્યો.

મંદિરની પાસે એક મંડપ નીચે પ્રહરાજ, ચિંતેઈ સોઈ, નિધિ સોઈ ને ગામના બીજા લોકો બેઠા હતા. સનિયો લોકોની સાથે બેસી ગયો. બરાબર એ જ જગ્યાએ જ્યાં ત્રણ વર્ષ પહેલાં, લોકોએ અછૂત કહીને એનું અપમાન કર્યું હતું.

પ્રહરાજજી એક કાગળ લઈને બેઠા હતા. કોણ કેટલો ફાળો આપશે, એ લખાતું હતું. ચિંતેઈ સોઈ બે રૂપિયા આપશે, પ્રહરાજજી એક રૂપિયો. બીજા લોકો શું આપે, એ વિશે કશો નિર્ણય થયો નહોતો. ચર્ચા ચાલતી હતી. લોકો પોતાની લાચારીને કારણે ફાળો આઠ આનાને બદલે ચાર આના જેટલો ઓછો કરવા કહી રહ્યા હતા.

નિધિ સોઈએ સનિયાને કહ્યું — ભોજનને માટે તારે એક રૂપિયાનો ફાળો આપવો પડશે. બધાનો એ જ અભિપ્રાય છે. એક દિવસની જ તો વાત છે. શું કહે છે? બરાબર છે ને?

નિધિ સોઈ ખૂબ ખુશ હતા. સનિયાએ એમને કહ્યું, નિધિચાચા! હું પણ કંઈક કહું? આજે લક્ષ્મણ-મૂર્છાનો વેષ છે ને? પણ એની સાથે સાથે જો ખાવાપીવાનું પણ થશે તો લોકોને અગવડ પડશે, ભોજન બેચાર

દિવસ પછી હોય તો સારું. નહિ તો લક્ષ્મણ-મૂર્છાનો પ્રસંગ આજે બંધ રાખીએ. બંને એકસાથે હશે તો અગવડ પડશે.

ચિંતેઈ સોઈએ કહ્યું — સનિયાની વાત સાચી છે. ભોજન માટે બીજા ગામના લોકોને આમંત્રણ આપી દીધું છે, ભોજન તો બંધ નહિ રખાય. નાટક બંધ રાખીએ. એક સારો દિવસ જોઈને કરશું.

પ્રહરાજે કહ્યું — કાલે રાત્રે તો ભુંગળ બજાવીને જાહેર કર્યું છે કે આજે લક્ષ્મણ-મૂર્છાનો વેષ થશે. દૂરદૂરથી સ્ત્રીઓ આવશે. બધાં નિરાશ થઈને પાછાં જશે. એટલે આજે ભોજન બંધ રહેવું જોઈએ.

નિધિ સોઈએ કહ્યું — સમાચાર આવ્યા છે કે દુર્ગાપુરથી ઘણા લોકો આવવાના છે. ધોબી પણ ડોળીમાં આવવાની છે. એય પાછી ચાલી જશે ?

સનિયો ચમકી ગયો. ચિંતેઈ સોઈ પણ ચમકી ગયા. એમણે પૂછ્યું — પાછી ચાલી જશે ?

નિધિએ કહ્યું — મધુ ભોઈએ મને આ ખબર આપેલા. તમે અંદર હતા. પણ મેં ભાભીને કહી દીધું છે. ધોબી અહીં આવીને રામલીલા જોશે. થોડા વખત માટે ઘરે પણ આવશે. પછી દુર્ગાપુર પાછી ચાલી જશે.

ચિંતેઈ સોઈ ગંભીર થઈ ગયા. સનિયાના મનમાં ઉત્તેજના આવી ગયેલી.

ઉદી સાહુએ કહ્યું — તો એમ કરો કે ભોજન પણ રાખો ને રામલીલા પણ. કોણ કેટલો ફાળો આપે એ પ્રહરાજજી જ કહે. આવી રીતે ચર્ચા ચાલ્યા કરશે તો સાંજ પડી જશે.

સનિયાએ કહ્યું — ફાળો ભેગો કરવાનો હોય તો અત્યારથી કરવા માંડો. સાંજે ભોજન શરૂ થઈ જાય ને થોડી વાર પછી રામલીલા શરૂ થાય. બાગી કાંડીએ કહ્યું — ભાઈ, ફાળો ઉઘરાવતાં ઉઘરાવતાં જ બપોર થઈ જશે. સાંજ પહેલાં ભોજન કેવી રીતે થાય ?

સનિયો ઊભો થયો. હાથ જોડીને એણે ગામલોકોને કહ્યું — ફાળાની ફિકર છોડો. એ જવાબદારી મારી. ગામમાં દેવતાની સામે ભોજન પણ થશે. ગામના લોકો જમશે. હું ગરીબ છું તો શું થયું ? આટલી અમથી જવાબદારી નહિ લઈ શકું ? બધા બાળ-બચ્ચાંવાળા છે. એમની જવાબદારી વધારે છે.

એમને ઘરે ખૂટશે, પણ હું એકલો છું. મારી જવાબદારી પણ ઓછી છે. જો ગામવાળાની રજા હોય તો ભોજનમાં જે કંઈ ખર્ચ થશે તે હું આપીશ. નિધિચાચા એની વ્યવસ્થા કરે. મેં જે ઘર બનાવ્યું છે એ એમનું છે, મારું નથી. જે જે ચીજની જરૂર હોય તે માણસ મોકલી મારા ઘરેથી મગાવી લો.

બધા આશ્ચર્યમાં પડી ગયા. થોડી વાર સુધી તો કશું બોલી જ ન શકાયું. જાણે સનિયાની વાત પર કોઈને વિશ્વાસ નહોતો બેસતો. ચિંતેઈ સોઈ તો અવાક થઈ ગયેલા. એમને થયું કે સનિયાએ બદલો લીધો છે. જાણે એ હાથ જોડીને નથી ઊભો પણ ચિંતેઈના મોઢા પર લપડાક લગાવી રહ્યો છે. ચિંતેઈનો બધો ગર્વ, એનો બધો રુઆબ માટીમાં રગદોળી નાખ્યો છે. જે દિવસે સનિયા સાથે ધોબીનાં લગ્ન કરવાનો પ્રસ્તાવ બનેઈ પરિડાએ ફગાવી દીધો હતો ત્યારે પણ ચિંતેઈ સોઈ આજે જેટલા અપમાનિત થયા એટલા અપમાનિત થયા નહોતા.

ચિંતેઈ સોઈ લખપતિ હતા. એમની જમીન એટલી વિશાળ હતી કે એક છેડા પર ઊભા રહીએ તો બીજો છેડો પણ નજરે ચડતો નહોતો. એમનું ઘણું અનાજ તો ખેતર અને ખળાંમાં જ બગડી જતું હતું. એની એમને ખબર પણ પડતી નહોતી. વિષ્ણુપુર ગામના એ કર્તાહર્તા હતા. પણ આજે, દુષ્કાળથી બચીને આવેલા એક કંગાળ પાસે એમને માથું ઝુકાવવું પડયું હતું. એમના દિલમાંથી કોઈ ચીસ પાડી પાડીને કહેતું હતું — અરે બેવકૂફ! જેનું દિલ મોટું છે એ જ મોટો છે. પછી ભલે એ ગરીબ હોય કે ભૂખ્યો, અસહાય હોય કે બદનસીબ.

ગામના લોકોએ 'હરિબેલ'નો નારો લગાવી દીધો હતો. ભુંગળ પણ ફૂંકાઈ ગઈ હતી. બધાએ સનિયાની પ્રશંસા કરી — સનિયાનાં વખાણથી જાણે આખું વાતાવરણ ગુંજી ઊઠયું હતું. નિધિએ સનિયાનો હાથ પકડીને કહ્યું — ગામના લોકો સંમત થઈ ગયા, હવે તું તારું કામ કર.

— આપ જ વ્યવસ્થા કરો. સનિયાએ કહ્યું.

— અરે, વ્યવસ્થા થઈ જશે, પ્રહરાજે કહ્યું. પરીને કહી દે, એ એની મોટી જાળ લઈ આવે. જોઈએ, સનિયાએ પોતાના નવા તળાવમાં કેટલી માછલીઓ પાળી છે!

લોકોએ ફરી 'હરિબોલ'નો નારો લગાવ્યો.

એક ઘાયલ સિંહની જેમ ચિંતેઈ સોઈ ગરજી ઊઠયા, ઉફ્ ! આટલો ઘોંઘાટ શાનો ? અરે પરી ! જળ લઈ આવ ! હું પણ તારી સાથે આવીશ !

એમના હોઠ પર ઝેરીલા સ્મિતની એક આછી રેખા હતી....

ધોબી આવેલી. પોતાની સાથે વિદેઈને પણ લાવેલી.

રામનવમીનો તહેવાર ધામધૂમથી ઊજવાયેલો. લક્ષ્મણ-મૂર્છાનું નાટક પણ ઘણું સરસ હતું. ભોજનનો જે કંઈ ખર્ચ થયો એ સાનિયાએ આપેલો. ગામના આબાલવૃદ્ધ સૌએ આરામથી ભોજન કર્યું ને ઘણા ઉત્સાહથી રામલીલા જોઈ.

લક્ષ્મણ-મૂર્છાનો પ્રસંગ જ્યારે ભજવાયો ત્યારે લોકો ઉત્કંઠાથી દરેક સંવાદ ધ્યાનપૂર્વક સાંભળતા હતા. લક્ષ્મણજી જ્યારે બેભાન થઈ ગયા ત્યારે લોકો રડી પડેલા. કેટલીયે સ્ત્રીઓ તો ધ્રુસકે ધ્રુસકે રડી હતી. જ્યારે હનુમાને ગંધમાદન પર્વત પરથી જડીબુટ્ટી લાવી આપી, ત્યારે લક્ષ્મણ ફરી સજીવન થઈ ગયા. આ જોઇને લોકો આનંદથી ઊછળી પડ્યા હતા. કેટલીય વાર 'હરિબોલ'નો જયઘોષ કર્યો હતો.

ચબૂતરા પર બેસીને ધોબી નાટક જોતી હતી. એણે પણ વારંવાર આંખનાં આંસુ લૂછ્યાં હતાં. ધોબીને ખબર જ નહોતી કે એના આવવાના સમાચાર સાંભળીને સનિયો કેટલો ખુશ થઈ ગયો હતો. ભોજનનો બધો ખર્ચ એણે જ આપ્યો હતો. ધોબીની હાજરીએ જ સનિયાના દિલમાં નવું જોમ પૂરી દીધું હતું. હનુમાનનું મહોરું પહેરી, એણે મોટી મોટી છલંગો લગાવી અભિનય કર્યો હતો.

રામલીલા પૂરી થયા પછી, ધોબી એની મા અને કાકીના કહેવાથી ઘરે ગઈ. સનિયાએ પણ હનુમાનનું મહોરૂં ઉતારી લીધું હતું અને એક ઉદાસ દિલ લઈ પોતાને ઘરે જતો રહ્યો હતો. રહીમ ઘરના વરંડામાં એની રાહ જોતો ઊભો હતો.

બે દિવસ પછી ધોબી દુર્ગાપુર ચાલી ગઈ. જ્યારે એ વિષ્ણુપુરમાં હતી ત્યારે બધાને ઘરે એક એક વાર ગયેલી, પણ સનિયાને ત્યાં નહોતી ગઈ. સનિયો ઘણી વ્યાકુળતાથી એની રાહ જોતો હતો. જ્યારે એ ન

આવી ત્યારે એના દિલને ઘણો આઘાત લાગ્યો. જાણે એની ચેતના શરીર છોડી ધોબીની પાછળ જ ચાલી ગઈ! આખી દુનિયા એને વેરાન લાગેલી. એનો બધો આનંદ, ઉત્સાહ ઓસરી ગયેલો. કોઈ પણ કામમાં મન લાગતું નહોતું.

રહીમને એની ઉદાસીનતાનું કારણ સમજાયું નહોતું. એણે પૂછ્યું, સનિયાભાઈ! તમારી તબિયત સારી છે ને?

સનિયો હસી પડ્યો, ને બોલ્યો, અરે, પાગલ! તને તો સમજાશે જ નહિ!...

રહીમ એકીટશે એની તરફ જોઈ રહેલો—જાણે કશુંક પૂછતો હતો...

સાવિત્રી-અમાવાસ્યા હતી.

પુનીએ ઉપવાસ કર્યો હતો. સ્ત્રીઓ તો ઘણી નિષ્ઠાથી આ વ્રત પાળે છે. પુનીને એ ખબર હતી. પોતાના મઘિયા માટે એણે ખૂબ શ્રદ્ધા અને ભક્તિથી વ્રત પાળ્યું હતું. મઘિયાએ એને આશરો આપ્યો હતો. નવું જીવન આપ્યું હતું અને એને ખોળે ત્રણ વર્ષનું બાળક પણ આપ્યું હતું. બાળકને જ્યારે જ્યારે એ ધ્યાનથી જોતી ત્યારે એને પોતાના પિતાની વાત યાદ આવતી હતી. બાળકનો ચહેરો એના પિતા બનેઈ પરિડા જેવો હતો. બાળકનું નામ એણે રાખ્યું હતું બનેઈ. એના પિતાએ જ જાણે એને ખોળે નવો જન્મ લીધો હતો.

સાંજ પડી ગઈ. આકાશમાં ઘટાટોપ કાળાં વાદળ ઊમટી આવ્યાં. જોરદાર પવન ફૂંકાવા લાગ્યો. મઘિયો હજી સુધી કામ પરથી પાછો નહોતો આવ્યો. મોડું તો રોજ થતું હતું. પણ પુની કદી ગભરાતી નહોતી. એને ખબર હતી કે ધોબી મઘિયા પ્રત્યે સ્નેહ રાખતી હતી. એને ભારે કામ નહોતી સોંપતી. પણ કોણ જાણે કેમ, આજે તે ખૂબ આતુરતાથી મઘિયાની રાહ જોતી હતી. માનવીનું મન જ એવું છે, જેના પ્રત્યે ખૂબ પ્રેમ હોય, એના વિશે જ અમંગળ કલ્પના આવે.

બાળકને ખોળામાં બેસાડી, ચીમની સળગાવી પુની રાહ જોતી હતી. દરવાજો ધકેલી કોઈક અંદર આવ્યું. અરે! આ તો મઘિયો છે! પુની

ખૂબ રાજી થઈ ગઈ. મધિયો પણ ખૂબ ખુશ હતો. એણે એક નવી સાડી પુનીની સામે ધરી દીધી—બોલ્યો, માજીએ તારે માટે સાડી મોકલી છે. કહેતાં'તાં, આજે કોઈ વ્રત છે. તને બહુ યાદ કરતાં'તાં. તું કેમ એમને મળવા ગઈ નહિ?

પુની રોજ જતી હતી. રોજ ધોબીની સાથે વાતો કરીને પાછી આવતી હતી. પણ ધોબીએ એને કશું નહોતું આપ્યું. જ્યારે એને કંઈ આપવાની ઇચ્છા થતી ત્યારે મધિયા સાથે મોકલી દેતી. ઘરમાં બીજી નોકરાણીઓ પણ હતી. એમનાથી છુપાવીને ધોબી પુની માટે ચીજો મોકલતી. તોય વાત છાની નહોતી રહેતી. કોઈ પણ રીતે ગામની સ્ત્રીઓના કાન સુધી વાત પહોંચી જ જતી. પુની કોઈ નવો દાગીનો પહેરે તો સ્ત્રીઓ તરત પૂછતી—અરે, આ ઘરેણું તને કોણે આપ્યું?

ઘણી સ્ત્રીઓને તો પુનીની ઈર્ષ્યા આવતી. એ કહેતી, ઘરમાં બબ્બે બળદો બાંધવાની મધિયાની કંઈ તાકાત છે? એનાથી કદી નવું મકાન થઈ શકે? સડકની ધારેથી જેને ઉપાડી લાવેલો એવી પુની માટે નવી સાડી ખરીદી શકે? ને આજે આ બધું થાય છે, એ કોને માટે? આ મધિયા માટે? એની શી વિસાત? કારણ તો કંઈક બીજું જ છે...

વાતનું વતેસર કરવામાં તો સ્ત્રીઓ ઉસ્તાદ હતી. કોઈક સ્ત્રી વળી પુનીનો પક્ષ લઈને કહેતી, પુની, તું શા માટે નથી કહી દેતી કે—તારી પણ કમાણી છે. કહી દે ને કે મારે એકલો મધિયો નથી—બીજા લોકો પણ છે, કોણે શું આપ્યું, એ કંઈ મેં યાદ નથી રાખ્યું કહી દે ને...

પણ આ સ્ત્રીઓમાં એવીય હતી, જે પુનીને સારી રીતે ઓળખતી હતી. એ કહેતી, પુની ભલે દુકાળમાંથી બચીને આવી, પણ છે દિલની ચોખ્ખી. એના મનમાં કોઈ છળ-કપટ નથી. આ બધી ચીજો મધિયાએ જ એને આપી છે. પુનીય જાણે છે કે મધિયો ક્યાંથી લાવીને એને આપે છે. પણ બેવકૂફ છે ને! એટલુંય નથી પૂછતી કે આ બધી ચીજો તમે ક્યાંથી લાવો છો? એણે તમને જ આટલી બધી ચીજો આપી દીધી એનું શું કારણ?

પુની આ સાંભળીને ચોંકી ઊઠતી.

સ્ત્રીઓ વધુમાં એમ પણ કહેતી, માજીના ઘરમાં તો બીજાં પણ

નોકરચાકર છે. પણ એમને મધુ ભોઈ પર વધુ પ્રેમ છે. કામ પતાવીને બધા લોકો તો સાંજે પાછા આવી જાય છે, પણ મધિયો તો આવે છે, અડધી રાતે. કેમ પુની? શું ખોટી વાત છે?

પુની સાપની જેમ ફૂંફાડો મારતી — એ ક્યારે ઘરે આવે છે એની સાથે તારે શી નિસબત? તમે જાતે કેમ કમાતાં નથી? તમને કોણ રોકે છે? જો એટલી બધી ઈર્ષ્યા આવે છે, તો જઈને મધિયાને પ્રેમ કરી લો — કોણે ના પાડી છે, તમને?

પુની ગુસ્સામાં બીજું કશું બોલી શકતી નહોતી. એ જ્યારે પાછી ફરતી, ત્યારે કોઈક વળી બોલતું, રસ્તા પર મરવા પડી હતી, હવે જુઓ એનો રુઆબ! દલાલ છે દલાલ...!

એ લોકો બીજું પણ કંઈક બોલતા, પણ પુની કાને ધરતી નહિ. ઘરે આવી પોતાના દીકરાને ખોળામાં બેસાડી વિચાર્યા કરતી — મધિયા વિશે, ધોબી વિશે, પોતાને વિશે. પણ એના વિચારોનો અંત નહોતો. કોઈ છેડો દેખાતો નહોતો. એ વિચારતી — બધા લોકો સાંજે જ ઘરે પાછા ફરે છે, પણ મધિયો અડધી રાત્રે આવે છે! કેમ એમ? એને રડવું આવી જતું. આંખમાંથી પાણી ટપકવા માંડતું. સતત આ જ વિચાર એને સતાવતો.

મધિયો જ્યારે અડધી રાત્રે ઘરે આવતો ત્યારે પુની એને ધ્યાનથી જોતી. એ કેટલો થાકી ગયો છે! પુનીની છાતી ધડકી ઊઠતી. કંઈ બોલી શકતી નહિ. રહી રહીને પૂછતી આટલું મોડું કેમ થયું?

મધિયાએ કહ્યું — માતાજીની પાસે હતો. મજૂરોને પૈસા આપતો હતો. જ્યારે એ કામ પૂરું થયું ત્યારે માતાજીએ કહ્યું, અરે મધુ! આજ તો વિદેઈની વરસગાંઠ છે. ઊભો રહે, કંઈક ચાપાણી લઈને જા, ત્યાં જ બેઠાં બેઠાં આંખો બંધ થઈ ગઈ ને ઊંઘી ગયો. એમણે થોડો નાસ્તો તારે માટે પણ આપ્યો છે — આ લે.

મધિયાએ પોતાની મેલી પછેડીની ગાંઠ છોડી પુનીને નાસ્તો આપ્યો. પુનીએ જોયું, આઠ 'કાકરા'* હતા.

પુનીને થયું કે એ 'કાકરા' નહિ ખાય, ઘરમાં રાખવાનું પણ એને

---

*ચોખાનો લોટ, ગોળ, નાળિયેર અને ઘીથી બનાવેલું મિષ્ટાન્ન.

મન નહોતું થતું. મનમાં હજારો સવાલ ઊઠતા હતા. પણ જીભ ઊપડતી નહોતી. કદાચ મધિયો કંઈક ખોટું વિચારે—એટલે એણે 'કાકરા' બાંધીને મૂકી દીધા. ઊંઘ નહોતી આવતી. પથારીમાં પડ્યા પડ્યા એ વિચાર કર્યા કરતી. પણ થાકેલો મધિયો તરત જ સૂઈ જતો ને નસકોરાં બોલાવતો. પુની પાછી ઊઠીને મધિયાનો ચહેરો જોતી. થોડી વાર સુધી જોયા જ કરતી, એને કશું સમજાતું નહોતું.

પુનીએ જોયું કે રાત ઘણી વીતી ગઈ છે. એણે દીવો રાણો કરી નાખ્યો. મધિયાની પહોળી છાતી પર જ માથું મૂકીને સૂઈ ગઈ.

બીજે દિવસે—સાંજ પહેલાં....

ધોબીએ પૂછ્યું—અરે પુની! આવું મોં કેમ બનાવ્યું છે? કેટલી ઉદાસ લાગે છે? શું મધિયાએ કંઈ કહ્યું? અચ્છા, આજે એને પાછો આવવા દે. ખખડાવું છું...!

પુની હસી પડેલી. ધોબીના ચહેરા પર નજર નાખતાં જ, એ ખરેખર બધું ભૂલી ગયેલી. સ્ત્રીઓએ એને ઘણી સતાવી હતી—ઘણી ગાળો આપેલી—પણ એ બધું ભૂલી ગયેલી. ધોબીના પવિત્ર નિષ્કલંક ચહેરાએ જ બધું ભુલાવી દીધેલું. ધોબીની પ્રેમભરી વાતો સાંભળીને એ ખૂબ જ ખુશ થઈ જતી હતી. આવી પ્રમાણિક, આવી પવિત્ર ધોબી પર કઈ રીતે શંકા આવે? એને પગે પડવાનું મન થઈ જતું.

પુનીએ કહ્યું—ધોબી દીદી! દુષ્કાળમાં આટલા બધા લોકો મરી ગયા, ગુમ થઈ ગયા, પણ શું મારા જ નસીબમાં લખેલું કે મારે હજારો લોકોનાં મજાક, અપમાન વગેરે સહન કરતાં કરતાં જીવવું? મારો ભાઈ સુખમાં છે, પણ એક દિવસેય ખબર કાઢવા નથી આવ્યો. હું શું મોં લઈને એની પાસે જાઉં?

ધોબીએ ગંભીરતાથી બધી વાત સાંભળી. એના મનમાં કેટલાયે વિચારો આવ્યા. એને છાતીમાં કંઈક ગૂંગળામણ થઈ. એણે કહ્યું—તું હમેશાં આવું કેમ બોલે છે પુની? મધિયો ભલે બાઉરી જાતનો હોય, પણ રૂપ ને ગુણમાં એની બરોબરી કરી શકે એવો કોણ છે? ભગવાન તમને બંનેને સુખી રાખે.

ધોબીના મોંએથી આ વાત સાંભળીને પુની ખુશ થઈ ગયેલી. મનોમન એને ગર્વ થયો. પણ, કોને ખબર કેમ મધિયાને મોંએથી ધોબીનાં વખાણ સાંભળતાં જ એને ખૂબ ખરાબ લાગતું.

એ દિવસે પણ સાવિત્રી અમાવાસ્યા હતી. મધિયો ઘરે ખૂબ મોડો આવ્યો.

મધિયાનો અવાજ સાંભળી પુનીએ કહ્યું, તેં કહેલું ને કે જલદી ઘરે આવશે? ઘરનું બધું કામ પતાવ્યું. બળદ બાંધ્યા, પાણી પાયું. ખરેખર તારા ઘરનાં કામ ઘણાં વધી ગયાં છે—મારાથી કયાં સુધી પહોંચાશે?

પુનીની આંખમાં પાણી આવી ગયાં.

મધિયો આશ્ચર્યથી એના મોં તરફ જોઈ રહેલો. પુનીથી કામ નથી થતું એ મધિયાએ પહેલી વાર પુનીના મોંએ સાંભળેલું. એણે પૂછ્યું—અચ્છા, તું કહે, તારી શી ઇચ્છા છે?

—હું જે કહીશ તે કરીશ?

—હા, કરીશ. કહે તો ખરી!

—તારું પોતાનું કામ જ એટલું વધી ગયું છે કે એક માણસથી પૂરું નહિ થાય. તું બીજાને ત્યાં શા માટે નોકરી કરે છે? છોડી દે ને?

આટલું જ કહીને પુનીએ નીચું મોઢું કર્યું. એને એક અજાણ ડર લાગતો હતો. એને થયું, પોતાની બેવકૂફીથી જ એણે પોતાની છાતીના ઝેરને બહાર કાઢયું છે ને એ ઝેર પીને પોતે બળી રહી છે. મધિયાનો ચહેરો જોવાની એનામાં હિંમત નહોતી. ખૂણામાં પડેલી સાડી ઊંચકી એ દીવાલ તરફ ફરી ગઈ.

મધિયો પુનીના કહેવાનો અર્થ નહોતો સમજ્યો. એણે બહારના અંધકારમાં નજર નાખી. જાણે પુનીના સવાલોનો જવાબ શોધતો હતો.

ઠંડો ઠંડો પવન વાતો હતો. થોડી જ વારમાં વરસાદ આવ્યો.

વરસાદનાં ટીપાં પડતાં હતાં.

ધોબીની માની આંખોમાંથી આંસુ વહેતાં હતાં. પોતાના દુર્બળ હાથથી એમણે આંસુ લૂછયાં. એ વિચારતાં હતાં કે એમના કઠોર પતિનું

મન શી રીતે બદલી શકાય? એમણે શું કરવું જોઈએ? સનિયા પર આટલા નારાજ થવું બરાબર નથી. એના બાપ બનેઈ પરિડાએ કદાચ અપમાન કર્યું હોય તોય એ માટે સનિયો જવાબદાર ન ગણાય — બનેઈ પરિડા તો મરી ગયો. એની સાથે ચિંતેઈ સોઈની નારાજી પણ મરી જવી જોઈએ.

ચિંતેઈ સોઈ ખરેખર ઘણા અભિમાની હતા. એક વાર જે મનમાં આવ્યું, તે જ પકડીને બેસે. ગમે તેટલું સમજાવો, એમનું મન પછી ન માને.

ધોબીની મા વિચારતી હતી, આજે સાવિત્રી અમાવાસ્યા છે. બધી સુવાસણ સ્ત્રીઓએ આજે ઉપવાસ કર્યો છે. પોતાના પતિની સુખસગવડ માટે આજે એ બધી ભગવાનને પ્રાર્થના કરશે. સતી સાવિત્રીના માફક આજે સમય વિતાવશે. એમણે પણ એવું જ કર્યું છે. પોતાના કઠોર પતિના સુખ માટે એમણે પ્રાર્થના કરી છે, પરંતુ પોતાની દીકરી ધોબીના શા હાલ છે? એ બિચારી બાળપણથી અભાગણી બની ગઈ છે અને આંસુ વહાવી પોતાના દિવસો ગુજારે છે.

માને પોતાની દીકરીના દિલની વાતની ખબર હતી. ધોબી બાળપણથી જ સનિયાને ચાહતી હતી. વિધવા થઈને જ્યારે એ પિયર આવી ત્યારે પણ સનિયાને પ્રેમ કરતી હતી. એ વાત પણ માથી છાની નહોતી. ધોબી સનિયાને કેટલો ચાહતી હતી, એ વાત એમણે નિધિના મોંએથી સાંભળી હતી. ટિમીએ પણ ઘણું બધું કહ્યું હતું. એમણે પોતે પણ ધોબીને પૂછ્યું હતું. પણ ધોબીએ કશો જવાબ નહોતો આપ્યો. માથું નમાવીને ઊભી રહેલી. સનિયા પ્રત્યે હજીયે ધોબીને ઊંડો પ્રેમ હતો. આ પ્રેમે જ એને સનિયાથી દૂર રાખેલી. આ જ કારણે એ પોતાનાં માતાપિતાને ઘરે પણ આવવા નહોતી માગતી.

ધોબીની માએ પોતાના પતિ અને દિયરને બધું સમજાવ્યું, નિધિથી તો કંઈ કામ પતે એમ નહોતું. જો ચિંતેઈ સોઈ માની જાય તો કામ પાર પડે.

ધોબીની માએ પોતાના પાલવથી આંસુ લૂછ્યાં. એમણે ચિંતેઈ તથા નિધિને કહ્યું — તમારી પાસેથી આજે મારે છેવટનો જવાબ જોઈએ છે. ધોબી માટે સનિયો જ યોગ્ય છે. બંનેનાં લગ્ન કરાવી આપો. એમને વધારે તલસાવો નહિ. જરા તો વિચારો, ધોબી પોતાના સાસરાની મિલકત

શા માટે વેડફી નાખે છે? બામ ઓઝાની દીકરી ટિમી વિશે પણ કદી વિચાર્યું છે? ચંદરા સાથે એ ભાગી ગયેલી ને? તમે જ બામ ઓઝા અને વિશી જેનાને આ માટે ગુનેગાર ઠેરવેલા, ઉપરાંત તમે જ કહેલું કે આ માટે ટિમી નહિ, પણ બામ ઓઝા જવાબદાર છે.

ધોબીની માએ ચિંતેઈ સોઈને બીજી ઘણી વાતો યાદ દેવડાવેલી. કહ્યું:—તમે કહેલું ને મોટી ઉંમરલાયક છોકરી ને ઘી સરખાં છે. જમાઈના જો કોઈ સમાચાર ન મળ્યા તો ખાખરાનાં પાનની ચિતા કરી જમાઈને મૃત માની અગ્નિદાહ દઈ છોકરીને બીજા કોઈને શા માટે સોંપી ન દીધી? આ તમે જ કહેલું ને?

બામ ઓઝાએ પોતાની ભૂલ માટે પ્રાયશ્ચિત્ત કર્યું. દેવતાને દંડ પણ ભર્યો. પણ ચંદરાના પિતા વિશી જેનાએ પોતાની ભૂલ તો સ્વીકારી, પણ પ્રાયશ્ચિત્ત નહોતું કર્યું. આ બધા સમાચાર ધોબીની માને કાને પહોંચેલા. એ દિવસથી ધોબી વિશે એ ઘણું વિચારતાં.

પોતાની પત્નીની વાત સાંભળી ચિંતેઈ સોઈ ગરજી ઊઠયા. મોટે મોટેથી બોલવા લાગ્યા—કોની સાથે ધોબીની સરખામણી કરે છે? બામ ઓઝાની છોકરી ટિમી અને મારી દીકરી ધોબી શું સરખાં છે? સાસરાની મિલકત બરબાદ કરે, એટલે શું હું મારા કુટુંબ પર કલંક લગાવી મારી વિધવા દીકરીનાં લગ્ન કરાવી દઉં?

ચિંતેઈએ એમ પણ કહ્યું—સનિયાએ પ્રાયશ્ચિત્ત કરી લીધું છે. એ જ્ઞાતિમાં જોડાઈ ગયો છે. એ બધું બરાબર છે પણ એ રખડેલ ઓછો મટી ગયો છે? એણે અછૂતોની સાથે એક રસોડે ખાણું લીધું છે એ વાત ઓછી નાબૂદ થઈ ગઈ છે? હજીયે એણે પોતાને ઘરે એક પઠાણ છોકરો રાખ્યો છે. એને હાથે બનાવેલી રસોઈ જ જમે છે. આ બધું ચોરીછૂપીથી કરે છે, પણ એક દિવસ તો પકડાશે ને? શું મારી ધોબીને આવાને હાથ આપું? જો એવું કરું તો રસ્તામાં માથું ઊંચું રાખીને ચાલી પણ નહિ શકું, સમજી?

હવે નિધિએ કહ્યું—ભાઈ! તમને સનિયો જો પસંદ ન હોય તો અમે ધોબી માટે બીજો વર શોધીએ. તમારી રજા હોય તો હું બીજો વર શોધું.

ચિંતેઈએ ઘૂરકી ઘૂરકીને નિધિ તરફ જોયું—ઓહો! તમે બંનેએ

મને નીચું જોવડાવવાનું નક્કી કર્યું છે ને શું ? તો સાંભળી લો ! હું કહી દઉં છું કે ધોબી મઝામાં છે. વિદેઈને ખોળે લીધો છે. મારી વાત સાંભળતી નથી અને મિલકત વેડફી રહી છે. પણ મેં એને ક્યારેય રોકી નથી. અંતે વિદેઈ મારો જ છોકરો છે. મારી મિલકત પર પણ એનો અધિકાર છે. જો ધોબીની મિલકત વેડફાઈ જશે તો મારી મિલકતથી એ આરામથી રહેશે. એ વખતે તો આપણે નહિ હોઈએ, પણ ધોબી ત્યારે વિદેઈએ આપેલા ટુકડા પર જ જીવશે. એ યાદ રાખજો, હા !

ધોબીની મા ખૂબ ગુસ્સામાં હતી. એમણે ચીસો પાડીપાડીને કહ્યું — શું કહ્યું ? વિદેઈનો પણ અધિકાર છે. પણ સાંભળી લો — આ બધી મિલકતનો અડધો ભાગ ધોબીનો છે. ને મારા જીવતાં હું વિદેઈને....

ચિંતેઈએ ધોબીની માને આગળ ન બોલવા દીધાં. વચ્ચે જ એ બોલી ઊઠ્યા — હા, હા, તારા જીવતેજીવ જ હું જાતે વિદેઈને વારસદાર બનાવીશ. ત્યારે તું શું કરીશ ? જરા સાંભળું તો ખરો ? જ્યારથી ધોબી બીજાને ત્યાં ચાલી ગઈ, ત્યારથી સોઈ કુટુંબની મિલકત પર એનો કશો અધિકાર નથી.

ધોબીની માએ કહ્યું — હું એ કદી નહિ થવા દઉં.

ચિંતેઈ સોઈએ હસતાં હસતાં કહ્યું — તું કોણ છે ? બધી મિલકત મારી છે. મારા કામમાં અવરોધ ઊભો કરવાની તારી હિંમત છે ? બધી મિલકત હું વિદેઈના નામે લખી દઈશ.

ધોબીની માએ આંસુ લૂછ્યાં. ને બોલ્યાં, મિલકત તમારી કમાયેલી છે. તમે જો એ ભંગીને આપી દેશો, તોય હું કશું નહિ બોલું. પણ ધોબીને મેં જન્મ આપ્યો છે. હું એને સનિયાના હાથમાં જ સોંપીશ. તમે તમારા એશ-આરામમાં ને રુઆબમાં જીવો. પણ ભલે સનિયો મૂર્ખ, ગમાર મજૂર હોય. એ સનિયા સાથે જ ધોબીનાં લગ્ન કરાવીશ. જ્યાં સુધી એ નહિ થાય ત્યાં સુધી આ ઘરનું પાણી નહિ પીઉં !

ચિંતેઈ સોઈએ મજાકમાં કહ્યું — બસ, બસ ! આવડી મોટી પ્રતિજ્ઞા ન લે, ધોબીની મા ! પછી એમણે કહ્યું — અચ્છા, તું ઇચ્છે છે શું ? એક કંગાળ સાથે મારી દીકરી ધોબીનાં લગ્ન કરાવી સોઈના કુટુંબ પર કલંક

લગાવું ?—એ જ ને ? ગાંડપણ છોડ. વધુ જિદ કરીશ તો એક જ ફૂંકે તારા સનિયાને આ ગામમાંથી ઉડાવી દઈશ—સમજી ?

જરા અટકીને ચિંતેઈ સોઈએ કહ્યું—અને એય સાંભળી લે, ધોબીની મા ! સનિયાએ ઘણી મહેનત લઈને ઘર બનાવ્યું છે, થોડી જમીન લઈને પોતાનું પેટ ભરી રહ્યો છે. જાણી જોઈને એને નુકસાન થાય એવું ન કર. મન થાય તો ઉપવાસ કર, વ્રત કર, નિધિ પાસે જઈને મન ફાવે તે બોલ. પણ ઘરની વાત જો બહાર જશે અને લોકો આ વિશે મારી મશ્કરી કરવા લાગશે, તો સમજી લેજે કે જેનું ભલું કરવા જાય છે, એને જ નુકસાન થશે.

આટલું કહીને ચિંતેઈ સોઈ ક્રોધમાં બહાર ચાલ્યા ગયા. બહાર હતો ઘોર અંધકાર. આકાશમાં વીજળી ચમકી. વાદળોના ગડગડાટથી સાંજનું શાંત વાતાવરણ ભાંગી ગયું.

તે દિવસે પણ આખી દુનિયામાં અંધકાર છવાયેલો હતો. વાદળોની ગર્જના, વીજળી અને મુશળધાર વરસાદથી જાણે આખી દુનિયા કાંપતી હતી. સતી સાવિત્રીના ખોળામાં એના પતિ સત્યવાનનું શબ હતું. યમરાજ એક સતીના ખોળામાંથી સત્યવાનના આત્માને લઈ જઈ ન શકયા. એ આત્મા એમણે પાછો સોંપી દીધો હતો.

તે દિવસે પણ ઘનઘોર અંધકારે આખી દુનિયાને ઘેરી લીધી હતી. રહી રહીને વીજળી ચમકતી હતી, અને એકધારો વરસાદ પડતો હતો

ધોબીએ રાધા-માધવની મૂર્તિ સમક્ષ માથું નમાવ્યું. આંખમાંથી આંસુ સાર્યાં. ભગવાનને પ્રાર્થના કરી—હે પ્રભુ ! નારીને આટલી હીન, આટલી લાંછિત શા માટે બનાવી ? મારો અપરાધ શો છે ? મારે શા માટે આટલું દુઃખ વેઠવું પડે છે ?

પણ સાવિત્રી-અમાવાસ્યાની રાત્રે કોણ હતો ધોબીનો સત્યવાન ? સનિયો કે નિતેઈ નાયક ? સનિયાને એ દિલથી ચાહતી હતી. યુવાનીની શરૂઆતમાં ધોબી એને પોતાનું દિલ દઈ બેઠી હતી. સનિયાના સુખથી એ રાજી થતી હતી ને એના દુઃખમાં એ આંસુ વહાવતી હતી. પણ નિતેઈ નાયક સાથે એ આવી એકરૂપતા નહોતી સાધી શકી. જ્યારે સમાજ

અને જ્ઞાતિના નિયમ પાળીને એણે નિતેઈ નાયકનો હાથ પકડ્યો હતો, ત્યારે એનું મન વિદ્રોહી થઈ ગયું હતું. છતાંયે એ નિતેઈને ઘરે આવી. આ જ ઘરમાં એણે પોતાની ભરી ભરી યુવાની લૂંટાવી દીધેલી.

હવે કોણ એનો સત્યવાન? સનેઈ પરિડા કે નિતેઈ નાયક?

સનિયો પોતાનું બધું ગુમાવી કંગાળ બની ગયેલો. છતાં પોતાના વહાલા ગામને નહોતો ભૂલ્યો. ગામની ધૂળમાં મળી જવા માટે એ પાછો ફર્યો. ધોબીએ જ એના મોંમાં અન્ન મૂક્યું, પાણી પાયું — ને એને મોતના મોંમાંથી બચાવી લીધો હતો. દુનિયામાં માણસની પેઠે જીવવા માટે ધોબીએ જ એને પ્રેરણા આપી હતી. પણ નિતેઈ નાયક તો અનોખી પ્રકૃતિના જ હતા. પોતાની પત્નીને રાજી રાખવા એમણે ગરીબોની સેવા કરેલી અને આ જ કામમાં હસતાં હસતાં પોતાનો જીવ આપી દીધો હતો.

ધોબીને એનો જવાબ જડતો નહોતો — મોટું શું? મન કે શરીર? છતાં એક સુવાસણની જેમ એણે સાવિત્રી-અમાવાસ્યાનું વ્રત પાળ્યું હતું. આખા દિવસનો ઉપવાસ કર્યો હતો. ઘરની નોકરાણીઓ આ બધું જોઈને એકબીજાને ઇશારા કરી હસતી હતી. કોઈ કહેતું હતું મોટા માણસ... મોટી વાત....

ધોબી ભગવાનના ચરણોમાં પડી હતી. રાધા-માધવજીની મૂર્તિ પાસેનો ઘીનો દીવો હવાથી ધ્રૂજી ઊઠતો હતો ધોબીનું દિલ પણ જાણે ધ્રૂજી ઊઠતું હતું. પિત્તળની પ્રતિમા તરફ એ જોતી હતી ને જમીન પર પડી હતી. એણે પ્રાર્થના કરી — પ્રભુ! તમે મને માફ કરશો કે નહિ, તેની મને ખબર નથી, પણ શિવરાત્રિના દિવસે સનિયાભાઈને પગે પડીને મેં જે કંઈ કહેલું, એ બધું તમે જાણો છો. મારા મનના વિચારો પણ તમે તો જાણો છો, પ્રભુ!

એણે હાથ જોડયા, આંખો મીંચી. સનિયો જાણે સામે જ ઊભો હતો, ને ખૂબ વ્યાકુળતાથી કહેતો હતો — તારી જ રાહ જોઉં છું, ધોબી! આવીશ ને? ધોબી એના જવાબમાં જાણે કહેતી હતી — તારા ચરણોમાં જ માથું મૂકીને તારા સવાલોનો જવાબ આપીશ.

ધોબી ચમકી ગઈ. ના, ના, આ અસંભવિત છે. હે ભગવાન! તમે મને આ શું બતાવી રહ્યા છો?

ધોબીનું આખું શરીર ધ્રૂજતું હતું. એણે ફરી માથું નમાવી ભગવાનના ચરણોમાં પ્રણામ કર્યા. પ્રાર્થના કરી — મારા મનમાં શક્તિ આપો, પ્રભુ!

એક નોકરાણીએ દરવાજો ઠેલીને બૂમ પાડી — માજી!

ધોબી બેઠી થઈ ગઈ. આંખમાંથી આંસુ વહેતાં હતાં. પણ આંસુ લૂછ્યા વિના જ એણે જવાબ આપ્યો — શું છે રે? વિદેઈ ઊઠી ગયો છે?

— ના, એ તો સૂતો છે. એની પાસે નોકરાણી બલ્લી પણ બેઠી છે. પણ વાત એમ છે કે આપને ગામથી એક માણસ આવ્યો છે. બિચારો વરસાદમાં પલળી ગયો છે. બહાર ઊભો છે. આપને મળવા માગે છે.

ધોબી ઊભી થઈ ગઈ. આંખમાંથી આંસુ લૂછ્યાં ને કહ્યું — પિતાજીએ મોકલ્યો હશે.

— ના, માતાજી! એ તમારું નામ જ લેતો હતો. નોકરચાકર હોય તો નામ ઓછું લે? કદાચ કોક બીજું હશે.

— બીજું કોઈ? — ધોબી ચમકી ગઈ. સનિયાભાઈ તો નથી? સનિયાભાઈ સિવાય બીજું કોઈ એને 'તું' 'તું' નહોતું કહેતું. સાવિત્રી અમાવાસ્યાની ઘેરી રીતે, વરસાદમાં પલળીને એ અહીં શા માટે આવ્યો છે?

ધોબી દોડીને બહાર આવી. નોકરાણીને દીવો લાવવાનું કહ્યું. એણે જોયું, અગાસી નીચે આંગણામાં કોઈ ઊભું હતું. આપોઆપ મોંમાંથી સાદ નીકળી ગયો, કોણ?

સનિયાને કશો જવાબ ન આપવો પડ્યો. નોકરાણી દીવો લઈને આવી ગઈ. અજવાળામાં ધોબીએ જોયું, સનિયો ઊભો હતો. એકદમ પલળી ગયો હતો. માથેથી પાણીની ધાર વહેતી હતી. કાદવના ડાઘાથી કપડાં લથબથ હતાં.

ધોબી સનિયાના ભરાવદાર મોં તરફ વારંવાર જોતી હતી. ક્ષણભર એના મનમાંથી કંઈ કેટલાંયે ચિત્રો પસાર થઈ ગયાં. કેટલીયે વાતો યાદ આવી ગઈ, પણ આ બધું વિચારવાનો આ કંઈ સમય છે? દીવો લઈને ઊભેલી નોકરાણી શું વિચારશે?

ધોબીએ ધીરે ધીરે કહ્યું — અરે, સનિયાભાઈ! અજાણ્યા માણસની જેમ નીચે શું ઊભા છો? આ તમારું ઘર નથી? આવો ને અંદર!

સનિયો ધોબીની પાછળ પાછળ ગયો. મંત્રમુગ્ધ થઈ એ ધીરે ધીરે

ચાલતો હતો. પરસ્પર વાત કરવા બંને વ્યાકુળ થઈ ગયાં હતાં, પણ કોઈની જીભ ઊપડતી નહોતી.

અડધી રાત... ચારે તરફ એક અજબ નીરવતા. વરસાદ થંભી ગયો હતો. છતાં હજીયે આકાશ વાદળોથી છવાયેલું હતું. સનિયાને ઊંઘ જ નહોતી આવતી. ધોબીની સેવાએ એને બધું ભુલાવી દીધું હતું. અડધી રાતે જ એણે સનિયાને ખાવાનું આપ્યું હતું. આંસુભરી આંખે એની તરફ એકીટશે જોઈ રહી હતી. અવારનવાર કહેતી હતી--હજી કંઈક લો ને! તમે તો કંઈ ખાધું જ નહિ. સનિયાને લાગતું હતું કે એ જાણે કોઈ માયાપુરીમાં પહોંચી ગયો છે.

ધોબી શું એને ખરેખર પ્રેમ કરે છે? સનિયો વારંવાર એ જ વિચારતો હતો. સનિયો, આજે જીવે છે, તે કોને માટે? ધોબીએ જ એને જીવન આપ્યું હતું, મિલકત આપી હતી... અને... અને પોતાના દિલનો સાચો પ્રેમ આપ્યો હતો. પણ ધોબી વિના આ બધું રાખીને શું કરે? નાતજાતના ભેદભાવ પર એને શ્રદ્ધા નહોતી. ભયંકર દુષ્કાળે જ એને શીખવ્યું છે કે ધર્મ ને જ્ઞાતિના નામે જે ભેદભાવ પડ્યા છે, તે અર્થહીન છે. જ્ઞાતિ તથા ધર્મ એક માયા છે, લોકોને એ સ્વાર્થી બનતાં શીખવે છે. આ જાણવા છતાં પણ એણે પોતાને જ્ઞાતિના દોરથી બાંધ્યો હતો. હનુ-માનનું મહોરું પહેરીને એ ખૂબ નાચ્યો-કૂદ્યો હતો. મંદિરમાંની માણસે બનાવેલી પથ્થરની પ્રતિમા પર એને જરાય વિશ્વાસ નહોતો. તોય એણે મંદિરમાં 'જાત્રા' માટે ફાળો આપ્યો હતો, એણે પણ સૌની સાથે પથ્થરની એ મૂર્તિને માથું નમાવ્યું હતું.

આ દંભ શા માટે ચાલતો હતો? સનિયાને એનો જવાબ જડતો નહોતો. એને થયું, હવે પોતે શું કરવું જોઈએ? હજી કેટલા દિવસ એ રાહ જોશે? એકલાપણું એનાથી સહેવાતું નહોતું. પણ ધોબી હવે નાયક કુટુંબની વહુ હતી, એ પોતાની બધી મિલકત, નોકરચાકર છોડીને એની ઝૂંપડીમાં આવશે? એને શું કહીને એ પોતાની ઝૂંપડીમાં આવવાનું આમંત્રણ આપશે? શી રીતે કહેશે, પોતાના મનની વાત?

સનિયાની આંખમાં ઊંઘ નહોતી. ઘરમાં અંધારું હતું. બહારના

ઓરડામાં ફાનસનું આછું અજવાળું હતું. આખી દુનિયા જાણે ઊંઘના ઘેનમાં હતી. એક જ માણસ જાગતો હતો — એ હતો સનિયો.

વરસાદ અને પવનનો સામનો કરી, રાતના ઘનઘોર અંધકારમાં અંતે શા માટે એ દુર્ગાપુર આવ્યો? આજે કેમ અહીં પડ્યો છે? એણે શું કરવું જોઈએ? હજારો 'શા માટે?' એના મનને સતાવી રહ્યા હતા. આશા અને નિરાશા વચ્ચે એ ઝોલાં ખાતો હતો.

સનિયો બેઠો થઈ ગયો.

બરાબર એ જ વખતે, બીજા ઓરડામાં ધોબી પોતાની આંખનાં આંસુઓથી પથારી ભીંજવી રહી હતી. ધોબી પણ બેઠી થઈ ગઈ. ઘરમાં દીવો બળતો હતો. બાજુમાં વિદેઈ ઘસઘસાટ સૂતો હતો. પલંગની બાજુમાં ઘોર નિદ્રામાં સૂતી હતી નોકરાણી — બલ્લી. એ નસકોરાં બોલાવતી હતી.

ધોબીને થયું, હવે પોતાની જાતને છેતરવાનો અર્થ નથી. એ શા માટે વારંવાર આમ તલસે! લોકો કંઈનું કંઈ બોલશે. પણ શા માટે એ લોકોની પરવા કરે? લોકોને બોલવું હોય તો બોલે, એ શા માટે ડરે? એને થયું, સવાર થતાં જ એ સનિયાભાઈને બધું કહી દેશે.

ધોબી શાંતિથી બેસી ન શકી. ઓરડામાં એકેય બારી નહોતી. ઓરડામાં કેરોસીનના દીવાનો ધુમાડો ભરાઈ ગયેલો. કંઈક વિચિત્ર વાસ આવતી હતી. ધોબીનો શ્વાસ જાણે રૂંધાતો હતો.

ધોબીએ દરવાજો ખોલ્યો. આંગણાની પેલી તરફ કોઈક ફાનસની વાટ સતેજ કરતું હતું.

— સનિયાભાઈ! ધોબીએ ધ્યાનથી જોયું. સનિયો જ હતો. સનિયાને પણ ઊંઘ આવતી નહોતી. એ પણ ધોબીની માફક તરફડતો હતો.

આ ઘરમાં જ ધોબીએ પોતાના પતિના ખોળામાં માથું મૂકીને થોડા દિવસો વિતાવ્યા હતા. કેટલા થોડા દિવસો હતા! જોતજોતામાં પૂરા થઈ ગયા. આ જ ઓરડામાં એના પતિદેવે ગામલોકોની સેવામાં પોતાનો જીવ આપી દીધો હતો. અને આજે..? એ જ ઓરડામાં — આજની સાવિત્રી અમાવાસ્યાની રાત્રે એમનો આત્મા પાછો નથી આવ્યો. આજે જે આવ્યો છે, એ તો છે સનિયોભાઈ!

ધોબી પોતાની જાતને રોકી ન શકી. આવેગમાં આવી એ સનિયા પાસે ચાલી ગઈ. સનિયાએ નજર ઉઠાવીને જોયું — ધોબી!

ધોબીએ વરંડામાં આવીને પૂછ્યું — કેમ, ઊંઘ નથી આવતી? સનિયો અંદર ગયો. પલંગ પર બેસીને બોલ્યો, ના. ધોબી! આજે ઘણી ગરમી છે.

ધોબી પણ અંદર ગઈ. પણ પલંગ પર બેઠી નહિ. દીવાલની બાજુમાં ઊભી રહી ગઈ. થોડી વાર સુધી કોઈને મોંએથી વાત ન નીકળી. બંને જાણે પોતપોતાના મનની વાત બરાબર સમજતાં હતાં, પણ કોઈની જીભ ઊપડતી નહોતી. બંનેની ડોક નમેલી હતી. ધોબીના મનની વાત આંસુ બનીને જાણે વહેતી હતી. કેટલીયે વાતો યાદ આવતી હતી. પણ જીભ ઊપડે તો ને? મનની વાત મનમાં જ રહી જતી હતી.

અને સનિયો તો આંખો નમાવી એક પૂતળાની જેમ ઊભો હતો. એક વિચિત્ર મૌન હતું. માત્ર એના જોરથી ચાલતા શ્વાસોચ્છ્વાસનો અવાજ સંભળાતો હતો.

થોડી ક્ષણો વીતી ગઈ. ડોક ઊંચી કરી સનિયાએ ધોબી તરફ નજર નાખી. એની આંખમાંથી આંસુ અવિરત વહેતાં હતાં. સનિયાએ કહ્યું — કેમ રડે છે, ધોબી?

બંધ તૂટી જાય ને પૂરનું પાણી વેગથી વહેવા માંડે, એ રીતે સનિયાની એક જ વાત સાંભળતાં ધોબીની આંખમાંથી આંસુઓનો ધોધ વહી નીકળ્યો. એની ધીરજનો બંધ તૂટી ગયો હતો. એણે ત્રુટક સ્વરે કહ્યું — સનિયાભાઈ! મેં મોટો ગુનો કર્યો છે. તું મને માફ કરી દે. મારા વીતેલા જીવનમાં કયું સુખ મને મળ્યું છે? હું એક વિધવા છું. સમાજ, ધર્મ, જ્ઞાતિ વગેરેના નિયમોની જાળમાં પડી પડી તરફડું છું. મારાથી આ બંધનો તોડી શકાશે? હું કદાચ જાળમાં જ તરફડતી રહીશ. મને કોઈ કાઢી નહિ શકે.

ધોબી પોતાની હથેળીમાં મોં છુપાવી ડૂસકે ડૂસકે રડવા લાગી.

સનિયાએ કહ્યું — તું શા માટે રડે છે, ધોબી! હું તો તારી પાસે આવો જ જવાબ સાંભળવાની તૈયારી સાથે આવ્યો હતો. તારે મોંએથી આ સાંભળી હું બેફિકર થઈને પાછો ફરીશ. આજથી હું મુક્ત છું, ધોબી! હવે મારે હનુમાનનું મહોરું પહેરીને નાચવું નહિ પડે.

ધોબીની આંખોમાંથી એકધારાં આંસુ વહેતાં હતાં. પણ થોડીક ક્ષણો

માટે ડૂસકાં રોકી એ સનિયા તરફ જોવા લાગી. સનિયો જાણે હસતો હતો. ધોબીને સમજાયું નહિ કે સનિયો શા માટે હસતો હતો.

સનિયાએ કહ્યું — તેં જ મને જ્ઞાતિનું મહોરું પહેરાવ્યું હતું ને? હા, હા, તેં જ મને હનુમાન બની નચાવ્યો હતો. ઘર, જમીન, જાગીર બધું તેં જ આપ્યું હતું. હનુમાન બની હું થોડા દિવસ નાચ્યો-કૂદ્યો. બધા લોકો એવું જ કરે છે ને? સૌનો કંઇ ને કંઇ ઉદ્દેશ હોય છે. કોઈ ને કોઈ સ્વાર્થ હોય છે. પણ મારો સ્વાર્થ કંઈક બીજો જ હતો. તારાં આંસુઓથી જ મને તે મળી ગયો. મારાં સ્વપ્નો સાકાર થઈ ગયાં. હવે હું આ બનાવટી દુનિયામાંથી નીકળી શકીશ. અહીં હું ગાંડાની માફક જીવતો હતો. હવે મારું ગાંડપણ પૂરું થયું. હવે હું છું એક આઝાદ હનુમાન.

સનિયાએ પોતાની વાત પૂરી કરી નીચે જોયું. એણે વિચાર્યું — અહીં એક મિનિટ પણ થોભવું યોગ્ય નથી. સવાર પડતાં જ લોકોને ખબર પડી જશે કે એક અજાણ્યો માણસ ધોબીને ઘરે આવ્યો હતો. આખી રાત એને ઘરે રહ્યો. ધોબીના નિર્મળ, નિષ્કલંક ચારિત્ર્ય પર કલંક લાગશે. લોકો એની નિંદા કરશે. એના કરતાં, એ હમણાં ને હમણાં આ ઘર છોડીને જાય એ વધુ સારું છે.

ધોબીએ કહ્યું — સનિયાભાઈ! મારી એક વિનંતી છે...

સનિયો માથું ઊંચું કરી ધોબી તરફ જોવા લાગ્યો.

— તું લગ્ન કરી લે, સનિયાભાઈ!

સનિયો આ સાંભળી હસી પડ્યો. ને બોલ્યો, યાદ છે, ત્રણ વર્ષ પહેલાં શિવરાત્રિએ શું થયેલું?

ફરી એ જ વાત! શિવરાત્રિની એ દુર્બળ ક્ષણની કહાણી! ઘણો પસ્તાવો કરવા છતાં ધોબીના મનને શાંતિ નહોતી. એ પોતાના મનને મજબૂત કરવા માગતી હતી, પણ બીજી જ ક્ષણે દુર્બળ થઈ જતી હતી. કોઈક એના દિલના ઊંડાણમાંથી કહેતું હતું — સનિયાની સશક્ત છાતી પર માથું મૂકી, એના ભરાવદાર બાહુમાં જકડાઈને શાંતિથી સૂઈ જા, ધોબી! દુનિયા શું કહેશે? દુનિયા ભલે જલતી રહે. દુનિયા સાથે એને શી નિસબત? એ શા માટે સનિયાને તરસાવે ને શા માટે પોતે આમ જલતી રહે?

ધોબીની નસેનસમાં જાણે આગ ભડકતી હતી. ઉત્તેજનાની અંતિમ હદ સુધી એ પહોંચી ગઈ હતી. ગાંડી તો નહિ થઈ જાય?

એ સનિયાની આંખ સામે એકીટશે જોઈ રહી હતી. સનિયો કંઈક કહેશે — એની જ રાહમાં હતી.

સનિયો ઊભો થઈ ગયો. બોલ્યો — એની ચિંતા ન કર ધોબી! જે કામ ન થાય, જે શક્ય ન હોય, એનો સામનો માનવી કરી લે છે. તારા મનને દુઃખ પહોંચાડવા કે મારા મનની શાંતિ તોડવા હું અહીં નહોતો આવ્યો. તારો સંકલ્પ ટકી રહેશે. હું એમાં અંતરાય નહિ નાખું.

જરા અટકીને સનિયાએ કહ્યું — હવે જવાની રજા આપ, ધોબી! અહીં તારી સાથે, તારા ઘરમાં જો હું વધારે સમય કાઢીશ, તો આપણે બંને દુઃખી થઈશું, બંનેની પીડા વધશે. બંનેના સંકલ્પમાં અંતરાય આવશે. એટલે સારું એ જ છે કે હું જલદી ચાલ્યો જાઉં.

સનિયાની આ વાત ધોબીથી સહન ન થઈ. એ ફરીને રડી પડી. બોલી નહિ — સનિયાભાઈ! તું ન જા, હું તને આટલો નજીક પામી છું ને હવે છોડી નહિ શકું! — પણ એનાથી વધુ કશું કહેવાયું નહિ — એક બાળકની માફક એ રડવા લાગી

ધોબીના દિલનું દર્દ સનિયો સમજી ગયો હતો. જે જવાબ મેળવવા એ દુર્ગાપુર આવેલો એ મળી ગયો. એને થયું, ધોબી એની છે, અને હમેશાં એની રહેશે. સનિયાના કહેવા પર જ ધોબી બધાં દુઃખ ને અપમાન સહી લેશે. પણ એ ધોબીને શા માટે કષ્ટ આપે? કદાચ મનની ઉત્તેજનાથી ધોબી એની સાથે ભાગી નીકળે પણ દુનિયાની નજરે એ કલંકિની બની જશે. એવું જાણી જોઇને એ શા માટે કરે?

ધોબીએ હજી એના હાથ પકડી રાખ્યા હતા. એણે હળવેથી હાથ સેરવી લીધા. ને ખૂબ પ્રેમથી કહ્યું — મારી વાત કદાચ તું સમજે છે. ધોબી! હું ક્રોધ કે અભિમાનથી પાછો નથી ફરતો. હું તારા મનની દૃઢતા, તારા અટલ સંકલ્પની મહત્તા સમજું છું. તારો આદર્શ એ જ મારો આદર્શ છે. એ જ આદર્શને સામે રાખી હું પાછો જાઉં છું.

નોકરાણી બલ્લીએ આવીને કહ્યું કે વિદેઈ જાગી ગયો છે. બસ,

સનિયા માટે આ જ તક હતી. એ ચુપચાપ બહાર નીકળી ગયો. ધોબી પથ્થરના પૂતળા જેવી સ્થિર ઊભી રહી.

ઘનઘોર અંધકાર. આગળ શી રીતે વધે? એ અંધકારમાં પણ સનિયાની આંખ સામે ધોબીની આંસુભરી આંખો, એના કંપતા હોઠ, પથ્થર જેવી એની નિશ્ચલ મૂર્તિ નાચી ઊઠતી હતી. ધોબી જાણે એની સામે ઊભી રહીને કહેતી હતી — ન જા! સનિયાભાઈ! સનિયો ક્ષણભર માટે ઊભો રહી ગયો. એની આંખમાંથી આંસુ સરી પડયાં. એણે પોતાના મનને ઘણું સમજાવ્યું. પણ મન માનતું નહોતું.

આ હતી દુનિયાની માયા. માયાનું બંધન કેટલું દઢ હતું એનો સનિયાએ અનુભવ કર્યો. આ બંધનની દોરી જ્યારે ધીરે ધીરે બંધાતી જાય છે, ત્યારે માણસને એની ખબર પણ પડતી નથી. પણ જ્યારે એ બંધન દઢ થઈ જાય છે ત્યારે એ બંધનમાંથી નીકળી શકતો નથી.

એ આવેગમાં ને આવેગમાં સનિયો થોડે દૂર ચાલી ગયો, અને ગામને સીમાડે પહોંચી ગયો. એણે જોયું, અંધારું ઓગળી રહ્યું હતું અને દૂરની ક્ષિતિજ ઊજળી થઈ ગઈ હતી.

પ્રભાત. હવે અંધારી રાત પૂરી થઈ જશે. પણ સનિયો કયાં જશે? જ્યાં ધોબીના આપેલા ધનથી એણે ઘર બનાવ્યું છે, ત્યાં જ પાછો જશે? ફરી હળ ચલાવશે? માટી ખોદશે? લોહી-પરસેવો એક કરીને ફસલ ઉગાડશે?

એક ઝાડ નીચે એ ક્ષણભર માટે અટકી ગયો.

પણ શા માટે આવું કરે? ફરી જો દુષ્કાળ આવશે તો લાખો માણસો મોતનો શિકાર બની જશે. પૈસાદારોને તો લહેર છે. ફરીને તેઓ લોકોનાં લોહી ચૂસશે, પોતાના પૈસા વધારશે. લાખો હાડપિંજરોની વચ્ચે સનિયાનું હાડપિંજર પડી રહેશે. આ જ તો આખરી પરિણામ આવશે ને?

જો આ જ પરિણામ આવવાનું છે, તો એ શા માટે ધન કમાય? શા માટે પોતાને ઘરે પાછો જાય?

શું કરે? સનિયાને કશી સમજ પડતી નહોતી. આવડી મોટી દુનિયામાં પોતે એકલો છે એવું એણે અનુભવ્યું. જ્યારે જીવનનું કોઈ ધ્યેય નથી

રહેતું ત્યારે માનવીને પોતે નિરાધાર લાગે છે. માનવી કોઈક લક્ષ્યની પાછળ દોડવા ઇચ્છે છે. એટલા ખાતર જ એ ઘણી તકલીફો સહી લે છે.

પણ સનિયાની નજર સામે તો કોઈ લક્ષ્ય નહોતું. એના દિલની ઇચ્છા પૂરી નહોતી થઈ. ધર્મ પર, કલ્પનાના ભગવાન પર, પૂર્વજન્મ કે આ જન્મ પર, મનુષ્યના મોક્ષ કે નિર્વાણ પર એને કાઈ આસ્થા નહોતી. ઘર, જમીન, જાગીર પર એને નફરત થઈ ગઈ હતી. મિલકતથી શું થાય? કોણ એની મિલકતનો વારસદાર બનશે? શું ફરીને એ ઘરસંસાર માંડશે? ફરી સમાજનું એક મહોરું પહેરીને નાચશે? કદાપિ નહિ.

સવાર પડી ગઈ હતી. પૂર્વનું આકાશ ઊજળું થઈ ગયું હતું. સનિયાના મનમાંથી પણ ધીરે ધીરે અંધારું દૂર થતું હતું. એના દિલના ઊંડાણમાંથી જાણે કોઈ કહેતું હતું — સનિયા! તારી સામે તો એક મહાન લક્ષ્ય છે. રસ્તાને છેડે, મુઠ્ઠીભર ચોખાના અભાવે, જે પોતાનો જીવ ગુમાવે છે, જે બીજાના એંઠા પર જીવે છે, જે નિરાધાર છે, ને બીજાની સહાનુભૂતિથી જીવી રહ્યો છે — એ જ તો છે તારો પોતાનો માણસ. એ છે તારો ભાઈ! સનિયા, તારો સગો ભાઈ! તારે એને જ સહાય કરવી પડશે, તારી પાંખમાં સમાવવો પડશે.

આવેશમાં આવી સનિયાએ પોતાના ભીના વાળ ખેંચ્યા હતા. એને થયું — ધોબીએ પોતાની મિલકત ગરીબોને વહેંચી દીધી છે. ગામના લોકો એનાં ઘણાં વખાણ કરતા હતા. લોકો કહેતા હતા કે ધોબીએ ઘણું પુણ્ય એકઠું કર્યું છે ને આવતા જન્મ માટે જમા કર્યું છે. દુનિયાના બધા માણસો જો સુખમાં રહે, કોઈને કોઈની મદદની જરૂર ન હોય, તો પુણ્ય કમાવાની ઇચ્છા જ નથી રહેતી. લોકોને પોતાના કુળનો નાશ થવાનો ડર પણ નથી હોતો.

ધોબીએ પુણ્ય એકઠું કર્યું છે...

આ વાત ખોટી છે. હા, ધોબીએ એક નવો સમાજ જરૂર રચ્યો છે. પણ એ પોતે દૂર રહી છે. એણે જે લોકોને મદદ કરી, તેઓ ફરીને પૈસા કમાયા છે, ધન એકઠું કર્યું છે. તેઓ પણ પડી ગયા છે, પૈસાના ચક્કરમાં — મોટા માણસો બનશે — પોતાનાં બાળબચ્ચાંને સુખી બનાવશે — હંમેશ માટે.

આવી ભૂલ વારંવાર શા માટે થાય છે?

આવનારી પેઢી માટે જેમણે ધન બચાવ્યું હતું, એમના દીકરાઓ, પૌત્રો વગેરે આજે ભૂખ્યા પેટે રસ્તાની ધારે મરવા પડયા છે. જે લોકોને નસીબ પર શ્રદ્ધા છે, એ લોકો કહે છે કે આ બધું પૂર્વજન્મનું જ ફળ છે. પણ આ વાત સાચી છે. ધન બચાવવાની ઇચ્છા શા માટે થાય છે? ભયથી? કુળનો નાશ થઈ જવાના ડરથી?

કોઈ ધનહીન, બદનસીબ, નિરાધાર કે બીમાર માણસને જોઈ માનવી ડરી જાય છે. આગળ જતાં એની કે એના વંશજોની સ્થિતિ આવી તો નહિ થાય? આ કલ્પનાથી જ એની છાતી ધ્રૂજી જાય છે. આ ડરથી જ એ ધન બચાવે છે. જો સૌને બે વાર પેટભર ભોજન અને શરીર ઢાંકવા કાપડ મળી જાય તો લોકો પૈસા શા માટે બચાવત? બચાવવાની ઇચ્છા જ ન રહેત. ભવિષ્યની પેઢીના સુખની ચિંતા મનમાં ન થાત.

આકાશમાં સૂરજ ચડતો હતો. સનિયો ધીરે ધીરે આગળ વધતો હતો. ધોબીથી એ ઘણો દૂર નીકળી ગયો હતો. એને થયું, જે પુનીને એણે મોતના મોંમાં ધકેલી દીધી હતી, એને નજીક બોલાવશે. મધુ ભાઈને ભેટશે. ફરી એક વાર સનિયાની જાત ચાલી જશે. એ અછૂત થઈ જશે. એ ફરીને કંગાળની માફક ચાલ્યો જશે, સમાજથી દૂર. ફરીને લોકો એના તરફ ઘૃણા કરશે. એ પોતાનું મહોરું ફેંકી દેશે. હનુમાનનો પોશાક ફેંકી દેશે. પણ એ થશે એક માનવી — એક સાચો માનવી.

સનિયો આગળ વધ્યો — પુનીના ઘર તરફ.

મધિયો ઘણો વહેલો ઊઠી ગયો હતો. સનિયો જ્યારે એને ત્યાં પહોંચ્યો ત્યારે એ ઘેર નહોતો. પોતાના કામે ચાલી ગયો હતો. મધિયાનો દીકરો હજી સૂતો હતો. પુની ગમાણમાંથી છાણ કાઢી, ગમાણ સાફ કરી બહાર આવતી હતી. નીકળતાં જ એણે જોયું, સામે સનિયો ઊભો છે! ભાઈ? એને વિશ્વાસ જ બેસતો નહોતો. એને થયું, આ સપનું તો નથી?

સનિયો વધુ નજીક આવી ગયો. પોતાની વહાલી બહેન પુનીને ધારી ધારીને જોઈ. આને જ તો ખોળામાં બેસાડીને રમાડેલી! પુની જરા મોટી થઈ ગયેલી. પણ સુંદર હતી. બીજો કોઈ ફેરફાર એને ન દેખાયો. એ જ

આંખો, એ જ નાક, એ જ હોઠ, એવી જ ગંભીર દૃષ્ટિ — બધું એવું ને એવું જ હતું.

પણ બદલાયું શું હતું ?

પુનીની જાત બદલાઈ ગઈ હતી. કંગાળ થયા પછી પુની પોતાની જ્ઞાતિમાં સામેલ નહોતી થઈ. હવે એ મધુ ભોઈની વહુ બની ગયેલી. તોય પુની એ જ પુની હતી. હજી સુધી સનિયાએ એને શા માટે સ્વીકારી નહોતી ?

એણે અત્યંત કોમળ અવાજે કહ્યું — પુની !

સનિયો કદાચ વધુ કંઈક કહેવા માગતો હતો, પણ એનું ગળું રૂંધાઈ ગયું. જીભ જ ન ઊપડી. આંખો ભરાઈ આવી.

પોતાના ભાઈને મોઢેથી પ્રેમભર્યો સાદ સાંભળી પુની પણ પોતાને ભૂલી ગઈ. એના મનમાં જાણે રીસનું પૂર ઊમટયું. કપાયેલા ઝાડની માફક એ ભાઈના પગમાં પડી ગઈ. અને ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

સનિયાએ પોતાના બંને હાથેથી એને ઊંચકી.

પણ પુનીનું રડવાનું બંધ થયું નહિ. સનિયાની છાતી પર માથું મૂકી એ રડ્યા કરતી હતી. પોતાના કુટુંબનાં બધાં લોકો યાદ આવવા લાગ્યાં — પોતાના પિતા, માતા, નાની બહેન કુની અને નાનો ભાઈ, જે દુકાળમાં ખૂબ સુકાઈ ગયો હતો. દુષ્કાળનું ભયંકર દૃશ્ય એની આંખો સામે નાચવા લાગ્યું. કયાં ગયાં એ બધાં ? અત્યારે કયાં છે ? પુની ધ્રુસકે ધ્રુસકે રડતી હતી.

સનિયો એની પીઠ પસવારતો હતો. એની આંખો ભરાઈ આવી હતી. એ બોલ્યો, શાંત થઈ જા, પુની. હું નકામો એક ભ્રમણા પાછળ દોડતો હતો. મારી આશાઓ જુઠ્ઠી હતી. મેં માનવતા કચડી નાખી હતી અને પડછાયા પાછળ દોડતો રહ્યો. હવે મારો ભ્રમ ભાંગી ગયો છે, પુની !

પુની સનિયાની છાતી પરથી મોં ઊંચકી, એની આંસુભરી આંખો સામે એકીટશે જોઈ રહી હતી.

— મધુ કયાં છે ? સનિયાએ પૂછ્યું. પુનીએ કશો જવાબ ન આપ્યો.

— તારે એક નાનો દીકરો છે ને ? એ કયાં છે ?

પુની જવાબ આપે એ પહેલાં જ અંદરથી બનાનો રડવાનો અવાજ

આવ્યો. એક ફાટેલી ચટાઈ પર, એક ખૂબ મેલી ગોદડી પર એ સૂતો હતો. બના ભોઈ, જે બનેઈ પરિડાના લોહીનું સંતાન હતો. ફાટેલી ગોદડી પર હાથપગ હલાવી રડી રહ્યો હતો. બનેઈ પરિડાનું જીવતુંજાગતું પ્રતીક એ જ તો હતો. સનિયાને લાગ્યું કે એના પિતા બનેઈ પરિડા ફરી બાળક થઈ સ્વર્ગપુરીથી પાછા આવી ગયા છે. બનેઈ પરિડા તો એના પિતા હતા — એના પૂર્વજ — એમના જમાનામાં પરિડા કે સોઈ વચ્ચે કોઈ અંતર નહોતું. બધા માનવી સરખા હતા. બધા એક જ્ઞાતિના હતા — એક ધર્મનાં સંતાન હતાં.

સનિયાએ બનાને ખોળામાં લઈ લીધો. પણ બના છાનો ન રહ્યો. સનિયાએ ફરી એને પુનીના ખોળામાં મૂકી દીધો.

સનિયો પુનીના ઘરમાં અંદર આવી ગયો હતો. પુનીએ વિચાર્યું, લોકો કદાચ ફરીને ભાઈને જ્ઞાતિમાંથી કાઢી મૂકશે. ફરીને એ સમાજથી જુદો પડી જશે. લોકો એના નામ પર કલંક લગાવશે. હવે એ શું કરે? પુની ખૂબ ગભરાઈ ગઈ હતી.

પણ સનિયો એના મનની વાત સમજી ગયો હતો. એણે હસતાં હસતાં કહ્યું, મારા પર નારાજ છે? નાનપણમાં પણ તું આવી જ રીતે નારાજ થતી હતી. પણ તારી નારાજી એક મિનિટ પણ ટકતી નહોતી.

પુની પોતાના દીકરાને ખોળામાં લઈને જરા દૂર બેઠી. એના હોઠ ધ્રૂજતા હતા. એ બોલી... ભાઈ!

પણ એના શબ્દો ગળામાં જ અટકી ગયા. સનિયો એનો પોતાનો મોટો ભાઈ હતો — દેવતા સમાન. હવે એને શી રીતે કહેવાય કે — ભાઈ, તમે ચાલ્યા જાઓ. હવે હું તમારી બહેન નથી. તમારી બહેન જે પુની હતી, એ તો મરી ચૂકી છે...

સનિયાએ જોયું કે પુનીનો ચહેરો ઝાંખો પડી ગયો છે — એના ચહેરા પર જાણે દુઃખદાયી વિચારો રમ્યા કરતા હતા. સનિયાએ સ્નેહથી પૂછ્યું — શું તારી રીસ નહિ ઊતરે પુની! નાનપણની વાત સાંભરે છે? તેં કેટલીય વાર ભૂલ કરેલી, પણ મેં ક્યારેય રીસ કરી નહોતી, કદી મારી નારાજી બતાવી નહોતી. યાદ છે ને?

જરા અટકીને સનિયાએ કહ્યું — અચ્છા, કહે તો, કેટલી વાર મેં

તારો કાન આમળ્યો હતો? કેટલી વાર તારા ગાલ પર થપ્પડ લગાવી હતી? કેટલી વાર પછી તને ખોળામાં લઈ લીધી હતી? કેટલી વાર તને વહાલ કર્યું હતું? યાદ છે ને?

પુનીના મનમાં એક અજબ આવેગ ઊમટચો. જાણે એની છાતી ફાટી જશે. સનિયાભાઈ, શા માટે વીતેલા દિવસોની યાદ અપાવે છે? એ શો જવાબ આપે?

સનિયાએ ફરી કહ્યું—હું મોટો જરૂર છું. પણ તેથી શું થયું? મોટાભાઈની પણ ભૂલ તો થાય. મેં મોટી ભૂલ કરી છે. નાતજાત, ધર્મ કે મિલકતની લાલચે મને તારાથી દૂર નહોતો રાખ્યો. આપણા બે વચ્ચે જે દીવાલ હતી, એ હતી મોહની દીવાલ—અજ્ઞાનની દીવાલ. એ દીવાલ હવે તૂટી ગઈ છે, પુની. હવે હું તારી પાસે પાછો આવી ગયો છું. હજી બેઠી કેમ છે? ઊઠ, તારો સગો ભાઈ તારે ઘરે આવ્યો છે. રાજી થઈ જા, આ રડવાનો વખત નથી... ઊઠ...

પુની આશ્ચર્યથી, દુઃખથી ભાઈની સામે જોઈ રહી હતી. સનિયાએ પાછું કહ્યું—સાંભળ, તારા ભાઈનું ગળું સુકાય છે. વાટકામાં થોડો 'પખાલ'* તો લઈ આવ. તારા હાથનો 'પખાલ' ખાધા પછી મારા આત્માને શાંતિ મળશે.

—આ શું બોલો છો, ભાઈ!—પુનીએ કહ્યું—હું હવે અછૂત થઈ ગઈ છું. તમે મને યાદ કરી, મને મળવા આવ્યા, મારા બાળકને ખોળામાં લઇ લીધું—શું એટલું મારે માટે પૂરતું નથી?—આકાશનો ચાંદો હાથમાં આવી જાત તોય, આજે જેટલી ખુશ છું એટલી ખુશ ન થાત! પૂર્વજન્મમાં મેં જરૂર પુણ્ય કર્યું હશે. એટલે જ તમારી બહેન થઈને જન્મી. પણ મેં પાપ પણ ઘણાં કર્યાં હશે. એટલે અછૂત થઈ ગઈ. આટલા લોકો દુકાળમાં મરી ગયા. ભગવાન જાણે, મારું મોત કેમ ન થયું? સ્મશાનમાં નિરાધાર ઊભી હતી. ગીધડાં-કૂતરાંથી બચાવીને અછૂત બાઉરી મધુ ભાઈ મને એને ઘરે લઈ આવ્યો હતો. એની સાથે આવવા સિવાય મારી પાસે બીજો રસ્તો પણ નહોતો. મારો જીવ બચી ગયો. બાઉરીના ઘરે રહી છું અને મારે પેટે આ કલંક પણ પાક્યું છે. હવે હું

*પાણીમાં પલાળેલા ચોખા.

શું કરું? નરકમાં જ સબડું છું. હવે આવી હાલતમાં શું મોઢું લઈને તમારી પાસે આવું? આ જ કારણે હું તમને મળવા ન આવી.

પુનીએ પોતાની આંખનાં આંસુ લૂછયાં. પછી કહ્યું—મેં કેટલીયે વાર વિચાર કર્યો કે આત્મહત્યા કરી લઉં. પણ ન કરી શકી. જેણે મને મોતના મોંમાંથી બચાવેલી, મારે માટે જેણે આટલી તકલીફ ઉઠાવેલી, મારે ખોળે એક બાળક આપ્યું હતું, એને જ્યારે જોતી, ત્યારે મરવાની બધી હિંમત જ તૂટી જતી.

સનિયો આશ્ચર્યથી પુની તરફ જોઈ રહ્યો હતો. એ બોલ્યો—તું ખોટું સમજી છો પુની. જેણે તને જીવન આપ્યું છે, પ્રેમ કર્યો છે એ તારો પતિ છે, દેવતા છે. તારો આ દીકરો કેટલો પવિત્ર છે! માનવીનું બાળક હમેશાં પવિત્ર જ હોય છે. એ કલંક નથી, શરમજનક નથી. તારો સંસાર ખરેખર સુંદર છે.

પુનીને બેચેની થતી હતી. એ બોલી—ઘણા લોકો આ રસ્તેથી આવજા કરે છે. તમે અહીંથી ચાલ્યા જાઓ. ભાઈ, લોકો જો જોશે તો તમને પણ 'અછૂત' બનાવી દેશે.

—મને લોકોનો એવો ડર નથી.

—ના, ના, એવું ન બોલો, ભાઈ! શું પરિડા વંશનો લોપ થઈ જશે? બનેઈ પરિડાનું કુળ ખતમ થઈ જશે? સાત પેઢીના આત્માઓને જળ કોણ આપશે? ઘરમાં દીવો કોણ કરશે? હું તમારે પગે પડું છું, ભાઈ! તમે અહીંથી ચાલ્યા જાઓ. તમે ઘરસંસાર વસાવો, બાપદાદાનું નામ રાખો. તમને સુખી જોઈ આ નરકમાં પણ મને શાંતિ મળશે.

સનિયાને થયું—કેટલી બેવકૂફ છે આ પુની! સમાજના અત્યાચારને કારણે જ એ પોતાને અછૂત માને છે. એક દેવશિશુ જેવા પવિત્ર બાળકને એણે જન્મ આપ્યો છે. હવે એની સાથે ચર્ચા કરવાનો શો અર્થ છે? જે સ્વર્ગ ને નરકનાં સપનાં જુએ છે, જેને માથે દેવતાનું ભૂત સવાર છે—એને સચ્ચાઈનો પ્રકાશ બતાવવો વ્યર્થ છે. એ પ્રકાશથી તો એની આંખો અંજાઈ જશે. કશો ફાયદો નહિ થાય.

સનિયો બીજું કશું બોલ્યો નહિ, ને ઊભો થઈ ગયો.

પુની પણ ઊભી થઈ ગઈ. બાળકને ઊંચકી થોડે દૂર ઊભી રહી.

સનિયો પુનીને ઘરેથી નીકળી ગયો. એક વાર પાછું વાળીને જોયું નહિ.

સૂરજ આકાશે ચડી ગયો હતો. ઘણા લોકો ગામની ગલીઓમાં ફરતા હતા. સનિયાના મનમાં એક જ વિચાર વારંવાર આવતો હતો. પોતાની સગી બહેન પુનીએ પણ એને છોડી દીધો.

પુની પોતાના બાળકને તેડીને ઊભી રહી. એને લાગ્યું, જાણે પરિડા વંશના પવિત્ર લોહીનાં કેટલાંય નાનાં નાનાં બાળકો સનિયાની પાછળ દોડી રહ્યાં છે.

પુનીએ ઊંડો શ્વાસ લીધો. એના મનમાં કેટલાયે વિચારો આવી ગયા. જાણે પરિડા-વંશ ઘણો મોટો થઈ ગયો છે. એટલો મોટો કે એક છેડેથી જોતાં બીજો છેડો નજરે પણ ચડતો નથી.

ધોબી માટે શું કરવું જોઈએ? ધોબીની મા એ જ વિચારતી હતી. આખી રાત એ રડતી રહી હતી. સવારે પણ પથારીમાંથી ઊઠી નહોતી.

તડકો થયો. સવારનું સફાઈનું કામ નોકરોએ કરી લીધું. પણ ધોબીની માએ મોં પણ ધોયું નહોતું. નિધિની પત્ની ધામે પગલે ઓરડામાં દાખલ થઈ. પોતાની જેઠાણીના પગ દબાવતાં બોલી, ઊઠો, મોટીબે'ન! તમે આટલી ચિંતા શા માટે કરો છો? એમના પર (ચિંતેઈ સોઈ) નારાજ થઈ, તમે પોતાની જાતને જ હેરાન કરો છો. એ પણ નારાજ થઈ, સવાર-સવારમાં દુર્ગાપુર ચાલ્યા ગયા છે.

સવારે મેં જોયું કે બહાર પાલખી પડી છે. પાલખીવાળા પણ હતા. મેં પૂછ્યું કે વાત શી છે? સાંભળ્યું કે એ દુર્ગાપુર જવાના છે. હવે એ ગયા પણ હશે.

ધોબીની માએ મૂંગા મૂંગા કશું વિચારવા માંડ્યું — નાનીએ કહ્યું — ચાલો ને મોટીબહેન, તમે કાલનું કશું ખાધું નથી. તમને મારા સમ, આવો ને...

ધોબીની માએ ભગવાન પર રોષ કરતાં કહ્યું — આ ભગવાન પણ એવો કઠોર છે! મારો જીવ નથી લેતો. હવે મારા નસીબમાં શું રહ્યું છે... જરા અટકીને એમણે કહ્યું — નિધિ ક્યાં છે?

—બહાર છે.

—જા, એમને બોલાવી લાવ.

નાની ચાલી ગઈ. પલંગ પર બેઠી થઈ, ધોબીની મા વિચારવા લાગી—સવાર સવારમાં એમને દુર્ગાપુર જવાની શી જરૂર પડી? થોડી વારે નિધિ આવી પહોંચ્યા. એમને પહેલાં એ જ પૂછ્યું.

—મને તો ભાભીજી, ભાઈએ કશું કહ્યું નથી.

ધોબીની મા નારાજ થઈ ગઈ. ઊંચા સાદે બોલ્યાં: કશું નથી કહ્યું? મારાથી છુપાવો છો ને? બધી ગરબડના મૂળમાં તમે છો, સમજ્યા? તમે જો એમની વાત ન માની હોત—તમે જો દૃઢ રહ્યા હોત, તો મારી ધોબીનાં લગ્ન ઓછાં અટકત?

નિધિ કશું ન બોલ્યા. એમને થયું, ભાઈ ને ભાભી બંને પૂજ્ય છે. એમની સાથે ચર્ચા કરવી ઠીક નથી. પણ એમની પત્ની આ મૌનથી ઘણી નારાજ થઈ ગઈ હતી. એ ઓરડામાંથી બહાર નીકળી ગઈ. ધોબીની માએ ફરી પૂછ્યું—ચૂપ કેમ છો? નિધિએ જવાબ આપ્યો—ખરેખર, ભાઈએ કશું કહ્યું નથી. સવારમાં ઊઠીને એ ચાલ્યા ગયા. મને મળ્યા પણ નથી.

—હા, હા, મને ખબર છે, એ શા માટે ગયા છે. હવે ધોબી પર દબાણ લાવશે કે એ વિદેઈને દત્તક લે. તમે એમાં સંમત છો?

સહેજ હસીને નિધિએ કહ્યું—એની ચિંતા ન કરો, ભાભી. મારે જીવતેજીવ એ કદી નહિ થાય.

—સાચ્ચે?

—ખરેખર ભાભી! હું એવું નહિ થવા દઉં. ભાઈ જો નારાજ થશે તો હું મારાં છોકરાંઓને લઈને ક્યાંક ચાલ્યો જઈશ. આ મિલકત ભાઈની કમાણી છે. એમાં મારો કશો ભાગ નથી. જે ઘરમાં સતત અશાંતિની આગ જલતી હોય, ત્યાં રહીને હું તમારા મનને દુઃખ નહિ પહોંચાડું. ભાઈ નારાજ થાય તો થવા દો. મારે એમની મિલકત નથી જોઈતી. મજૂરી કરીને જે કંઈ મેળવીશ, એ છોકરાંઓને ખવડાવીશ.

નિધિની વાત સાંભળતાં જ ધોબીની મા ખૂબ નારાજ થઈ ગઈ. એમની આંખમાંથી જાણે આગના તણખા ઝરતા હતા. ભાભીને આવા રૂપમાં નિધિએ ક્યારેય નહોતાં જોયાં. એમને ડર લાગી ગયો.

ધોબીની માએ ઊંચા સાદે કહ્યું — ચૂપ રહે, નિધિ! બાળકો બધાં તારાં છે! તેં એમને પાળી-પોષીને મોટાં કર્યાં છે? ક્યારેય એમને ખોળામાંય લીધાં છે? દેરાણીએ એમને જનમ જરૂર આપ્યો હશે, પણ કોને ખોળે ઊછર્યાં? કોની છાતીનું દૂધ પીધું?

ધોબીની મા કંપતી હતી. પણ જે આંખમાંથી તણખા ઝરતા હતા, એમાંથી હવે આંસુની ધારા વહેતી હતી.

ભાભીની આ વાત સાંભળી નિધિને ખૂબ દુઃખ થયું. ખેદ અને ભયથી તેઓ બેચેન થઈ ગયા. એમને થયું કે એમની વહાલી ભાભીના દિલને ઘણો આઘાત લાગ્યો છે. ભાભીને એમણે માની માફક જોયાં છે. ભાભીએ કદી એમની સાથે આ રીતે વાત નહોતી કરી. એ તો ઘરની લક્ષ્મી હતી. એમના જ પ્રેમથી ઘરનાં બધાં બાળકો ઊછર્યાં હતાં. આજે મેં ભાભીના મનને શા માટે આઘાત આપ્યો? આમ વિચારીને નિધિ ઘણું દુઃખ અનુભવતા હતા.

ધોબીની માએ ફરી કહ્યું — પોતાના ભાઈની સાથે ઝઘડો કરીને કે એમની લાલ આંખોથી ડરીને જો ઘર છોડીને જવું હોય તો તમે જઈ શકો છો. જેને પોતાની તાકાતની ખબર નથી, એમને માથું ફોડીને મરવાનું જ છે. પણ મારાં બાળકોનું નામ શા માટે લો છો? જવું હોય તો ચાલ્યા જાઓ! બાળકોનું નામ લીધું તો કહી દઉં છું કે આ ઘરમાં આગ લગાવી દઈશ, હા!

ગરમાગરમી પછી ધોબીની મા ચૂપ થઈ ગઈ.

નિધિએ હાથ જોડીને કહ્યું — ભાભીજી, હું તમારાં બાળકોનું નામ નહિ લઉં! તમને તો ખબર છે કે ભાઈ કેટલા અભિમાની છે. એમની વાત જો ન માનીએ તો ચિડાઈ જાય છે. કંઈ પણ કરો, હજાર વિનવણી કરો, પણ સાંભળતા નથી. વિદેઈને વારસદાર બનાવવામાં હું જરૂર એમને રોકીશ. પણ જો ભાઈસાહેબ ન માને તો મારે શું કરવું? ઘર છોડીને જવા સિવાય મારી પાસે બીજો રસ્તો પણ નથી ને! એટલે મેં નક્કી કર્યું છે કે હું ચાલ્યો જઈશ.

ફરી ધોબીની મા ચિડાઈને બોલી — ક્યાં જશો, હું પણ જરા જાણું તો ખરી! મારી લાશને કોઈ પારકા માણસો કાંધ આપે, એવું જ

તમે વિચાર્યું છે! કેમ, મેં તમારું કંઈ કર્યું નથી? હું કહી દઉં છું, આ નહિ બની શકે. મારી લાશ તમે તમારી કાંધ પર લઈ જાઓ — બાળો ને પછી જે મરજીમાં આવે તે કરો.

સહેજ અટકીને ધોબીની માએ કહ્યું — અચ્છા, ઠીક છે. આજથી હું ધોબીનું નામ જ નહિ લઉં. જન્મ ભલે મેં આપ્યો, પણ પાળી-પોષીને મોટી તો તમે કરી છે. જ્યારથી એ વિધવા થઈ, ત્યારથી મારી નજરે તો જાણે એ મરી જ ગઈ છે! હા, એ મરી ગઈ છે — મરી ગઈ છે....

ભાભીની આ દુઃખદાયક માનસિક સ્થિતિ નિધિથી સહન ન થઈ. ઘરમાં બધાં બાળકોમાં ધોબી સૌથી મોટી હતી. ધોબીને એ સૌથી વધુ પ્રેમ કરતા હતા. ધોબી પછી, બીજાં પણ ત્રણ બાળકો આ ઘરમાં આવ્યાં હતાં, પણ એમની સાથે નિધિને જાણે કશી ઓળખાણ જ નહોતી થઈ. ખરી રીતે તો ભાઈસાહેબની દરેક વાત આમ માની જવાનું, એમના અન્યાયની સામે અવાજ ન ઉઠાવવાનું યોગ્ય ન ગણાય. કંઈક તો કરવું જ પડશે. એમને થયું કે ધોબીનાં લગ્ન સનિયા સાથે કરવાં પડશે. એમાં જો ભાઈસાહેબ સાથે ઝઘડો થતો હોય તો ભલે થતો....

નિધિ દુઃખી થઈને બેસી ગયા. ભાભીના ચરણોમાં માથું અડાડીને બોલ્યા — ધોબી વિશે તમે ચિંતા ન કરો ભાભી. હું હમેશાં ભાઈનો અન્યાય નહિ સહન કરું. હું તમારો ચરણસ્પર્શ કરીને કહું છું કે ધોબીનાં લગ્ન જરૂર થશે ને સનિયા સાથે જ થશે.

વિદેઈની મા દીવાલની આડમાંથી જોતી હતી. નિધિની વાત સાંભળતાં જ નારાજ થઈને રસોડામાં ચાલી ગઈ.

ધોબીની માએ તો માથું ઊંચકીને જોયું પણ નહિ કે શું થઈ રહ્યું છે.

જોતજોતામાં પાંચ દિવસ વીતી ગયા. સનિયો ક્યાં ચાલ્યો ગયો? રહીમને ચિંતા થતી હતી. કંઈ જણાવ્યું પણ નહોતું, પણ પાંચ દિવસથી એ ગુમ હતો. મજૂર વિશી સામલને એ સનિયા વિશે વારંવાર પૂછતો હતો. વિશી પણ કશું કહી શકતો નહોતો. એણે ત્યાંના લોકોને પૂછ્યું હતું. પણ સૌ એક જ જવાબ આપતા હતા. અમે નથી જોયો.

રહીમ પોતાના કામમાં કશી ઊણપ રાખતો નહોતો. વિશીની સાથે શાકભાજીના બગીચામાં કામ કરતો હતો. ગાય બકરીઓની સંભાળ રાખતો હતો. ઘર પર નજર રાખતો હતો અને બહાર જ થોડા ચોખા રાંધી ખાઈ લેતો હતો. રાત્રે નાળિયેરીનાં પાનમાંથી બનાવેલી ચટાઈ પાથરી સૂઈ જતો હતો. સવાર પડતાં જ ફરીને રહીમનું કામ શરૂ થઈ જતું હતું.

નિધિ સોઈએ વારંવાર સંદેશો મોકલ્યો હતો. એ પોતે આવીને જોઈ ગયા હતા. પણ સનિયાની કંઈ ભાળ મળી નહોતી. રામ પ્રહરાજ પણ એકબે વાર આવી ગયેલા. એમણે કહ્યું કે હવે 'રાજ'* પણ ઘણો નજીક આવી રહ્યો છે. પ્રહરાજે કહેલું કે 'રાજ'ની અગાઉ બેત્રણ રાત રામલીલા થવી જોઈએ.

જમીનદારના ગુમાસ્તા ગોવિંદ પ્રધાને સનિયાને કહેવડાવ્યું હતું કે એના તળાવમાંથી થોડી માછલીઓ પકડીને મોકલે. માછલી પકડવા જાળ લઈને થોડા લોકો પણ આવ્યા હતા. પણ રહીમે એમને ના પાડી દીધેલી. સનિયાએ એને કશું કહ્યુ નહોતું, એની રજા વિના એ માછલી શી રીતે પકડવા દે?

એક ગાંડી પણ — ગામમાં ફરતી હતી, તે સનિયાને ઘરે આવેલી. એણે કહેલું — સનિયો જ મારો વર છે ને હું એની વહુ છું. હું અહીં જ રહેશ. આ જ તો મારું ઘર છે. પણ ગામનાં છોકરાંઓ એની પાછળ પડેલાં. એને હેરાન કરતાં હતાં.

રહીમે એને ખાવાનું આપેલું. પણ છોકરાંઓ તો તાળીઓ વગાડી વગાડીને એની પાછળ દોડતાં હતાં. બૂમો પાડી પાડીને કહેતાં હતાં — 'કઈ' ગાંડી, 'કઈ' ગાંડી, 'કઈ' ગાંડી!

સનિયો ક્યાં ચાલ્યો ગયો? રહીમને કશું સમજાતું નહોતું.

ધોબી અકળાતી હતી — શરીર અને મનના દુઃખથી. જે ઓરડામાં એક દિવસ હરિ મહાંતિએ કોરા કાગળ પર અંગૂઠો લીધેલો એ જ જગ્યાએ ધોબી સૂતેલી. ચિંતેઈ સોઈ બાજુમાં બેઠા હતા. થોડે દૂર દીવો બળતો હતો.

---

* ઓરિસામાં ઊજવાતો એક લોકપ્રિય તહેવાર.

ચિંતેઈ સોઈ ગંભીર થઈને બેઠા હતા. મનમાં સેંકડો વિચારો ચાલતા હતા. એમણે પોતાના જીવનમાં જે કર્મો કર્યાં હતાં, એમાં કયું સાચું હતું, ને કયું ખોટું, વારંવાર એ જ વિચારતા હતા.

એમની એકની એક દીકરી આજે માંદી પડી પથારીમાં સૂતી હતી. જાણે કાલે જ એનો જન્મ થયો હોય એવું લાગતું હતું. પણ એની ભલાઈ વિશે તો એમણે કદી વિચાર્યું નહોતું. એ તો હમેશાં રૂપિયા, નાણાં, જમીન-જાગીર એના ચક્કરમાં જ વ્યસ્ત રહ્યા. નાયક-કુટુંબની મિલકતને સોઈ-કુટુંબની મિલકતમાં મેળવી દેવા એમણે કેટલાય કાવાદાવા કર્યા. પણ બધું ફોગટ ગયું. પોતાની પત્ની સાથે ઝઘડીને તેઓ છાનામાના દુર્ગાપુર આવી ગયેલા. એમને હતું કે વિદેઈને ખોળે લેવા માટે તેઓ ધોબીને સમજાવી શકશે. એણે ઘણી મિલકત બરબાદ કરી નાખી હતી. હવે જો કંઈ નહિ થાય તો બાકીની મિલકત પણ વેડફાઈ જશે.

દુર્ગાપુર પહોંચતાં જ હરિ મહાંતિએ બધું કહી દીધું. નોકરાણીઓને બોલાવી ચિંતેઈ સોઈએ પૂછપરછ કરી. સનિયો કાલે રાત્રે આવેલો અને સવાર પડતાં પહેલાં જ પાછો ચાલ્યો ગયો. એનાં કાદવવાળાં કપડાં હજીયે ઓશરીની નીચે પડેલાં હતાં. વાત નાનીઅમથી હતી. પણ બોલવાની રીતથી એને મોટી કરી શકાય એમ હતું. જરા ભવાં ઊંચકીને બોલાય તો એના ઘણા અર્થ નીકળી શકે. બોલવાની રીતથી જ હાને ના ને નાને હા કરી શકાય — પૂનમની રાતને અમાસના અંધકારમાં પલટી શકાય.

અંધકાર? હા, સોઈના મનમાં અંધકાર છવાયેલો હતો. એમણે બધું સાંભળ્યું. મનમાં એટલો ક્રોધ આવ્યો કે એની ધારથી જાણે માથું પણ કપાઈ જાય! એમને થયું, આટલા માટે જ ધોબી એમનાથી દૂર રહેતી હતી. સનિયો અહીંયાં શું રોજ આવતો હતો? એક દિવસ લોકોએ એને જોઈ લીધો. પણ એની પહેલાં કદાચ એ અવારનવાર આવ્યો હશે. સનિયો દુષ્કાળના મોંમાંથી છટકી ગયેલો. માંડ માંડ એનો જીવ બચ્યો. જ્ઞાતિમાં સામેલ થયો, ઘર બનાવ્યું, ધન કમાયો — પણ આટલા બધા પૈસા આવ્યા ક્યાંથી?

ધોબીએ કંઈ આપ્યું હશે?

વારંવાર ચિંતેઈ સોઈ આ જ વિચારતા હતા — શું ધોબીએ

સનિયાને પૈસા આપેલા? કેટલી શરમની વાત છે? અંતે એમની એકની એક દીકરી ધોબીએ જ એમને નીચું જોવડાવ્યું? હા, સનિયાને ને એની મિલકતને એક ફૂંકથી તેઓ ઉડાવી શકે, પણ આ કલંક તો છાનું નહિ રહે. હવે શું કરવું?

નોકરાણી બલ્લીએ આવીને કહ્યું — માજી હજી 'ઠાકુર'ની ઓરડીમાં છે. વચ્ચે વચ્ચે બાળકની માફક રડે છે. આટલો બધો વખત થયો, હજી બારણું નથી ખોલતાં.

ચિંતેઇ સોઇને થયું, આવી હાલતમાં ધીરજ ન ગુમાવવી જોઈએ. ઉતાવળથી કંઈ થશે તો કદાચ ખરાબ પરિણામ આવશે. લોકો પણ હસશે. ધોબીએ અહીં એક મિનિટ પણ ન રહેવું જોઈએ. એમણે કહ્યું — તારાં શેઠાણી જ્યારે ઊઠે, ત્યારે કહેજે કે એની માની તબિયત બગડી ગઈ છે, હું એને લેવા આવ્યો છું.

ચિંતેઇ સોઇ મંદિરમાં ઊતર્યા હતા. દરેક ક્ષણે એમનો ભાર વધતો જતો હોય એવું લાગતું હતું. વિદેઇ પણ એકબે વાર આવી પાછો ચાલ્યો ગયો હતો. 'મોટા બાપુજી'નો એને ખૂબ ડર લાગતો હતો. એટલે એ એમની પાસે નહોતો આવતો. ચિંતેઇ સોઇએ પણ એને બોલાવ્યો નહોતો.

બપોરે બલ્લીએ આવીને સમાચાર આપ્યા કે માજીને સખત તાવ છે. શરીર એટલું તપે છે કે અનાજ મૂકીએ તો બળીને રાખ થઈ જાય. એમની આંખ પણ ખૂલતી નથી.

ચિંતેઇ સોઇને થયું કે ધોબીને વિષ્ણુપુર આવવું નથી એટલે તાવનું બહાનું કાઢ્યું છે. પણ જે હોય તે, જાતે જઈને એક વાર જોઈ લેવું જોઈએ. એ જોવા ગયા.

અરે! આ તો ખરેખર તાવ છે. એમણે સાદ દીધો – ધોબી!

ધોબીએ આંખો ખોલી. એ બેચેન હતી. પલંગ પર જ પડી રહી. એણે ચિંતેઇ સોઇ તરફ જોયું. પોતાના પિતાનો હાથ પકડીને એ ખૂબ રડી. પછી બોલી — માને શું થઈ ગયું, પિતાજી! હું આવીશ, ચોક્કસ આવીશ.

ચિંતેઈ સોઈ વિચારમાં પડી ગયા કે હવે શું કહે? ખચકાતાં ખચકાતાં એમણે કહ્યું — ચિંતાનું કોઈ કારણ નથી, ધોબી! કંઈક થઈ ગયેલું. એ તો બરાબર થઈ જશે. તને તો સખત તાવ છે. તારાથી કેમ અવાશે? તાવ ઓછો થઈ જાય, પછી કાલ કે પરમ દિવસે અહીંથા નીકળજે.

ધોબી ચૂપ રહી.

તાવ ઊતર્યો નહિ. પથારીમાં પડી પડી ધોબી તરફડતી હતી. ચિંતેઈ સોઈ પોતાનો બધો ગુસ્સો, અભિમાન ભૂલી ગયા હતા. એ તો ધોબીની સેવામાં લાગી ગયા હતા. ત્રણ દિવસ પછી ધોબીના શરીર પર શીતળાનો સોજો દેખાયો. આખા શરીરે દાણા ફૂટી નીકળ્યા હતા. ખૂબ પીડા થતી હતી. ધોબી પથારીવશ જ હતી. આ બધું જોઈને ચિંતેઈ સોઈનું મન પીગળી ગયું હતું.

આસપાસનાં ગામડાંઓમાં શીતળા ફેલાઈ ગયા હતા. દુર્ગાપુરમાં બેત્રણ માણસો શીતળાથી ગુજરી ગયા હતા. ચિંતેઈ સોઈ આ જાણીને હતાશ થઈ ગયા હતા. એમના મનમાં અનેક વિચારો આવી ગયા. એમને થયું કે જો ધોબી ગુજરી જશે તો નાયક-કુટુંબની બધી મિલકત હાથથી જશે. મિલકત રહે તોયે શો ફાયદો? જેને માટે તેઓ મિલકત રાખવા માગે છે, એ તો ચાલી જશે.

પોતાના જ વિચારથી ચિંતેઈ સોઈ ચમકી ગયા. નાયક પરિવારની સંપત્તિ કોણ લેશે? એ ભોગવવા કોઈ રહે તો ને? માનવી તો મિલકતનો ઉપભોગ નથી કરતો. જીવવા માટે એને શું જોઈએ? ખોરાક અને વસ્ત્ર, બસ! આ બે ચીજો હોય તો મિલકત હોય કે ન હોય — એથી શો ફેર પડે? લોકો મિલકત શા માટે એકઠી કરે છે? એથી કેવળ કમાવાનું જ કામ થાય છે. સોઈ તો વૃદ્ધ થઈ ગયા હતા. જો ધોબી ગુજરી જાય તો મિલકત કમાવાનો શો ફાયદો છે?

ચિંતેઈ સોઈ વિચારતા હતા. આવી જાતના કેટલાયે વિચારો એમના મનમાં આવ્યા અને તેઓ ચોંકી ઊઠયા. હા, જો મિલકત રહેશે તો નિધિનો દીકરો વિદેઈ સુખ ભોગવશે, એનાથી શો ફાયદો? વિદેઈ એમનો દીકરો નહોતો. નિધિ એમનો સગો ભાઈ નહોતો.

લોહીનો પ્રવાહ એટલો ગાઢ ન હોઈ શકે. દિવસે દિવસે એ પાતળો

પડતો જાય છે. ભવિષ્યમાં કેટલાયે અન્ય લોકોના લોહીની ધાર ચિંતેઇ સોઇના ઉત્તરાધિકારીના લોહીમાં ભળી જશે? ઘણી પેઢીઓ પછી ચિંતેઇ સોઇના ઉત્તરાધિકારીઓને બીજાય ઘણા માણસો કહેશે — કે આ અમારા વંશજો છે. આ જ તો દુનિયા છે.

ધર્મ, વર્ણ, જાત આદિનો શો અર્થ છે? હજાર વર્ષ પછીનો માનવી શી રીતે પોતાનો પરિચય આપશે? એ કદાચ પોતાને ઓળખી પણ નહિ શકે! સાચો પરિચય શો છે, એની કદાચ એને ખબરેય નહિ હોય. એ વખતે કદાચ એ એમ જ કહેશે કે હું એક માનવીનું સંતાન છું — બધા મારા પિતા છે. બધા મારા પુત્રો છે. હું માનવી છું, માનવી. આ નાનકડી દુનિયા મારું ઘર છે. આ ઘરમાં જે કંઈ છે તે બધું મારું છે — એટલે કે માનવીના સંતાનનું છે. મારી માફક પિતાઓ અને પુત્રોનું છે. સૌ આ સંપત્તિનો ઉપયોગ કરશે. અહીં સૌને જીવવાનો અધિકાર છે.

ચિંતેઇ સોઇને થયું, પોતે ભૂલ કરી છે. નાયક કુટુંબની મિલકતની લાલચ છોડીને અને પરિડા કુટુંબ પ્રત્યેની ઈર્ષ્યાનો ત્યાગ કરીને જો ધોબીનાં લગ્ન સનિયા સાથે કરાવી આપ્યાં હોત તો સારું થાત. આજે ઘરમાં જે અશાંતિ છે એ ન રહેત.

ધોબીએ પાસું બદલ્યું. આખા શરીરમાં થતી પીડા અને તાવને કારણે એ તરફડતી હતી. એણે ઊંહકારો કર્યો. અવાજ સાંભળીને સોઇની વિચારોની શૃંખલા તૂટી ગઇ. ચમકીને એ સીધા થઇને બેસી ગયા. ખૂબ સ્નેહથી એમણે પૂછ્યું — ધોબી! શું થાય છે?

અં. અં. અં. ધોબી બોલી. બસ, વધુ એનાથી કશું કહેવાયું નહિ.

— શું છે, દીકરી?

ધોબી પાસું ફેરવી પાછી સૂઈ ગઈ. એણે કશો જવાબ ન આપ્યો.

ચિંતેઇ સોઇ એકીટશે ધોબી તરફ જોઈ રહ્યા. હજી સુધી નિધિને કશા સમાચાર મોકલ્યા નહોતા. ખબર મળતાં જ ધોબીની મા દોડતી આવશે. ચિંતેઇ સોઇને થયું કે આવી સ્થિતિમાં ધોબીની માએ આવવું જરૂરી છે, નહિ તો દીકરીની સેવા કોણ કરશે?

બીજે દિવસે ચિંતેઇ સોઇએ વિષ્ણુપુર પત્ર મોકલ્યો. ધોબીની માને લઇ નિધિ દુર્ગાપુર પહોંચી ગયા. ચિંતેઇ સોઇની ઇચ્છા પ્રમાણે વિદેઇ

વિષ્ણુપુર ગયો. ચિંતેઈ સોઈએ કહ્યું કે જે ઘરમાં માતાજી આવ્યાં હોય, ત્યાં વિદેઈ જેવું નાનું છોકરું ન હોવું જોઈએ. ચિંતેઈ સોઈએ નિધિને પણ વિષ્ણુપુર પાછા જવાનું કહ્યું હતું, પણ નિધિએ એમની વાત નહોતી માની, ને દુર્ગાપુરમાં રહેવાનો જ નિર્ણય કર્યો હતો.

સાંજ પડી ગઈ હતી. પાંચ દિવસ સુધી આમતેમ ભટકતો સનિયો સાંજે ઘરે આવ્યો. એ આવ્યો હતો એક નવો આદર્શ લઈને. રહીમ ફાટક પાસે ઊભો હતો ને કઈ ગાંડી વિશે વિચારતો હતો. એ રોજ ઘરમાં ઘૂસી જતી હતી. એક જ વાત રટતી હતી. આ મારું ઘર છે. સનિયો મારો વર છે. રહીમે એને ઘણું સમજાવી. પણ એ માને તો ને! રહીમે એને ખવડાવી-પિવડાવી પાછી મોકલી હતી.

સનિયાભાઈ! દૂરથી સનિયાને જોઈ રહીમ બેચેન થઈ ગયો. એ દોડતો સનિયા પાસે પહોંચી ગયો. સનિયાના હોઠ પર બીજના ચંદ્ર જેવી સ્મિત રેખા હતી. એના શરીરમાં જાણે નવા સંકલ્પો — નવા આદર્શનો તરવરાટ હતો.

રહીમની આંખમાં પાણી હતાં, પણ સનિયાનું એ તરફ ધ્યાન ન ગયું. વ્યાકુળતાથી રહીમે પૂછ્યું — તમે ક્યાં ચાલ્યા ગયેલા, સનિયાભાઈ!

રહીમ નમસ્કાર કરતાં ભૂલી ગયેલો. સનિયાભાઈના હાથ પકડી લે અને એને ગળે વળગી પડે એવી એને ઇચ્છા થતી હતી. પણ પેઢીઓથી ચાલ્યા આવતા રિવાજે જ એને રોક્યો હતો.

રહીમ વિધર્મી છે — મુસલમાન છે. આ દેશમાં જ એનો જન્મ થયો હતો. પરંતુ એનાં સગાંવહાલાં પશ્ચિમના કોઈ રણ તરફ મીટ માંડી રહ્યા હતા — જાણે ત્યાંથી આવ્યા હોય. આ દેશમાં જન્મ્યા હોવા છતાં જાણે આ દેશના મહેમાન બની ગયા હોય. સનિયાનાં સગાંવહાલાં રહીમને શા માટે દૂર રાખતાં હતાં? એય ભારતમાતાનું સંતાન હતો.

માનવી પોતાનો ધર્મ બદલી શકે છે, પરંતુ લોહી નથી બદલી શકતો. ધર્મની સાથે લોહી નથી બદલાતું; પોતાનાં માબાપ કે પૂર્વજો નથી બદલાતાં. પોતાનો ખોરાક બદલી માનવી પશુ નથી બની જતો; માનવી જ

રહે છે. ધર્મ બદલવાથી એક માને પેટ જન્મેલાં ભાઈબહેન દુશ્મન નથી બની જતાં.

રહીમને કોણે અછૂત બનાવ્યો? સનિયાએ. રહીમ પોતાને હલકો ગણતો હતો—પોતાને પરદેશી માનતો હતો. એક ઘરમાં રહેવા છતાંયે એ પોતાને સનિયાથી જુદો માનતો હતો. શા માટે?

—આટલા દિવસ કયાં હતા, સનિયાભાઈ?

સનિયાએ રહીમનો હાથ પકડી લીધો, ને બોલ્યો—હું માર્ગ ભૂલેલો, રહીમ! હવે મને મારો રસ્તો મળી ગયો છે. ચાલ, ઘરે ચાલ.

બંને ઘરે પાછા આવ્યા.

એ જ દિવસે—રાત્રે—

એક જ થાળીમાં ભાત પીરસ્યા હતા. રહીમ એ સ્વીકારી શકયો નહિ—ના, સનિયાભાઈ, તારી જાત ચાલી જશે. તારો ધર્મ નષ્ટ થઈ જશે. લોકો ફરીને તારો તિરસ્કાર કરશે. તું શું ગાંડો થઈ ગયો છે?

સનિયાએ કહ્યું—અરે રહીમ, હું ગાંડો હતો, હવે ડાહ્યો થઈ ગયો છું. આ ઘરમાં—આ છાપરા નીચે જે કોઈ આવશે, આ જ ભોજન લેશે—આ જ થાળીમાં. શું સમજ્યો?

સનિયાએ ફરી કહ્યું—સૌએ મહેનત કરવી પડશે. સૌ પરસેવો પાડી મહેનત કરશે ને ધરતી માને ખોળેથી પોતાનો ખોરાક કાઢશે. જે ખોરાક નીકળશે, એ બધા ખાશે. કોઈ કોઈના ધર્મ આડે—કોઈના વર્તન આડે અવરોધ નહિ મૂકે. એકબીજાને પ્રેમ કરશે, આદર કરશે. જેને દુનિયાવાળા હડધૂત કરશે, લાત મારીમારીને કાઢશે, એ અહીં આવશે. અહીં એને આશરો મળશે. રહીમ! આ ઝૂંપડીમાં જ આપણે માનવતાનો એક નવો સમાજ બનાવશું.

આશ્ચર્યચકિત થઈ રહીમ સનિયાને જોતો હતો. એના મોંમાંથી એક શબ્દ પણ નીકળતો નહોતો.

સનિયાએ કહ્યું—રહીમ, જોઈ શું રહ્યો છે? આવ, બેસ.

યંત્રની પેઠે રહીમ આગળ વધ્યો, ને સનિયાની સામે બેસી ગયો. થાળીમાં ભાત પીરસેલા હતા. રહીમની આંખોમાંથી આંસુ વહેતાં હતાં. સનિયાએ જ પોતાને હાથે, થોડા ભાત લઈને રહીમના મોંમાં મૂકી

દીધા. રહીમના આખા શરીરમાં જાણે નવો ઉત્સાહ આવ્યો. એની આંખો આપોઆપ બંધ થઈ ગઈ. સનિયાએ ફરી કહ્યું — રહીમ, મારો વહાલો નાનો ભાઈ! ખાઈ લે! બધું ખાઈ જા. તને જમાડવાથી મારું પેટ પણ ભરાઈ જશે.

રહીમે કહ્યું — પણ હું પણ તારા મોંમાં ભાત મૂકવા માગું છું. તને ખવડાવ્યા વિના, મારા પેટમાં ભાત શી રીતે જશે? સનિયાના મોંમાં પણ રહીમે થોડા ભાત મૂક્યા.

* 'પહેલી રજ'નો તહેવાર હતો.

મંદિરની સામેના ચબૂતરા પાસે ગામના નવયુવાનો હુતુતુતુ રમતા હતા. બપોરનો સમય હતો. આકાશમાં વાદળાં છવાયેલાં હતાં. ગામના લોકો ધામધૂમથી મોજ કરતા હતા. ચબૂતરા પર રામ પ્રહરાજ થોડા લોકો સાથે ચોપાટ રમતા હતા. આ રમતમાં જોડાવા માટે ચિંતેઈ સોઈ નહોતા. એ જો હોત તો રમતનો ઓર રંગ જામત. પહેલાં ખાવાપીવાનો કાર્યક્રમ તો હતો જ, પણ એમના ન હોવાને કારણે એ વિચાર બંધ રાખવો પડેલો.

કઈ ગાંડી ક્યાંકથી આવીને ચબૂતરા પાસે પહોંચી ગઈ.

એ આ જ ગામની છોકરી છે. માધો રાઉત એના બાપ હતા. આ જ મંદિરની સામે રમતી રમતી એ મોટી થયેલી. ભૂખની મારી એ પણ એક દિવસ પોતાનું ગામ છોડી બાપની સાથે ચાલી નીકળી હતી. પણ એનો બાપ રસ્તામાં જ હમેશ માટે પોઢી ગયો. કઈ રહી ગઈ એકલી.

વીતેલા દિવસોની વાત આજે કઈને યાદ નહોતી આવતી. એણે પોતાના પેટ માટે ઘણી જગ્યાએ રખડી રખડીને ભીખ માગેલી. પછી એક દિવસ એવો આવ્યો કે એના પેટમાં ગર્ભ રહ્યો. કઈ મા બની હતી. બાળકને તેડીને એણે ફરી ભીખ માગવાનું શરૂ કરી દીધેલું — પોતાનો ને પોતાના બાળકનો જીવ બચાવવા માટે એને ક્યાંય આશરો નહોતો મળ્યો. કોઈએ જરાય સહાનુભૂતિ પણ બતાવી નહોતી. લોકો પાસેથી ગાળાગાળી સિવાય કશું મળ્યું નહોતું. પણ આ હતી વીતેલા દિવસોની વાત. એને યાદ કરવાથી ફાયદો પણ શો? એણે બધું સહન કરી લીધેલું.

* રજનો તહેવાર ઓરિસામાં અષાઢની પહેલી તિથિથી ત્રીસ દિવસ સુધી ઊજવવામાં આવે છે.

હવે જો કોઈ એને ચોખ્ખેચોખ્ખું સંભળાવે, તો એ નિરાંતજીવે સાંભળી લે છે.

પછી એક દિવસ એવો આવ્યો કે કઈનો લાડકો દીકરો ચિરનિદ્રામાં પોઢી ગયો. બાળકને ખોળામાં લઈ, એ ધ્રુસકે ધ્રુસકે રડેલી. સ્મશાનમાં બાળકને સુવાડી, એ ભાગી ગયેલી અને તે જ દિવસથી એ ગાંડી થઈ ગયેલી. તે જ દિવસથી એનું રોવાકકળવાનું બંધ થઈ ગયેલું. એણે હસવાનું શરૂ કરી દીધેલું. હસતાં સહતાં એનો શ્વાસ રૂંધાઈ જતો. ને એણે શાપ આપેલો માનવજાતને—સાંભળી લે માનવી! તુંય મરશે. રડી રડીને મરશે.

કઈ હસતી હતી. જ્યારે પોતાનું બાળક યાદ આવતું ત્યારે રડી પડતી હતી. જે સામું મળે એને પોતાની દર્દભરી કહાણી સુણાવતી. એણે સૌને પોતાની દુઃખભરી કહાણી કહેલી. પણ કોઈએ હજી સુધી નિઃશ્વાસે નહોતો નાખ્યો. બલકે સૌએ કઈ તરફ તિરસ્કારનો ભાવ દર્શાવ્યો હતો. પોતાના બાપનું જ્યાં ઘર હતું, ત્યાં બેસીને કઈ ખૂબ રડેલી. અને પછી ખૂબ હસેલી પણ ખરી. પણ બનેઈ પરિડાની જમીનમાં જે નવું મકાન ઊભું હતું એ જૂના મકાનથી પણ મોટું હતું. અને એના બાપની જમીન? એ પણ વેરાન પડેલી. દુષ્કાળના કરાળ મોંમાંથી ભલે એ છટકી ગઈ, પણ પોતાની કલ્પનાની જાળમાંથી એ છૂટી શકી નહોતી. દિવસો વીતી ગયા હતા અને ભૂતકાળમાં પોતાની શી આશા હતી તે એ ભૂલી ગયેલી. હવે એ વિચારતી હતી—એ સનિયાની પત્ની છે. સનિયો જ એનો વર છે. સનિયાનું ઘર જ એનું ઘર છે.

પણ સનિયાને ઘરે રોકાવાનો હક એને નહોતો મળ્યો. ઘરમાં કોક માણસ હતો. એને જમાડીને પાછી મોકલી દેતો હતો. પણ કઈ જ્યારે પાછી જતી ત્યારે બૂમો પાડીને કહેતી હતી—સનિયો જ મારો વર છે ને હું એની વહુ છું.

કઈ ગાંડી થઈ ગયેલી. ગામના લોકોને પણ એ ખબર હતી. એમણે એને ઘણું બધું પૂછ્યું હતું. કઈએ એક જ જવાબ આપેલો—સનિયો મારો વર છે, પણ એણે મને છોડી દીધી છે અને એનું બાળક ભૂખને કારણે મરી ગયું હતું.

સનિયાએ આ વાત કોઈને કહી નહોતી.

કેટલાક લોકો તો કઈને ગાંડી માનતા હતા, પણ કેટલાક એવાય લોકો હતા જે કહેતા — સો ઉંદર મારી બિલ્લીબાઈ જાત્રાએ નીકળ્યાં છે. એમનું કહેવું હતું, કે જો આગ ન લાગી હોય તો ધુમાડો ક્યાથી દેખાય? દાળમાં ચોક્કસ કંઈક કાળું છે. કઈ જે કંઈ કહે છે, એની પાછળ કંઈ ને કંઈ તો....

કઈના પિતા સમાન રામ પ્રહરાજે દાવ રમતાં રમતાં અચાનક બીજી બાજુ નજર દોડાવી — કઈ આવી રહી હતી. પ્રહરાજે કહ્યું — અરે કઈ આવી. કઈ બોલ જોઉં! તારો વર કોણ છે? તારા બાળકનો બાપ કોણ છે?

ગામના નવયુવાનોએ હુતુતુ રમતાં રમતાં કઈ તરફ નજર નાખી હતી. એના પર દૃષ્ટિ પડતાં જ, હાસ્યની લહેરો દોડી ગઈ. પણ જાણે એની સાથે કશો સંબંધ જ ન હોય, તેમ કઈ બકવાસ કર્યા કરતી હતી — સનિયો મારો વર છે — સનિયાએ મને છોડી દીધી છે....

ઉદી સાહૂએ મજાકમાં કહ્યું — કઈ, તારો સનિયો પાછો આવી ગયો છે. તું એને ઘરે કેમ નથી જતી?

કઈનો બબડાટ બંધ થઈ ગયો. એણે ચારે તરફ નજર દોડાવી. ખરેખર સનિયો પાછો આવી ગયો છે? ક્યાં છે સનિયો?

એના મનની વાત જાણે ઉદી સાહૂ સમજી ગયા. એમણે કહ્યું — અહીં એને શું શોધે છે? એ તો એને ઘરે છે. જા, જા, એને ઘરે ચાલી જા....

કઈ બડબડ કરતી હતી. એ સનિયાના ઘર તરફ ચાલી ગઈ. જતાં જતાં એણે એક વાર ચીસ પાડીને કહી દીધું — હા, હા, સનિયો મારો વર છે — ને હું એની વહુ.

કઈ ચાલી ગઈ. છોકરાઓએ ફરીને હુતુતુ રમવાનું શરૂ કરી દીધું. પ્રહરાજે ફરી ચોપાટમાં મન પરોવ્યું, આખું ગામ રમતમાં લાગ્યું હતું. આજે પહેલી વાર 'રજ'નો તહેવાર હતો.

સનિયો પાછો પોતાના કામકાજમાં લાગી ગયો. રહીમ એનો સાથી હતો, એનો જમણો હાથ. બંને બે સાથીની માફક ચર્ચાવિચારણા કરીને કામ કરતા હતા. હળ ચલાવતાં ચલાવતાં જો સનિયો થાકી જતો, તો રહીમ

ઘાસ કાપવાનું છોડી એની પાસે આવી જતો. રહેવા દો, સનિયાભાઈ! હવે તું જરા આરામ કરી લે, હું હળ ચલાવું છું.

સનિયો પણ રહીમની વાત ન માનતો. ફરીને મંડી પડતો હળ ચલાવવા. કહેતો, આટલો પટ્ટો મને કરી લેવા દે. બીજો પટ્ટો તું કરજે.

સાંજે બંને ઘરે પાછા ફરતા. બળદોને બાંધી વરંડામાં જ બેસી જતા. ઠંડા ઠંડા પવનમાં શરીરનો પરસેવો સુકાઈ જતો. થાકના માર્યા બંને થોડી વાર મૂંગા બેસી રહેતા. એક દિવસ સાંજે, જ્યારે બંને વરંડામાં આરામ કરતા હતા ત્યારે સનિયાએ કહ્યું, રહીમ! આપણે પણ રસ્તા પર બીજાની માફક મરી જઈ શક્યા હોત. પણ આપણે મર્યા નહિ. આપણે કેમ જીવ્યા એ જ આશ્ચર્ય છે.

રહીમે કહ્યું — આમ તો આપણે મરી ગયા જેવા જ હતા!

સનિયાએ કહ્યું — હા, આપણે મરી ગયેલા. સ્મશાનમાં મુડદાં ભેગા જ આપણે પડેલા. ત્યાં માનવીઓનાં હાડકાંનો ઢગલો હતો. ત્યાં નહોતો હિંદુ કે નહોતો મુસલમાન. બધાં અસ્થિ માનવીનાં જ હતાં — એક જ માનવજાતનાં. જાતિ, ધર્મ વગેરે જાળવીને જે જીવતા હતા, એમણે મુઠ્ઠીભર ભીખ પણ નહોતી આપી. આપણે ફરી પાછા એમની પાસે જ આવ્યા. તું સમજે છે, આપણી શી ફરજ છે?

સનિયાએ કહ્યું — જેમને જાતિ અને ધર્મ છોડવા માટે વિવશ કરવામાં આવ્યા છે ને જે માનવીના સંતાનની માફક જીવવા માગે છે, એને જ આ ઘરમાં સ્થાન આપવું, એ આપણી ફરજ છે. એ પરસેવો પાડી મહેનત કરશે ને પોતાની મહેનતનું ફળ ભોગવશે. આ ઘરમાં ન તો ધર્મનો ભેદ રહેશે, ન તો જાતિનો. આ ઘર હશે માનવજાતનું — માનવીનું, મહેનતનું. જે લોકો પોતાના મનને ખુશ કરવા ભગવાન પાસે બેસે છે, એમને બેસવા દો. એમની સાથે આપણને કોઈ ઝઘડો નથી. અહીં જે લોકો રહેશે, તે પોતાની શક્તિ અનુસાર કામ કરશે. જે કંઈ પણ કમાશે, તે વહેંચીને ખાશે.

રહીમે કહ્યું — આ ખૂબ સારી વાત છે. આપણે ત્યાં જે અનાથ, નિરાધાર આવશે, એની આપણે સેવા કરીશું.

સનિયાએ કહ્યું — હા, એ જ આપણી ફરજ, એ જ આપણો સંકલ્પ.

સનિયાને ઘરે રહેવા કોઈ સહમત ન થયું. જે ઘરમાં એક મુસલમાન છોકરો રસોઈ પકાવે છે, એક પાણ (હરિજન) જાતિનો માણસ — વિશી — પાણી લાવે છે અને પ્રધાન વંશનો સનિયો ભાત પીરસે છે, ત્યાં તે કોણ રહે? ત્યાં તો રસ્તાના ભિખારી પણ રહેવા ન ઇચ્છે.

ભરતિયો ચમાર જાતિનો હતો. મહેનત કરીને એ કુટુંબનું ગુજરાન ચલાવતો હતો. એક દિવસ એ પોતાના માલિકને ત્યાં નાળિયેરના ઝાડ પર ચડી નાળિયેર તોડતો હતો. અચાનક એનો પગ લપસ્યો ને એ પડી ગયો. પણ બાજુના એક ઘરના છાપરા પર ફસાઈ ગયો. જીવ તો બચી ગયો. પણ છ મહિના સુધી પથારીવશ રહ્યો. જ્યારે ઊઠયો ત્યારે એની કમ્મર ભાંગી ગઈ હતી. સીધો ઊભો નહોતો રહી શકતો. હાથમાં તાકાત પણ રહી નહોતી. ઘરમાં ચોખા નહોતા ને ભૂખની મારી એની બુઢ્ઢી મા મરી ગયેલી. એની પત્ની 'એંગુલી' જ એને પોષતી હતી. પણ એય કેટલા દિવસ પોષી શકે? એય યુવાન હતી. બીજા કોઈ સાથે એણે લગ્ન કરી લીધાં છે. હવે ભરતિયો એકલો છે. શું કરે બિચારો?

ભરતિયો પોતાના માલિકના ઘરે જતો હતો. એને કયારેક કયારેક કંઈક ખાવાનું મળી જતું હતું. પણ શેઠાણી નારાજ થતી હતી. માલિકે એને નાળિયેર તોડવાનું કહેલું, ઝાડ પરથી પડવાનું ઓછું કહેલું? હવે કામ કરવાની એની તાકાત નહોતી, એમાં માલિકનો શો વાંક?

ભરતિયો ધ્રૂજતા ડગલે રસ્તે પડચો. ગામમાં ભીખ માગવા લાગ્યો. એ ભીખ માગતાં માગતાં એક દિવસ વિષ્ણુપુર આવી પહોંચ્યો.

રહીમે એને ઘરે બોલાવી લીધો. સનિયાને બધું કહ્યું. એણે કહ્યું, સનિયાભાઈ! ભરતિયો ઝાડના છાંયે બેસશે. કોઈ જાનવર પાકને નુકસાન કરવા આવશે તો એને અવાજ કરી ભગાડશે. જ્યારે આપણે કામે જઈશું, ત્યારે એ ઘરે રહી ઘરની દેખરેખ રાખશે.

સનિયાએ કહ્યું — ઠીક છે, એને રહેવા દો. આજથી એ આપણો ભાઈ થઈ ગયો. જરૂર પડચે આપણી સાથે તો રહેશે. થોડી વાતો તો કરશે. આપણને એ જ જોઈએ છે ને.

ભરતને સનિયાના ઘરમાં આશરો મળી ગયો. કેળના એક પાનમાં ત્રણ જણા જમતા હતા. એક હતો ઊંચ વર્ણનો હિંદુ, બીજો મુસલમાન અને ત્રીજો હરિજન.

ભરતિયાએ જોયું કે સનિયાના ઘરમાં નાતજાતનો કોઈ ભેદ નથી. એને થયું કે પૂર્વજન્મના પાપને કારણે આજે એની આવી હાલત થઈ ગઈ છે. તો પછી જાણીજોઈને પાપ શા માટે કરવું? ના, એણે આ ઘરમાં ન રહેવું જોઈએ—અહીં કોઈ નાતજાત, ધર્મ નથી. આના કરતાં તો રસ્તે સબડવું સારું!

સનિયાએ ભરતિયાને ઘણો સમજાવ્યો. કહ્યું—ભરત, ભાઈ! દુનિયામાં કેવળ એક જાત છે—માનવજાત. એક જ ધર્મ છે—માનવધર્મ. સમજતો કેમ નથી? ઘણી સમજાવટને અંતે ભરતિયો રહેવા તૈયાર થયો.

ભરતિયાની માફક બીજો એક માણસ પણ સનિયાને ઘરે આવ્યો. એ હતો કાશી બેજ વાળંદ. એણે પોતાના માલિકની ઘણી સેવા કરેલી. માલિકને જ્યારે શીતળા નીકળ્યા, ત્યારે કાશી બરોબર એમની તહેનાતમાં રહ્યો. માલિક તો સાજા થઈ ગયા, પણ કાશી પટકાયો. યુવાનીમાં જ એણે પોતાની આંખો ગુમાવી. હવે ભીખ માગવા સિવાય એની પાસે કોઈ રસ્તો નહોતો. હવે એને ભીખ નહોતી માગવી પડતી. એ પણ સનિયાના કુટુંબનો એક સભ્ય થઈ ગયો.

થોડા દિવસો પછી આવ્યો એક વૃદ્ધ જોન. દુષ્કાળમાં જોનના કુટુંબના બધા સભ્યો મરી પરવાર્યા હતા. સાઠ વર્ષનો બુઢ્ઢો જોન હવે ક્યાં જાય? શું કરે? એને સનિયાના ઘરમાં આશરો મળી ગયો.

છેલ્લે આવી કઈ ગાંડી. એ હસી, રડી, ધુમરાણ મચાવ્યું, ઈશ્વર જાણે શુંનું શું બબડતી રહી. હમેશાં બોલતી હતી—સનિયા! તું જ મારો વર છે ને હું તારી વહુ.

સનિયાએ બધું સાંભળ્યું. સહાનુભૂતિથી એનું દિલ પીગળી ગયું હતું. એને થયું—જો કાળે કર્યું હોત, તો બનેઈ પરિડા કઈને પોતાના ઘરની વહુ બનાવીને લાવી શક્યા હોત. કઈ આ ઘરની ગૃહિણી બની હોત. જો એવું થાત, તો કઈ આમ ભટકતી ફરતી ન હોત. બીજાને ઘરે ઠેબાં ખાતી ન હોત. પોતાના બાળકને ગુમાવી ગાંડી ન થઈ ગઈ હોત.

સનિયાએ કહ્યું — કઈ, આ તારું જ ઘર છે. તું અહીં જ રહે. આ જોનચાચા તારા સસરા છે. કાશી બેજ અને ભરત સામલ તારા બે દીકરા છે. રહીમ તારો નાનો ભાઈ છે — ને હું? હું તો તારો વર છું!

— કઈ! તું અહીં રહી જા, હંમેશ માટે. ચારે તરફ જે કંઈ દેખાય છે, એ બધું તારું છે — અમે જે કંઈ કમાઈશું, એ બધું તારી સામે જ મૂકી દઈશું. તું જ વહેંચીને અમને ખવડાવજે. કરી શકીશ ને?

કઈ ટગર ટગર બધાને જોયા કરતી હતી. સનિયા તરફ નજર ફેરવી એણે પૂછ્યું — આ બધા કોણ છે? મારા બનેઈચાચા કયાં છે? કાકી કયાં છે? કયાં છે મનિયો, કુની ને પુની?

સનિયાની આંખમાં પાણી આવી ગયાં. કઈને જોઇને જ એને થયું કે જાણે પોતાના પરિવારનાં બધાં પાછાં આવી ગયાં છે. વીતેલા દિવસોનાં કેટલાંયે ચિત્રો એની આંખ સામેથી પસાર થઈ ગયાં. એક દિવસ સનિયાના પિતાએ કઈને માથે હાથ ફેરવીને કહેલું — રડ નહિ, કઈ! સનિયાની મા એ તારી જ મા છે.

એ પ્રસંગ પછી કંઈક ઊથલપાથલ થઈ ગઈ હતી.

કઈ હવે ગાંડી બનીને સામે ઊભી હતી. સમાજની નજરે એ પતિત હતી. હવે એ હતી અસ્પૃશ્ય — પતિતા. હવે પ્રાયશ્ચિત્ત કરે તોય એ નાતમાં ભળી શકે એમ નહોતું. બ્રાહ્મણોને અને પોતાની નાતના લોકોને હજાર વાર ભોજન આપવા છતાંયે એનો ઉદ્ધાર થાય એમ નહોતું. ધર્મ છોડવા સિવાય એની પાસે કોઈ રસ્તો જ નહોતો. હવે એ ધર્મ, જાત — બધું છોડીને રસ્તામાં ભટકતી રહેશે, ગાંડી ગણાશે, ભીખ માગશે અને કોઈ ઝાડની નીચે જ સૂઈ જશે. પણ પછી?

પછી કદાચ કોઈ રોગનો ભોગ બનશે, ને અકાળે જ ચિરનિદ્રામાં પોઢી જશે. મૃત્યુ પછી લોકો એના શબને પણ નહિ અડકે. એ ગીધડાં-કૂતરાંનું ભોજન બનશે. અછૂત છે ને?

કઈ સનિયાની સામે ઊભી હતી. વાળ વીખરાયેલા હતા. આંખોમાં નહોતી ચંચળતા, નહોતી ચમક. ગાલમાં ખાડા પડી ગયા હતા. છાતીનાં હાડકાં અને દૂબળા હાથોને એક મેલું કપડું ઢાંકી શકતું નહોતું. દુનિયાના લાખો માનવીઓમાંની કઈ પણ એક હતી.

દુનિયાનાં બધાં બાળકોનો જે રીતે જન્મ થાય છે, એ જ રીતે કઈનો જન્મ પણ થયેલો. પરંતુ આજે એ સૌના જેવી નથી. હવે એ રસ્તાને છેડે, રોગમાં તરફડીને મરી જશે. ઘર તો નહિ, પણ ગમાણમાંયે એને રહેવાની જગ્યા નહિ મળે. ઉંદર, બિલાડી ઘરમાં જેટલી ચીજો બગાડી નાખે છે, એનો દસમો ભાગ પણ એને નહિ મળે. એ જાનવરથીયે બદતર ગણાશે. એ પતિતા છે.

સનિયાને રડવું આવી ગયું. આંસુભરી આંખે એ કઈને જ જોતો હતો. એ બોલ્યો — કઈ, અમારા કુટુંબનું બીજું કોઈ જીવતું નથી રહ્યું. તારા પિતાની માફક, તારા નાના બાળકની માફક એ પણ ગુજરી ગયા. પણ આટલી ફિકર કરવાની હવે શી જરૂર છે? આ દુનિયામાં ભાઈ, બહેન, મિત્રોની કંઈ ખોટ છે? જો.... આ છે મારા જોનચાચા, કાશી, ભરત અને રહીમ મારા ભાઈ છે. આ સૌ આપણા બાપ, ભાઈ અને દીકરા છે. કઈ! આ તારું જ ઘર છે. તું આ સૌની સેવા કર. સુખ અને શાંતિથી રહે.

કઈને આ વાત જચી ગઈ. વીતેલા દિવસોની ઘણી વાતો એને યાદ આવી ગઈ. કેટલાંયે ચિત્રો નજર સામે આવી ગયાં. ક્ષણભર માટે એનું ગાંડપણ ઓસરી ગયું હતું. પણ એ અવાક થઈને ઊભી હતી. શું બોલે, ને શું ન બોલે? એની આંખમાંથી પાણી વહ્યે જતાં હતાં.

થોડી વાર સુધી બધા મૂંગા ઊભા હતા. કઈએ જ મોં ખોલ્યું — સનિયાભાઈ! તો આપણે જીવીએ શા માટે?

સનિયાએ કહ્યું — માનવી જીવવા ખાતર જ જીવે છે. આપણે પણ એ રીતે જ જીવીએ છીએ. આપણે જીવવા ઇચ્છીએ છીએ, કઈ. અરે રહીમ! આને લઈ જા. અંદર લઈ જા. આ તો તારી મોટી બહેન છે.

રહીમે કઈનો હાથ પકડી લીધો ને બોલ્યો — આવો, કઈ દીદી! આ તારું જ ઘર છે. આ ચાવીઓનો ઝૂડો તું રાખ. જોનચાચાની સલાહ લઈને એનો ઉપયોગ કરજે.

જોને કહ્યું — આવ મા, કઈ! આ તો ભગવાનનું ઘર છે. અમે તારાં જ બાળકો છીએ. તું અમારા મોંમાં કોળિયો મૂકી અમારો જીવ બચાવી શકીશ.

કઈ ગાંડોએ સૌના ચહેરા પર નજર દોડાવી. કોઈ કોઈને એ ધારી ધારીને જોતી હતી. એને ખૂબ આશ્ચર્ય થતું હતું. એ જ્યાં જ્યાં ગયેલી ત્યાં લોકો એને હાંકી કાઢતા હતા, ગાળો આપતા હતા, કોઈની પાસેથી સહાનુભૂતિનો એક શબ્દ પણ એણે નહોતો સાંભળ્યો. પણ અહીં? અહીં વાતાવરણ જ જુદું હતું. લોકો એને માન આપતા હતા. ઘરમાં રહેવાનું કહેતા હતા. કઈ આશ્ચર્યચકિત થઈ ગઈ હતી. એ રહીમનો હાથ પકડીને સનિયાના ઘરમાં ગઈ.

બીજા પણ ઘણા અનાથ લોકો આવ્યા હતા. સનિયાએ એ લોકોને ઘણા સમજાવ્યા. પણ એ લોકો માન્યા નહિ. સનિયાને ઘરે રહે તો કાયા અપવિત્ર ન થઈ જાય? જે ઘરમાં ન નાતજાત હોય કે ન ધર્મ, ત્યાં શી રીતે રહેવાય?

સૌને આશા હતી કે ફરીને એમનાં નસીબ ઊઘડી જશે. વખત બદલાઈ જશે. આજે ભલે ભીખ માગતાં હોય, કાલે પાછાં સુખશાંતિમાં રહેશે. જ્ઞાતિમાં ભળી જશે. સમાજમાં એમનું માન થશે. એમના બાપદાદાએ જે સુખથી ઘરસંસાર માંડ્યો હતો, તેવો એ લોકો પણ માંડશે. એ લોકો પોતે કદાચ એટલું ધન નહિ કમાય, તો એમનાં બાળકો જરૂર કમાશે ને મોટા માણસો બનશે. તેઓ જમીન, જાગીર ખરીદશે, મકાનો બનાવશે. દેશમાં એમનું નામ થશે. સ્વર્ગમાં એમના પૂર્વજોના આત્માને શાંતિ મળશે.

આવા લોકો સનિયાને ઘરે શી રીતે રહી શકે? ને મહેનત પણ શા માટે કરે? ભીખ માગીને તેઓ જે કંઈ કમાતા હતા, એના પર એમનો પૂરો હક હતો. તેઓ કહી શકતા કે આ ધન મારું છે, હું એ વાપરી શકીશ. આ 'મારા'માં એમને એક અનોખો આનંદ આવતો હતો. હવે એ આનંદ છોડી તેઓ શી રીતે સામૂહિક ધન અપનાવે? શી રીતે કહે કે આ દુનિયા અમારી છે — આખું આકાશ અમારું છે.

સૌ પાછા ચાલ્યા ગયા. સનિયો એમને વિશે જ વિચારતો હતો — બેવકૂફ કોણ છે, કોણ સાચું કહે છે, ને કોણ ખોટું કહે છે....?

પોતાના પિતા અને કાકાની સેવાથી ધોબી સારી થઈ ગઈ. એને થયું એ સ્વર્ગેથી પાછી આવી છે. ધોબીની મા પણ સેવા કરવા આવેલાં પણ એ પોતે જ શીતળાનો ભોગ બની ગયાં. શીતળાના દાણા આખા શરીરે ફૂટી નીકળ્યા હતા -- આંખોમાં પણ નીકળ્યા હતા. આંખો પણ ગઈ હતી. એમને ખૂબ પીડા થતી હતી. તેમનું આખું શરીર કળતું હતું. આખી રાત તેઓ તરફડતાં હતાં. મોંમાં એક જ શબ્દ હતો — ધોબી!

ધોબી વિચારતી હતી કે ભગવાને એને શા માટે બચાવી લીધી? મરી જાત તો એના આત્માને મુક્તિ મળત. સાસરામાં કોઈ નહોતું. જો મા ગુજરી જાય, તો દિલાસો આપવાવાળુંયે કોઈ નહિ રહે. પિતાજી તો સતત એ જ કહે છે કે શા માટે અહીં આવી? વિષ્ણુપુર પાછી જા. જે થશે તે સારું જ થશે.

પોતાની પત્નીનો દર્દભર્યો અવાજ સાંભળી ચિંતેઈ સોઈ પણ બેચેન થઈ જતા હતા. જયારથી એમણે એની સાથે લગ્ન કરેલાં, એના તરફ પ્રેમભરી નજરે જોયું પણ નહોતું. કોઈ કામ માટે એની સલાહ નહોતી લીધી. ધોબીની માએ પણ કોઈ કામ માટે ફરિયાદ નહોતી કરી. પણ કુટુંબની બધી જવાબદારી એના પર જ હતી અને આનંદથી મૂંગી મૂંગી બધું કર્યા કરતી. એણે કેવળ એક જ વિનંતી કરેલી — ધોબીનાં લગ્ન સનિયા સાથે કરાવી આપો. બસ. પણ ચિંતેઈ સોઈએ એની વિનંતી સાંભળી નહોતી. હવે ધોબીની મા તરફડીને કહેતી હતી — નિધિ, તમે કહેલું ને કે ધોબીનાં લગ્ન સનિયા સાથે જ કરાવી આપીશ?

હવે એ ચિંતેઈ સોઈને કોઈ વિનંતી નહોતાં કરતાં. તેઓ પોતાના કઠોર, ઘમંડી પતિને સારી રીતે ઓળખતાં હતાં. ચિંતેઈ સોઈ પર પણ એમની આવી લાગણીની ઊંડી છાપ પડી હતી. પોતાની પત્નીને તેઓ સારી રીતે ઓળખતા હતા. ચિંતેઈએ કહ્યું — તું આરામ કર. ઈશ્વર ઇચ્છશે તો તરત સારી થઈ જઈશ. પછી તો તું જાતે જ ધોબીનાં લગ્ન સનિયા સાથે કરાવશે. તને કોઈ નહિ રોકે.

નિધિ પણ આ સાંભળીને ખુશ થઈ ગયા હતા. એમનો ઉત્સાહ

બમણો થઈ ગયો હતો. એમણે કહ્યું — ભાભી! તમે ચિંતા ન કરો. ધોબીનાં લગ્ન સનિયા સાથે જ થશે. પહેલાં તમે સારાં તો થઈ જાઓ.

પણ ધોબીની માની તબિયત દિવસે દિવસે બગડતી ગઈ. શીતળાના દાણા ફૂલીને મોટા થઈ ગયા. એક દિવસ તેઓ બેહોશ થઈ ગયાં. દેવ-સ્નાનની પૂર્ણિમાની સવારે જ એમણે આ દુનિયા છોડી દીધી. પોતાના પતિ, દિયર અને દીકરીની સામે જ એમણે અંતિમ શ્વાસ લીધો.

લોકોએ કહ્યું — ધોબીની માનો જીવ પુણ્યશાળી હતો. એટલે જ એક પવિત્ર દિવસે એમનો દેહાંત થયો.

નિમપુરના જમીનદાર ચોપાટ રમવામાં પડ્યા હતા. ગુમાસ્તા ગોવિંદ પ્રધાન એ જ વખતે પોતાનું દફતર લઈને ત્યાં પહોંચી ગયા. એમને થયું કે આ સનિયાના બચ્ચાને સીધો કરવો પડશે.

ત્રણ વર્ષ પહેલાં સનિયાએ જમીન લીધી હતી. એ જ દિવસથી જાણે એ ગુમ થઈ ગયો ન હોય! પ્રધાને વર્ષમાં બે વાર મહેસૂલ વસૂલ કર્યું હતું, પણ કોઈ જાતની પહોંચ આપી નહોતી. મહેસૂલ ઉઘરાવવું પણ પહોંચ ન આપવી — એ પ્રધાનની આદત થઈ ગયેલી. પરિણામ એ આવતું કે જમીનદારના ચોપડામાં પ્રજાને નામે મહેસૂલ સતત બાકી રહેતું. બાકી રહેલી ઉઘરાણી વધારે થઈ જાય એટલે પ્રજાની જમીનનું લિલામ થતું. આવી જ રીતે સીધાસાદા ઘણા ખેડૂતોની જમીન પ્રધાને હડપ કરી લીધેલી. ઘણી વિધવાઓ પોતાની જમીન ગુમાવી રસ્તાની ભિખારી બની ગયેલી. પ્રધાનની મિલકત સતત વધતી જતી હતી એ છતાંય જમીન-દાર છોટરાય સાહેબ પ્રધાન પર ભરોસો રાખતા હતા. પ્રધાન જે કહેતા, એ પ્રમાણે જ કરતા.

પ્રધાનની સરખામણીએ સનિયો કેટલો નાનો માણસ છે. જમીનદારના પિતાજીના શ્રાદ્ધને દિવસે, ઘણા લોકો આવી એમને ઘરે જમતા. ભોજનનો બધો સરસામાન એસ્ટેટમાંથી જ આવતો. પ્રધાને માછલી લાવવા માટે સનિયાને ત્યાં બે માણસો મોકલ્યા હતા. પણ શું થયું? સનિયાના એક નોકરે પ્રધાનના માણસોને પાછા કાઢ્યા, ને એમનું અપમાન પણ કર્યું

હતું. જમીનદાર સાહેબે જે ચિઠ્ઠી મોકલેલી, એ સનિયાએ જોઈ સુધ્ધાં નહિ. પ્રધાનથી એ કેમ સહન થાય?

પ્રધાનને થયું—બે દિવસ પહેલાંની તો વાત છે. સનિયો જાહેર રસોડે બેસી અછૂતોની સાથે જમતો હતો. હજાર વિનવણી કરીને એણે જમીન લીધી છે. પણ એનું આટલું અભિમાન? હા, જ્યારે માણસો ગયા, ત્યારે એ ઘરે નહોતો. પણ પાછો આવ્યો ત્યારે સાંભળ્યું તો હશે. એણે જમીનદાર પાસે આવીને માફી શા માટે ન માગી?

પ્રધાને જમીનદારને બધું સમજાવી દીધું હતું. તેઓ પણ ઘણા નારાજ થયેલા. એમણે હુકમ કર્યો કે પ્રજા જો પાજી હોય તો એનો ઘમંડ તોડો. એને ઉત્તેજન ન આપો, નહિ તો બીજા પ્રજાજનો પણ જમીનદાર સાહેબનું માન નહિ રાખે.

પ્રધાન પણ એ જ ઇચ્છતા હતા. આ ઉપરાંત, સનિયો હમણાં જે રીતે વર્ત્યો છે એ પછી તો એના તરફ કોઈ જાતની દયા બતાવવાની જરૂર નથી. એણે નાત-જાત, ધર્મ બધું જ છોડ્યું છે. ઉપરથી કહે છે કે આખી દુનિયા એની છે. આ ગાંડપણ નથી, તો બીજું શું છે? એ ગાંડો થયો એટલે શું દુનિયાભરના બધા લોકો પાગલ થઈ જાય? ખેર. પ્રધાને વિચાર્યું કે સનિયા વિશે એટલી ચિંતા કરવી વ્યર્થ છે. એને કોઈક રીતે યોગ્ય સજા મળી જશે, એની એમને ખબર હતી. એ સનિયાના મૂળમાં જ ઘા કરવા માગતા હતા અને એટલે જ દસ્તાવેજો લઈને જમીનદાર પાસે આવ્યા હતા.

જમીનદારની ચોપાટની રમત પૂરી થઈ. સૂરજ ડૂબવાનો સમય થઈ ગયેલો. પ્રધાન ઊભા હતા. જમીનદારે ઇશારો કર્યો છતાં બેઠા નહિ. અંતે તો નોકર જ ને! જમીનદાર સામે શી રીતે બેસાય?

રમતમાં જમીનદાર સાહેબ જીતી ગયા હતા. ખૂબ ખુશમિજાજમાં હતા. એમણે મોં ફેરવી પૂછ્યું, શું છે?

પ્રધાને દસ્તાવેજો નીચે મૂકી કહ્યું—ત્રણ વર્ષનું મહેસૂલ બાકી છે, હજૂર.

—દાવો માંડી દો.

—જી હા, મારે જાજપુર (ત્યાં સબડિવિઝનની કચેરી છે.) જવું પડશે.

— કેમ? અદાલતનો કારભારી નહિ કરી શકે?

— ના, એકપક્ષી હુકમનામાની વ્યવસ્થા કરવી પડશે ને?

— જે ઠીક લાગે તે કરો. પાજી પ્રજાને સખત સજા મળવી જોઈએ. એનો ઘમંડ તોડો.

— જી, હજૂર.

જમીનદાર ઊઠીને અંદર ચાલ્યા ગયા. અમુક કાગળોમાં એમની સહીની જરૂર હતી, પરંતુ એ કામ ન થઈ શક્યું. પ્રધાન કાગળો લઈને પાછા ચાલ્યા ગયા.

પ્રહરાજના ઘરની નજીક, નીચાણવાળી જે જમીન હતી, એમાં શિવાઘોષ કામ કરતો હતો. રીંગણાંના છોડ રોપવાના હતા. બધા છોડ રોપાઈ જવા જોઈએ, નહિ તો શેઠાણી ખાવાનું નહિ આપે. કામ કરતાં કરતાં એ થાકી ગયેલો. ત્રણ વર્ષથી નિયમિત કામ કરતો હતો. પણ હજી સુધી કંઈ મજૂરી નહોતી મળી. એ પહેલાં જે કંઈ મળેલું, એ શેઠાણીને સોંપી દીધું હતું. પ્રહરાજે આશા આપેલી કે એક ઘર બનાવી આપશે. શિવો એક અનાથ છોકરો હતો. એના તરફ શેઠાણીએ ઘણી વાર સહાનુભૂતિ દેખાડેલી. આહ! બિચારો, અનાથ છે. જરૂર તારા માટે એક ઘર બનાવશું.

પણ ક્યારે? પ્રહરાજે એને માટે ન તો મકાન બનાવ્યું કે ન એને પૈસા આપ્યા. એટલે પ્રહરાજનું ઘર છોડીને એ બીજે ક્યાંય જઈ શકે એમ પણ નહોતો. પ્રહરાજને ઘરે પડ્યા રહેવાનું પણ એને ગમતું નહોતું. એ એક જાતની ડામાડોળ સ્થિતિમાં હતો.

તો શિવાઘોષ આટલા દિવસ પડ્યો કેમ રહ્યો? પ્રહરાજની એક દીકરી હતી, એ નાની ઉંમરે જ વિધવા થઈ ગયેલી. એનું નામ હતું પાર્વતી. ખરેખર પાર્વતીએ જ શિવાઘોષને રોકી રાખ્યો હતો.

પાછળથી પાર્વતીએ આવીને એને બોલાવ્યો — ઓ, શિવા! શિવો ચમકી ગયો. પાર્વતી વધુ નજીક આવી ગઈ. એનો કાન પકડી એને ખેંચતાં બોલી — ચાલ, ચાલ, તને મા બોલાવે છે.

પાર્વતીના હાથમાંથી કાન છોડાવી શિવો દૂર ખસી ગયો. એણે

કોદાળીથી થોડી માટી ખોદી અને કહ્યું — તું જા, હું છોડ રોપીને આવું છું.

પોતાના ખુલ્લા વાળને હલાવી પારોએ કહ્યું — અરે તું તો બિલકુલ મૂર્ખ છે, મૂર્ખ! અરે, મા નથી બોલાવતી — હું બોલાવું છું, ચાલ, ચાલ....

શિવો હવે ઊભો થઈ ગયો — જરા હસીને બોલ્યો, અચ્છા, તું જતી થા, હું જરા વાર રહીને આવું છું.

પાર્વતી નારાજ થઈ ગયેલી. વાળ હલાવતી હલાવતી એ ચાલી ગઈ. શિવાઘોષ એની તરફ જોઈ રહેલો.

પ્રહરાજજીએ પોતાને ઘરે, ગામના વૃદ્ધ વડીલોને બોલાવ્યા હતા. મંદિરની સામે આ સભા થવાની હતી. પણ ચિંતેઈ સોઈ — જેમની હાજરીમાં આ સભાનું કામ બરાબર ચાલી શકત — એ આજે આવી શકે તેમ નહોતા. આજે એ મુશ્કેલીમાં છે. પણ ગામના લોકો પોતાના ધર્મને — પોતાના સમાજને તો ન છોડી શકે. સનિયાના બચ્ચાએ જે અનાચાર કર્યો છે, એનો કંઈક પ્રતિકાર તો કરવો જ જોઈએ.

પ્રહરાજે થોડી છીંકણી સૂંઘી અને કહ્યું — સનિયાએ પોતાની જાત છોડી, ધર્મ છોડ્યો ને પતિતા કઈને પોતાને ઘરે રાખી. આવા લોકો જો આપણા વિષ્ણુપુર ગામમાં વગર રોકટોકે રહે, તો આપણે ક્યાં જવું?

પરી દલાઈએ કહ્યું — તમે સાંભળ્યું છે ને પ્રહરાજજી! કઈ ગાંડી હવે ઘરે ઘરે ભટકતી નથી. એ તો સારી સાડી પહેરીને હવે ઘરે રહેવા લાગી છે. સનિયાના ઘરની બધી ચાવીઓ એની પાસે જ છે. એ રસોઈ પકાવે છે અને અછૂત હરિજન, મુસલમાન, ખ્રિસ્તી — બધા એકસાથે ખાય છે.

સેવાએ પૂછ્યું — શું બધાં એક જ પાનમાં જમે છે?

પરીએ કહ્યું — ના, ના. જુદાં જુદાં પાન લઈને તો બેસે છે, પણ કઈ બધાને એકસાથે ખાવાનું પીરસે છે.

બિની કાંડીએ પૂછ્યું — પ્રહરાજજી! ભલા, કઈની હવે જાત ક્યાં રહી છે? ગામમાં ઘણા લોકો રહે છે. જેને જે સારું લાગ્યું, તે કર્યું. એમાં ગામવાળાને શો વાંધો? દુકાળમાં આપણા ભાઈ જેવા ઘણા લોકો માખી

ને મચ્છરની માફક મરી ગયા. આપણે એમને બચાવી ન શક્યા. જે કોઈ બચ્યા, એ અહીં જ તો રહેશે. બીજે ક્યાં જાય?

સેવા બહેરાએ બિની કાંડીની વાતનું સમર્થન કર્યું. સેવાએ કહ્યું, કે ઘણા લોકો ગામમાં પાછા આવ્યા પછી પણ જ્ઞાતિમાં સામેલ થયા નથી. એ લોકો તો પોતપોતાનાં ઘર બનાવી ગામમાં રહે છે. એમાં સનિયાનો શો વાંક છે? એણે પોતાનું ઘર બનાવ્યું. અને....

હું એ જ તો કહું છું — બિની કાંડીએ ફરી કહ્યું — ગામવાળાઓએ આ વાત બરાબર સમજવી જોઈએ. સનિયાને ઘરે તમે લોકો ભલે ન જાઓ, પણ એને નુકસાન કરવાની શી જરૂર છે? એણે કંઈ ગુનો તો નથી કર્યો.

પ્રહરાજે થોડી વધુ છીંકણી સૂંઘી અને કહ્યું — અરે, આ સેવા બહેરા, બિની કાંડી વગેરે શું બોલે છે? એમનું મગજ ઠેકાણે છે ને?

પ્રહરાજને થયું કે પવિત્ર હિંદુ ધર્મનું શું સત્યાનાશ નીકળી જશે? દુષ્કાળ આવ્યો, તે જાણે પ્રલય આવ્યો. પણ હવે શું થઈ રહ્યું છે? લોકો શું જાણીજોઈને ભૂલ કરશે?

પ્રહરાજ દલાઈ તરફ એકીટશે જોઈ રહ્યા હતા. દલાઈએ પણ કહ્યું — પ્રહરાજજી! સેવા બહેરાએ જે કંઈ કહ્યું તે સાચું જ કહ્યું છે. સનિયાએ સારું કર્યું કે ખોટું, એનું પરિણામ એ પોતે ભોગવશે. એ જેવું વાવશે, એવું લણશે, એની સાથે આપણને શો સંબંધ? ભગવાન ઉપર બેઠો છે. સનિયો જો ખોટે માર્ગે જતો હશે, તો એને એ જરૂર સજા આપશે. એ જો સાચે માર્ગે હશે તો એને બક્ષિસ આપશે. આપણે શું કરી શકીએ?...

ઉદી સાહૂ પોતાની મૂછ પર હાથ ફેરવતા હતા. એમણે કહ્યું — સનિયો તો ગામવાળાથી જુદો જ રહે છે. એ કોઈને ઘરે જતો નથી, કોઈની સાથે વાતો કરતો નથી, કાલે જ એ મને મળેલો. મેં પૂછ્યું — શા ખબર છે, સનિયા? એણે કહ્યું — માસાજી! બધું બરાબર છે. એની સાથે વૃદ્ધ ખ્રિસ્તી જૉન પણ હતો. મેં પૂછ્યું — અરે, ગાંડા! તેં તો ઘર બનાવેલું, જ્ઞાતિમાં પણ ભળી ગયેલો. હવે તો લગ્ન કરી ઘરસંસાર માંડી શકત, પણ આ બધું શું કરી રહ્યો છે? હવે તારા કુટુંબમાંથી ગયો.... જ્ઞાતિમાંથી ગયો.... મારી વાતના જવાબમાં સનિયાએ કહ્યું —

માસાજી, જાતથી ગયો, પણ દુનિયામાંથી તો નથી ગયો. આ દુનિયામાંથી વિદાય લેતાં પહેલાં, પાંચદસ માણસોને જિવાડી દઉં, એ જ તો માનવતા છે. જે પાંચ માણસોને મેં આશરો આપ્યો છે, એમને જો મેં આશરો ન આપ્યો હોત, તો એમની શી હાલત થાત? એ વિશે પણ કંઈ વિચાર્યું છે ખરું?

પ્રહરાજે કહ્યું — ગરીબોને આશરો આપવાનું કામ સારું છે. એમાં માનવતા છે. પણ પોતાની જાત — ધર્મ જાળવીને શું આ કામ થઈ શકે એમ નથી? તેં એને પૂછ્યું કેમ નહિ?

ઉદી સાહૂએ કહ્યું — પૂછેલું, પ્રહરાજજી! પણ એણે કહ્યું, એને ન તો જાતિમાં વિશ્વાસ છે, ન ધર્મમાં શ્રદ્ધા. એ પછી વાત આગળ વધારવાનું મને ઠીક ન લાગ્યું. એને જો જાત અને ધર્મ પર શ્રદ્ધા ન હોય તો ન રાખે. ભગવાન પૂછવાવાળો બેઠો છે બધાયને માથે.

પ્રહરાજે કહ્યું — બધા સાંભળી લો. સનિયો કહે છે કે એને જાત કે ધર્મ પર શ્રદ્ધા નથી. જો બધા લોકો આમ જ કરવા માંડે તો હિંદુ ધર્મ ટકી કઈ રીતે રહેશે? આવા માણસને ગામમાંથી કાઢી મૂકવો જોઈએ.

સેવા બહેરાએ કહ્યું — પ્રહરાજજી! તમારી વાત સહેજ ખટકે છે. અરે! હમણાં બ્રિટિશ સરકારનું રાજ ચાલે છે. કોણ કોને કાઢી શકે? અહીં તો વાઘ ને બકરી એક ઘાટે પાણી પીએ છે. દરેક માણસ આરામથી જીવી શકે એમ છે. નહિ તો દરેક ગામમાં મુસલમાન કે ખ્રિસ્તીઓની વસ્તી શી રીતે વધે? એ પણ આપણા જ લોકો છે. પરદેશથી નથી આવ્યા. પઠાણોના વિસ્તારમાં હજીયે ગાયને મારવામાં આવે છે. 'પાણ'-(હરિજન)વાડામાં જાઓ તો જોશો કે લોકો હજીયે મરેલી ગાયનું માંસ ખાય છે. શા માટે? એમને કેમ નથી કાઢતા? સનિયાને કાઢવા માગો છો, કારણ કે એ નબળો છે. એ શું વાજબી છે? એમની પાસે જાઓ, તો મોઢામોઢ સંભળાવી દેશે.

પ્રહરાજ અકળાયેલા હતા. એમણે કહ્યું — મેં જે કંઈ કહ્યું એ તમે બરાબર સમજ્યા નથી. પઠાણ કે ખ્રિસ્તી, બંનેનો એક ધર્મ છે. સૌને પોતપોતાનો ધર્મ મોટો લાગે છે. સનિયાનો કયો ધર્મ છે? એ પણ કોઈ ધર્મમાં જોડાઈ જાય, આપણે એને કંઈ નહિ કહીએ. સૌએ સાથે જ

રહેવું જોઈએ. આ કેડીએ બીજા ધર્મના કેટલાયે લોકો જાય છે. આપણે શું કેડીની માટી કાઢીને ફેંકી દઈશું? વિધર્મી પણ નદીએ જાય છે. એટલે આપણે નદીના પાણીનો ત્યાગ નથી કરતા. મારો કહેવાનો અર્થ એ છે કે સનિયો હજી સુધી એકેય ધર્મમાં નથી રહ્યો. ધોબીના કૂતરાની જેમ એ નથી ઘરનો રહ્યો, નથી ઘાટનો.

દલાઈએ કહ્યું — પણ તે દિવસે તો તમે પોતે કહેલું કે પહેલાં કેવળ ચાર જાતિ હતી, હવે ચાર હજાર થઈ ગઈ છે. શી રીતે થઈ? આ રીતે ધીરે ધીરે થતી ગઈ ને? માની લો કે સનિયાએ એક નવી જાતિ બનાવી છે. થોડાં વર્ષો પછી એક કુટુંબ એક જાતિ જેવું થઈ જશે... થવા દો...

સેવા બહેરાએ કહ્યું — તમે સાચું જ કહ્યું. સૌ જો એક જ જાતિના થઈ જાય તો દુનિયા શી રીતે ચાલશે? લગ્નવિવાહ શી રીતે થશે?

પ્રહરાજ તંગ થઈ ગયેલા, બોલ્યા — બધા ગામવાળા ગાંડા તો નથી થઈ ગયા ને? હું જે કહું છું, તે જરા ધ્યાનથી સાંભળો ને વિચારો. ખાલી વાતો કરવાથી શું વળે? સનિયાને જે કરવું હોય તે કરે, આપણને શો વાંધો છે? એ જો જંગલમાં રહેતો હોત તો એના પર આપણી નજરેય ન પડત. પણ એ આપણા ગામમાં — આપણી સાથે રહે છે. આપણી આંખોની સામે અનાચાર કરે છે. આપણાથી એ શી રીતે સહન થાય? શું શાસ્ત્રો આગમાં ફૂંકી દઈએ? ભગવાન એ જોઈ રહેશે? ચિંતેઇ સોઈ આજે ગામમાં નથી. એમની ગેરહાજરીનો લાભ તમે લોકો લો છો. એ જો હોત તો તમે લોકો આવી વાત કરી શકત?

ચિંતેઇ સોઈનું નામ સાંભળતાં જ બધા ચૂપ થઈ ગયા.

પ્રહરાજે કહ્યું કે જ્યારે શૂદ્રકે અન્યાય કર્યો ત્યારે ભગવાન રામે એનો જીવ લીધો. એ તો તમે શાસ્ત્રોમાં સાંભળ્યું હશે. આ સનિયા પરિડા કઈ વાડીનો મૂળો? શું તમે એને શિસ્તમાં ન રાખી શકો? ગામમાં રહીને એ ચમાર, પઠાણ, ખ્રિસ્તી વગેરે નીચ જાતિના લોકો સાથે રહે, કઈ જેવી એક પતિતાને ઘરમાં રાખે. તમે લોકો મૂંગા મૂંગા એ ક્યાં સુધી સહન કરશો? શું તમારી દીકરીઓને લઈને આ ગામમાં રહેવું નથી? સનિયો જે કંઈ કરે છે, એ તમારાં બાળકો જુએ છે કે નહિ? હવે બાળકો તમારું કહ્યું નહિ માને. શું સમજ્યા? કેમ બોલતો નથી બિશી જેના?

તારા દીકરા ચંદરાના કંઈ સમાચાર મળ્યા? બામ ઓઝાની દીકરી ટિમીનું શું થયું? એય ગુમ છે ને?

બિશી જેનાએ કહ્યું — હા, પ્રહરાજજી, મારા દીકરાએ તે ભૂલ જ કરેલી. મેં એટલે પ્રાયશ્ચિત્ત પણ કરેલું. પણ મારો એ કમાઉ જુવાનજોધ છોકરો હતો. એ જો પાછો આવી જાય, તો મને કેટલો આનંદ થાય! એની મા હમેશાં રડયા કરે છે. ખરેખર, જો ચંદરા પાછો નહિ આવે તો એની મા જીવતી નહિ રહે.

બામ ઓઝાએ કહ્યું — ચંદરા તો છોકરો છે. એક દિવસ જરૂર પાછો આવી જશે. પણ ટિમી તો છોકરી છે. હવે હું શું કરું? એના સમાચાર જાણવા યોગ્ય નથી. એનું મોં જોવું એય પાપ છે. કેટલી શરમની વાત છે!

બિશી જેનાએ કહ્યું — શરમ શેની? તમે શો ગુનો કર્યો કે તમારે નીચું જોવું પડે! જેણે ભૂલ કરી હોય, એને સજા મળશે, તમને નહિ.

પ્રહરાજે કહ્યું -- સનિયાને કંઈ સજા મળવી જોઈએ. નહિ તો બદમાશોની દાદાગીરી વધી જશે. તમારે લોકોએ આ વિશે વિચારવું જોઈએ. ચિંતામણિ સોઈ પણ દુર્ગાપુરથી પાછા આવી જાય, ત્યારે નિર્ણય થઈ જશે. બરાબર છે?

ગામવાળાઓએ સંમતિ ભણી. ચિંતેઈ સોઈ પાછા આવે ત્યાં સુધી સૌએ રાહ જોવી પડશે. પ્રહરાજે કહ્યું — તો ખૂબ મોડું થઈ જશે. હું કહું છું કે જયાં સુધી તેઓ પાછા ન આવે ત્યાં સુધી સનિયાને નાતબહાર મૂકવો.

ચિંતેઈ સોઈને હતું કે ધોબીને વિષ્ણુપુર લઈ જશે ને એમની પત્નીનાં શુદ્ધિ-કાર્યો વિષ્ણુપુરમાં જ કરશે. પણ ધોબીએ દુર્ગાપુરમાં જ બધું કરવાની હઠ લીધી. નિધિ પણ એમાં સંમત થઈ ગયા. બધાં ક્રિયાકર્મ દુર્ગાપુરમાં જ કરવામાં આવ્યાં.

હરિ મહાંતિ, રામ પ્રહરાજ, નિધિ સોઈ, ધોબી વગેરેની સલાહ અનુસાર સોઈ પરિવારના બધા લોકો વિષ્ણુપુર આવ્યા. ક્રિયામાં ઘણા

લોકોને આમંત્રણ આપેલાં. જમીનદાર છોટરાય અને એમના ગુમાસ્તા ગોવિંદ પ્રધાનને પણ આમંત્રણ હતું. સનિયાને પણ આમંત્રણ મોકલવાનું ચિંતેઈ સોઈએ કહેલું. હરિ મહાંતિએ જ્યારે ચિઠ્ઠી લખી ત્યારે પ્રહરાજને ખૂબ આશ્ચર્ય થયું. એમણે કહ્યું — અરે! આપ આ શું કરો છો?

ધોબીએ પણ એ સાંભળેલું. એ માથું નમાવીને બેસી રહેલી.

નિધિએ પૂછ્યું — સનિયાને બોલાવવામાં તમને શો વાંધો છે, પ્રહરાજજી!

સનિયા વિશે બધું કહેવાની તક પ્રહરાજ શોધતા જ હતા. થોડી છીંકણી સૂંઘીને એમણે કહ્યું — સનિયો? એ તે કંઈ માણસ છે? એ તો છે ગામનો ઉતાર...

પ્રહરાજે બધું સંભળાવી દીધું. બોલ્યા — સમાજમાં રહીને અનાચાર કોઈથી ન થાય. સનિયો અનાચાર કરે છે. આપણે જો મૂંગા રહીશું તો સમાજ જ તૂટી જશે. સનિયાને કંઈક સામાજિક શિક્ષા મળવી જોઈએ. એને જો સજા ન મળે, તો ગામનાં યુવક યુવતીઓની શી દશા થશે? જે ધર્મ તથા સંસ્કૃતિને -- જે રિવાજોને આપણે પેઢી દર પેઢી અપનાવતાં રહ્યાં છીએ, એને સનિયો કચડી નાખશે? એ આપણી પ્રાચીન રૂઢિઓને કચડી રહ્યો છે અને આપણે નાદાન બાળકની માફક જોયા કરશું? -- આ શું યોગ્ય છે? સનિયાને સજા મળવી જ જોઈએ, એમાં જ આપણું કલ્યાણ છે, ને સમાજનું પણ.

ચિંતેઈ સોઈ મૌન હતા. કદાચ કંઈક વિચારતા હતા. મૃત્યુ પહેલાં ધોબીની માએ જે કંઈ કહેલું, એ એમને યાદ આવતું હતું. સનિયાને એ પોતાના દીકરાની માફક ચાહતાં હતાં. સનિયા સાથે જ પોતાની દીકરીનાં લગ્ન કરાવવા માગતાં હતાં. સનિયો તો બદલાઈ ગયો હતો. પાછલી વાતો ભૂલી એણે પ્રાયશ્ચિત્ત કરેલું, ન્યાતમાં ભળ્યો હતો, પણ પછી શું થયું? ચિંતેઈ સોઈને કશું સમજાતું નહોતું.

નિધિ પણ આ જ વિચારતા હતા. પણ ધોબા કંઈક બીજું જ વિચારતી હતી. એ વિચારતી હતી કે જે કંઈ થઈ રહ્યું છે, એ માટે એ પોતે જવાબદાર છે. સનિયો ધોબી પર જ બદલો લેવા માગે છે. એ બધી જાતનો અન્યાય સહન કરી લેશે. એટલે એણે એક પતિતા કઈને

પોતાના ઘરમાં સ્થાન આપ્યું છે. ઘરની બધી મિલકત એના હાથમાં સોંપી દીધી છે.

ધોબી આ સાંભળતાં જ લાલપીળી થઈ ગઈ. એના દિલમાં જાણે આગ ભડકી ગઈ હતી. આંખો ફાડી ફાડીને એ પ્રહરાજની સામે જોતી હતી.

ચિંતેઈ સોઈએ ઊંડો શ્વાસ લીધો ને બોલ્યા -- પ્રહરાજજી! સનિયાની છોકરમત ગઈ નથી. હજીયે એના મનમાં ચંચળતા છે. એનું કોઈ સ્વજન નથી. મનમાં જે આવે છે, તે કરી નાખે છે. એ માટે અકળાવાની શી જરૂર છે? એને પણ આમંત્રણ મોકલો. મારે મોઢેથી વાત સાંભળીને એનું ગાંડપણ ચાલ્યું જશે. એય સાચે રસ્તે આવી જશે. છોકરમતમાં કંઈ ને કંઈ નવું કામ કરવાની ઇચ્છા થયા કરે. સનિયાએ જે ભૂલ કરી છે, એ માટે એને સજા મળવી જોઈએ. સજા આપવાની જવાબદારી હું લઉં છું. ચિંતેઈ સોઈએ સનિયાને આમંત્રણ પાઠવવા હરિ મહાંતિને ઇશારો કર્યો.

નિધિ સોઈ પણ ખુશ થઈ ગયા. એમણેય હરિ મહાંતિને ઢંઢોળીને કહ્યું -- લખો ને....

હરિ મહાંતિએ લોઢાની કલમ નીચે મૂકી દીધી ને બોલ્યા -- આ અનાચાર છે. મારાથી એ નહિ થાય. જુઓ, વિનશપુરના મિયાં મુસલમાન છે, પણ પોતાના ધર્મ અનુસાર બધું કામ કરે છે. નથી કોઈની નિંદા કરતા, નથી કોઈને નુકસાન કરતા. એમને નિમંત્રણ મોકલ્યું છે. જો આપણાં સદ્ભાગ્ય હશે તો એ ચોક્કસ આવશે. કૃષ્ણપુરના ખ્રિસ્તી સૅલોમન સાહૂને પણ આમંત્રણ મોકલ્યું છે. એ ખૂબ સજ્જન માણસ છે. સૌ એમની પ્રશંસા કરે છે. દરેક જગ્યાએ એમની કદર થાય છે. તેઓ હમેશાં ધર્મશાસ્ત્રને અનુસરીને રહે છે. તેઓ જો અહીં આવે તો કેટલું સારું! પીરપુરના જમીનદાર રાજીવ નાતે હરિજન છે. પણ એમનું વર્તન કેટલું મધુર છે કે લોકો આશ્ચર્યમાં પડી જાય છે. એમને જોઈને મહામુનિ વાલ્મીકિ યાદ આવે છે. હમેશાં એમની જીભ 'હરિનામ' રટતી હોય છે. એમને પણ મેં આમંત્રણ મોકલ્યું છે. તેઓ આવશે, એ ઘણા આનંદની વાત છે. પણ આ લોકોની સામે સનિયો કઈ વાડીનો મૂળો? પોતાનો ધર્મ છોડી વિધર્મી થઈ ગયો છે. બધા અનાચાર ખુલ્લંખુલ્લા કરે છે. એવા માણસને શી રીતે આમંત્રણ લખું? ના, આ કામ મારાથી નહિ થાય.

પ્રહરાજે કહ્યું — હરિબાબુ કહે છે, એ બરાબર છે. સનિયો પઠાણ હોય કે ખ્રિસ્તી હોય કે હરિજન -- એ આ ગામનું જ સંતાન છે. આ ગામમાં રહેવાનો એનો અધિકાર છે જ. આ બધા લોકો પોતપોતાના ધર્મ પ્રમાણે પોતાનું કામ કરશે ને જીવશે. એમાં કોઈને કશો વાંધો ન હોવો જોઈએ. સનિયો કંઈક નવું જ કામ કરે છે. એ કહે છે દુનિયામાં ન તો ન્યાત રહેશે, ન તો ધર્મ. બધા લોકો સરખા થઈ જશે. એવું કરવું યોગ્ય છે?

ચિંતેઈ સોઈએ કહ્યું, યોગ્ય તો નથી. પણ માખી-મચ્છરના ડરથી કંઈ બારણાં બંધ કરી ઘરમાં ઓછું ભરાઈ રહેવાય? સનિયો તો મગતરા જેવો છે. જોઈશે તો આપણે ફૂંક મારીને ઉડાવી દઈશું! એને આમંત્રણ મોકલો. એ જો ન આવે ને આપણું અપમાન કરે તો આપણે જરૂર કંઈક કરશું. જો એ આવશે તો મિયાંસાહેબ, સોલોમન, રાજીવ જેના, ગોવિંદ પ્રધાન, તમે ને હું સૌની સામે એને ખડો કરી દઈશું. એ શું સૌની વાત ઉડાવીને પોતાનું કામ કરશે? એને આ જ દુનિયામાં રહેવું છે ને?....

હરિ મહાંતિએ પાછું કહ્યું--સનિયો તો વંઠી ગયો છે. જો આવશે તોય કયા સમાજમાં બેસશે?

ચિંતેઈ સોઈએ કહ્યું -- પહેલાં એને આવવા દો, પછી હું એને સમજાવીશ. જો એ માની જાય, તો પતિતને ફરીને ન્યાતમાં લેવાની વ્યવસ્થા આપણાં શાસ્ત્રોમાં છે. પ્રહરાજજી જો શાસ્ત્રોનાં પાનાં ઉથલાવશે, તો એમને કંઈક મળી આવશે. જ્યાં સુધી આપણી પાસે તુલસીનાં પાન, ગાયનું છાણ વગેરે છે ત્યાં સુધી અપવિત્ર કાયાને પવિત્ર કરવામાં આપણને કોઈ તકલીફ નહિ થાય.

પ્રહરાજ પોતાના વાળ સમારતા હતા. તેઓ બોલ્યા — બ્રાહ્મણના શરીર પર જો જનોઈ અને જીભ પર સંસ્કૃત શ્લોક હોવ તો યજમાનના મંગળ માટે બધું જ થઈ શકે. પણ સનિયો કોઈનું નહિ સાંભળે. એક વાર એને જ્ઞાતિમાં સામેલ કરવા મેં ઘણી મહેનત કરેલી. પણ શું થયું? મારું દુઃખ કોઈ જોઈ શકતું નથી. એ ઉપરાંત, બધા કહેશે કે થોડા ખર્ચે બધું પતાવી દો. ભાઈ, એ શી રીતે બને?

ચિંતેઈ સોઈએ કહ્યું — કે હવે ખર્ચની વાત ન કરો. પૈસાની

વ્યવસ્થા થઈ જશે. પહેલાં એને મારી પાસે આવવા દો, પછી જોયું જશે. એ એક સારા ઘરનો છોકરો છે — આજે પતિત થઈ ગયો છે. એને ફરીને નાતમાં લેવાના શુભ કાર્યમાં જો કંઈ ખર્ચ કરવો પડે, તો શું નહિ કરીએ ?

પ્રહરાજે કહ્યું — હું તો એક ગરીબ બ્રાહ્મણ છું. દેવતાની સેવામાં વાપરવા માટે મારી પાસે પૈસા નથી. બીજા માટે પૈસા ક્યાંથી લાવું ?

નિધિએ કહ્યું — હરિબાબુ ! પત્ર લખો, નહિ તો કલમ મને આપો. હું લખી નાખું છું. આ સાંભળીને હરિ મહાંતિએ લેખણી ને તાડપત્ર (જેના પર લખવામાં આવતું હતું) ઊંચકયાં. હુકમનો અમલ કરવાની એમની ફરજ હતી.

પ્રહરાજે કહ્યું — તમારું આમંત્રણ મેળવીને સનિયો કદાચ આવે. પણ જે લોકોને એણે પોતાના ઘરમાં સ્થાન આપ્યું છે, એને કદી નહિ છોડી શકે. અચાનક ધોબી પર પ્રહરાજની નજર પડી. પ્રહરાજે કહ્યું — આપ જરા અંદર જશો ?

નાગણની જેમ ધોબી છંછેડાઈ ગઈ. બોલી — હું કંઈ બાળક છું ? જે કહેવું હોય એ મારી સામે કહો. મારી માનું શ્રાદ્ધ છે. જે લોકો આમંત્રણથી આવે એમનાં નામ હું જાણવા માગું છું. તમારે શું કહેવાનું છે ?

પ્રહરાજ જરા ખચકાયા, પછી બોલ્યા, તમે સાંભળ્યું હશે, કઈ ગાંડી શું બબડતી હતી. એ કહેતી હતી કે સનિયો એનો વર છે, ને હું એની વહુ. ગામના લોકોને પૂછો, કઈને જે બાળક હતું, એ કોનું હતું ? બાળક હવે જીવતું નથી. પણ લોકો તો બેવકૂફ નથી. એટલીયે ખબર નથી કે બાળક કોનું હતું ? કઈની વાતો પરથી ખબર પડી ગયેલી કે એ બાળક સનિયાનું હતું . . . .

ધોબી ચમકી ગઈ. હરિ મહાંતિના હાથમાંથી કલમ પડી ગઈ. ચિંતેઈ સોઈ પણ ટગર ટગર જોવા લાગ્યા. આવેશમાં આવીને પ્રહરાજ કહેવા લાગ્યા — ઉપર ભગવાન છે. માણસનું પાપ છાનું રહેવાનું નથી. દુષ્કાળમાં જ્યારે સનિયો ઘરે ઘરે ભીખ માગતો હતો, ત્યારે એને હતું કે કઈ મરી જશે. પણ કઈ મરી નહિ. એના પેટનું કલંક મર્યું. કઈ ગાંડી થઈ ગઈ. એ ચીસો પાડી પાડીને કહેતી હતી કે સનિયો એનો વર છે, ને એ

સનિયાની વહુ. આપ જાણો છો, સોઈજી, સનિયાએ વિધર્મીઓને, અછૂતોને અને કઈને પોતાના ઘરમાં શા માટે સ્થાન આપ્યું? આ દેખાવ છે—માત્ર દેખાવ. આજે એ ધર્માત્મા બનવા માગે છે, સમજ્યા? કઈ જ્યારથી સનિયાને ઘરે ગઈ, એનું ગાંડપણ પણ મટી ગયું છે. ખેર. તમે લોકો જે કરો તે સમજી-વિચારીને કરજો—અમે તો રહ્યા પુરોહિત. જે કંઈ કહીએ તે યજમાનના કલ્યાણ માટે.

બધાં મૂગાં થઈ ગયાં હતાં.

ધોબીની માએ મૃત્યુ પહેલાં જે કહેલું તે ચિંતેઈ સોઈને યાદ આવ્યું—સનિયાનો હાથ મારી ધોબીને આપજો. એમણે પણ વચન આપેલું—તું બેફિકર રહે, ધોબીની મા, જે ઇચ્છીશ, તે જ થશે. પણ આજે પ્રહરાજજી આ શું કહી રહ્યા છે? એ તો જૂઠું નથી બોલતા. સનિયો જ પાપનો કીડો છે—પણ છે તો મરદનો બચ્ચો ને! હમેશાં આવો ઓછો રહેશે? એનું મન જો પલટાઈ જાય તો બધું બદલાઈ જશે ને કલંક પણ ધોવાઈ જશે.

ધોબીને કાને પણ આ વાત પડી. કેટલાયે પ્રસંગો એને યાદ આવ્યા. તો શું.... તો શું સનિયાભાઈએ આ બધું મારાથી છુપાવી રાખેલું? મને દગો દેવા માગતો'તો? પણ શા માટે....?

ચિંતેઈ સોઈએ કહ્યું—નિધિ! સનિયાને કાગળ લખી નાખ, એને આવવા દો.

ધોબી ઊભી થઈ ગઈ. ચીસો પાડી પાડીને કહેવા લાગી—ના, ના, સનિયાને નથી બોલાવવાનો. પિતાજી! તમે ભૂલી ગયા કે એના બાપે સૌની સામે તમારું અપમાન કર્યું હતું? એવો કયો મોટો માણસ થઈ ગયો છે એ? સનિયો બદલાઈ ગયો છે. આજે એ નીતિ, ધર્મ બધું છોડીને પતિત થઈ ગયો છે. મારી માના શ્રાદ્ધકાર્યમાં એને બોલાવી આપણા ઘરની પવિત્રતા નષ્ટ ન કરવી જોઈએ.

ધોબીનું આખું શરીર ધ્રૂજતું હતું. આશ્ચર્યથી બધા એની સામે જ જોતા હતા. ચિંતેઈ સોઈએ કહ્યું—તું આ કામમાં અડચણ ન નાખ, ધોબી! યાદ છે, તારી માએ મરતાં પહેલાં શું કહેલું?

—માની સમજવામાં ભૂલ થયેલી. એ હતી પવિત્ર ને નિષ્પાપ. એ

ખૂબ સરળ હતી. એની નજરે દુનિયાના બધા લોકો સારા હતા. હું સુખી રહું એ જ એ ઇચ્છતી હતી. જો આજે હું આનંદમાં રહું, તો એ જ્યાં હશે ત્યાં રાજી થશે, એના આત્માને જરૂર શાંતિ મળશે. આજે સનિયો જો મારા ઘરમાં પગ મૂકશે, તો હું ખુશ નહિ થઈ શકું. મારી માનો આત્મા અપમાનિત થશે, પિતાજી!

નિધિએ કહ્યું — અરે, ગાંડી! આ શું કહે છે?

ધોબીની આંખમાંથી આંસુઓની ધાર વહેવા લાગી. એ બોલી — ખરું કહું છું, કાકા! હું જે સનિયાને ચાહતી હતી એ આવો વ્યભિચારી નહોતો.

ચિંતેઈ સોઈ કંઈક કહેવા માગતા હતા. પણ ફરી ધોબીએ મોટે મોટેથી કહ્યું — પ્રહરાજજીએ જે કંઈ કહ્યું તે બધું સાચું છે. સનિયાને આમંત્રણ નથી મોકલવાનું — નથી મોકલવાનું.... નથી મોકલવાનું.

આંખનાં આંસુ છુપાવવા ધોબી ઘર તરફ દોડી. પણ પોતાના પિતા ને કાકાથી આંસુઓ શી રીતે છુપાવે?

પ્રહરાજ આ જોઈને ખુશ થઈ ગયા હતા. બોલ્યા — તારી બુદ્ધિની પ્રશંસા કર્યા વિના નથી રહી શકતો, દીકરી! તું તો જાણે જીવતીજાગતી મા દુર્ગા છે.

હરિ ગુમાસ્તાએ સોઈ ભાઈઓ તરફ જોઈને કહ્યું — અરે, છોકરી કોની છે.... વહુ કોની છે....

નિધિએ ઊંડો શ્વાસ લીધો. ચિંતેઈ સોઈ ચમકી ઊઠ્યા. બોલ્યા — અરે, શું બેવકૂફોની જેમ બકબક કરો છો? ગાંડપણ છોડો, ચાલો ચાલો, નિધિ, મારા નામથી જ પત્ર લખ.

પ્રહરાજજીને આ વાત સમજાતી નહોતી. ખેર, હજી એક સભા થશે. એટલું એ સમજી ગયા હતા. બસ!

જે લોકોને આમંત્રણ મોકલાયાં હતાં, સૌએ કોઈ ને કોઈ ચીજ મોકલી હતી. હરિ મહાંતિ, રામ પ્રહરાજ, નિધિ સોઈ સૌ પોતપોતાના કામમાં લાગી ગયા હતા. હવે માત્ર બેત્રણ દિવસ બાકી રહ્યા હતા. પહેલેથી

વ્યવસ્થા કરવી જરૂરી હતી. નહિ તો આટલું મોટું કાર્ય પૂરું શી રીતે થાય?

સૌ કામમાં ડૂબેલા હતા. પણ ધોળી બેચેન રહેતી હતી. ઘરમાં કાકી બધું સંભાળતી હતી. નાનાં ભાઈબહેનો સાથે હસવા-રમવાનું જ ધોળીનું કામ હતું. પણ એ કરવા છતાં ધોળીનો સમય જતો નહોતો. એને ખબર હતી કે પિતાજીએ એનું કહેવું માન્યું નહોતું ને સનિયાભાઈને આમંત્રણ પત્રિકા મોકલી આપી હતી. સનિયાએ અભિમાનથી વાળંદને કહેલું કે સોઈજી મોટા માણસ છે. એમને આંગણે સનિયા જેવો મજૂર શી રીતે આવી શકે? એ છતાં સનિયાએ આમંત્રણ પત્રિકાનો સ્વીકાર કર્યો હતો. પણ આવશે કે નહિ? આજ સુધી કંઈ ખબર શા માટે નથી આપ્યા? જો એ ન આવે, ને પિતાજીને વધુ નારાજ કરે, ને એમને અપમાનિત કરે, તો પછી શું થશે?... ધોળી આનાથી આગળ કશું વિચારી શકતી નહોતી.

સનિયા વિશે પ્રહરાજે જે કંઈ કહેલું, એ શું સાચું હશે? શું ખરેખર કઈને બરબાદ કરીને સનિયો દુનિયાની સામે ભલો થવાનો પ્રયત્ન કરતો હતો? એ વિચારતાં જ ધોળીની આંખમાં આંસુ આવી જતાં હતાં. ખેર, સનિયો સુખમાં રહે, એ જ ધોળી ઇચ્છતી હતી. પણ એનું મન દુઃખી થઈ જતું હતું. કોને કહે, પોતાના દિલની વાત?

એક દિવસ ધોળીએ પુનીને બધું કહી દીધું — પુની! સનિયાભાઈ કરે છે તે ઠીક નથી થતું. એ સુખી રહે, પરિડા વંશનું નામ ઉજાળે, એ જ અમારા સૌની ઇચ્છા છે. એ જો સારો થઈને કીર્તિ મેળવે તો કેટલા આનંદની વાત છે?

પુનીના ખોળામાં એનો ત્રણ વર્ષનો દીકરો બના અકળાતો હતો. દીકરો તો માત્ર ત્રણ વર્ષનો હતો, પણ ખૂબ ચંચળ હતો. પુનીનાં કપડાં ખેંચી ખેંચીને એને હેરાન કરતો હતો.

બનાને જોઈને ધોળીના મનમાં કોડ જાગતા હતા. પોતાને પેટે પણ આવું એક બાળક હોત, તો એને કેટલો આનંદ થાત! એય પુનીની માફક પોતાના દીકરાને પ્રેમ કરત, પોતાનું દૂધ પાત, બાળગોપાલ જેવા દીકરાને ખોળામાં લઇ એને બેહદ આનંદ થાત. બનાને પણ ખોળામાં લઈ

લેવા એ ખૂબ આતુર થઈ જતી, પણ ક્ષણભરમાં વિચાર બદલાઈ જતો. અછૂત બાઉરીનો દીકરો છે ને? એને ખોળે શી રીતે લે? લોકો શું કહે?

પુનીએ કહ્યું — મોટાભાઈને મેં તો ઘણું સમજાવેલા. મારા ઘરમાં તો એમને બેસાડ્યા પણ નહિ. મને ડર હતો કે જો મારા ઘરમાં લોકો એમને જોઈ જશે તો એમની જાત ચાલી જશે. પણ એ માને તો ને! જુઓ ને! એના ગાંડપણમાં પાછું શું કરી નાખ્યું? એણે ફરીને પોતાની જાત ખોઈ. અછૂત મુસલમાન માણસોને પોતાને ઘરે રાખ્યા. હવે પરિડા કુટુંબનું નામ પણ ડૂબી ગયું. અંતે એ કરવા શું માગે છે?

ધોબીને મનમાં થયું કે સાવિત્રી અમાવાસ્યાની રાત્રે જે બનેલું તે પુનીને કહી દે. એને કહી દે કે સનિયાભાઈ એને ખાતર જ પોતાની જાતને આટલું દુઃખ આપે છે. પણ ધોબીએ એવું ન કહ્યું. જાણે એને કોઈએ રોકી લીધી હોય...

પુનીએ કહ્યું — ધોબી દીદી! એક વાત પૂછું? મરતી વખતે તમારી માએ જે કહેલું, એ તમે સાંભળ્યું છે? તમે પણ એ જ ઇચ્છો છો?

ધોબી માથું નીચું કરીને ઊભી રહી. તેની જીભ જ ન ખૂલી. પોતાના શરીર પર એની નજર પડી. અરે! એ કેટલી નબળી પડી ગઈ છે! આખા શરીર પર શીતળાના ડાઘ... માથાના વાળ પણ ટૂંકા થઈ ગયેલા. થોડી વાર પછી એણે પોતાનું માથું ઊંચક્યું. બોલી, મારી હા કે નાથી શું વળે પુની? આપણે તો છોકરીની જાત... બીજાના હાથનાં રમકડાં છીએ... અચ્છા, પુની, એક કામ કરીશ?

— શું!

— સનિયાભાઈને ઘરે જઈશ?

પુની ચમકી ગઈ. શું મોં લઈને એ પાછી વિષ્ણુપુર જાય? લોકો તો હજારો સવાલો પૂછશે. જે દિવસથી એ અછૂત મધુ ભોઈને ઘરે રહેલી, ત્યારથી એણે નક્કી કરેલું કે વિષ્ણુપુરની પુની મરી ચૂકી છે. વિષ્ણુપુર સાથે એને કશો સંબંધ નથી. હવે એ શી રીતે જાય...?

— પુની! ચૂપ કેમ થઈ ગઈ? કહે ને! જશે કે નહિ?

— પણ એ તો કહે, મારે જવાનું છે શા માટે?

— તારા વિના સનિયાભાઈને કોઈ પણ સાચે માર્ગે નહિ લાવી

શકે, પુની! તું જો ત્યાં જશે, તો ત્યાં કંગાળોની માફક જે લોકો પડ્યાં છે તે જતાં રહેશે. એમની જરૂર પણ શી છે? ખાઈપીને આરામથી રહેવું છે, એ જ ને! એની વ્યવસ્થા હું કરી આપીશ. મેં આટલા બધા લોકોને આશરો આપેલો, શું બીજા પાંચ લોકોને ન આપી શકું? હું એમના ગુજરાન માટે જમીન આપીશ. મારી પાસે ઘણી મિલકત છે, ઇચ્છું એને આપી શકું એમ છું. આના પર બીજા કોઇનો અધિકાર નથી! આ બધી વાત તું સનિયાને સમજાવી-પટાવીને કહી દેજે. સમજી?

પુનીએ બધું સાંભળ્યું. એના હોઠ પર હાસ્ય આવી ગયું. આંખમાં આનંદનાં આંસુ આવી ગયાં. ખુશ થઈને એણે કહ્યું — હું ચોક્કસ જઈશ, ધોબી દીદી! ભલે જે કંઇ અપમાન સહેવું પડે, તારે ખાતર જઈશ, જરૂર જઈશ. હું 'બના'ને પણ લઈ જઈશ ને 'બના'નો બાપ પણ જશે... લોકો જોશે તો જોવા દો. પણ હું સનિયાભાઈને ચોક્કસ લઈ આવીશ ને તારી સામે ખડા કરી દઈશ!

ધોબી આશ્ચર્યથી સાંભળતી હતી. પુની, આ શું બોલે છે?

પુનીએ કહ્યું — ધોબી દીદી! તું જોયા કર! હું જરૂર ભાઈને લઈને જ આવીશ.

મધુ ભોઈ ખભે કુહાડી મૂકીને આવી પહોંચ્યો. મધુને જોતાં જ પુનીએ ખોળામાંથી પોતાના છોકરાને નીચે મૂકી દીધો. ઘૂમટો તાણીને કહ્યું — અરે! મળવાનો આ જ વખત મળ્યો?

મધુએ કહ્યું — માતાજી, ઘરની સામે, જ્યાં છાપરું નાખવાનું હતું, તે અમે નાખી દીધું છે. મોટા બાબુજીએ કહ્યું કે આપ આવીને જોઈ લો, પછી લીંપવા-લૂછવાનું કામ શરૂ થાય.

ધોબીએ હસતાં હસતાં કહ્યું — તેઓ તને જેમ બતાવે તેમ કર. એનાથી વધુ મારાથી શું થવાનું છે? તારા દીકરાને પણ સાથે લઈ જા.

મધુએ બનાને તેડ્યો ને ચાલતો થયો.

મધુ ભોઈના ગયા પછી ધોબીએ કહ્યું — મધુ અછૂતના ઘરે ભલે જન્મ્યો, પણ ગયે જન્મે એ જરૂર કોઈ રાજપરિવારમાં જન્મ્યો હશે. આ સાંભળીને

પુનીને ગર્વ તો થયો, પણ એક પળ પછી જ એને ધોબીની ઈર્ષ્યા આવી. એને થયું કે કોઈ એના દિલ પર છરી ચલાવે છે. પણ એના મનની વાત મનમાં રહી. એ બોલી — અચ્છા, એ તો કહો ધોબી દીદી! મારા ભાઈના પગની ધૂળ સાથેય સરખામણીમાં આવે એવું કોઈ આ દુનિયામાં નથી — બરાબર ને?

ધોબીએ હસતાં હસતાં કહ્યું — તારું માથું!.... ચલ હટ!

ધોબી જે કંઈ કહેતી હતી, એ શું ઠીક હતું? હિંદુ સનાતન ધર્મના એક અવતારની માફક ધોબી સાચે માર્ગે ચાલતી હતી. એણે પોતાની બધી મિલકત ગરીબ નિરાધાર લોકોને આપી દીધી હતી. દેવતા માટે મંદિર બનાવડાવ્યું હતું, બ્રાહ્મણોને જમીન-જાગીર પણ આપેલાં. ઘરસંસારમાં રહેવા છતાં પણ સાધ્વીની માફક એ રહેતી હતી. સમયનો આ અજબ નિયમ છે. આંખમાંથી આંસુ તો પાડતી હતી, પણ આંસુઓની ધારામાં જ એને અનોખો આનંદ અને અનોખી શાંતિ મળતાં હતાં.

આ શું એની ભૂલ હતી?

સાંજનું અંધારું પડી ગયું હતું. આખા આકાશમાં વાદળાં છવાઈ ગયાં હતાં. સનિયો પોતાના ઘરના વરંડામાં ચુપચાપ બેઠો હતો. પોતાનું માથું ઘૂંટણ પર ટેકવી વિચારતો હતો. શું વિચારતો હતો? એના મનમાં કેટલાયે વિચારો આવતા હતા. રીતરિવાજને અનુસરીને ચાલો, તો લોકો કહેશે કે સાચે માર્ગે જાય છે. જે માર્ગે બાપદાદા ચાલ્યા હતા એ જ માર્ગે ચાલવું જોઈએ, પછી ભલે એ માર્ગ સ્મશાને જતો હોય. પણ નવો માર્ગ બનાવવો મુશ્કેલ છે. એના પર ગાડીનાં પૈડાં ન ચાલી શકે. નવા રસ્તા પર ચાલવામાં કેટલીયે મુશ્કેલી છે. સનિયાને લાગતું હતું કે નવે રસ્તે એની ગાડી અટકી પડી છે!

વરસાદ-તડકો ખમીને સનિયાએ રહીમની સાથે ખેતરમાં અનાજ વાવ્યું હતું. કાશી બેજ અને ભરત સામલ એટલી મહેનત કરી શકે તેમ નહોતા. વૃદ્ધ જોનચાચા પણ એક દિવસ ખેતરમાં ગયા હતા. પણ એક જ દિવસની મહેનતમાં એ માંદા પડી ગયા. રહીમે એમની ઘણી સેવા કરી હતી. હવે સારા થઈ ગયા છે, પણ હજી નબળાઈ ગઈ નથી, એ ચાલવાનો પ્રયત્ન કરતા હતા, પણ હજીયે શરીર ધ્રૂજતું હતું.

કઈ ઘરનું બધું કામ કરતી હતી. અને સનિયો ને રહીમ જ્યાં કામ કરતા હતા, ત્યાં ખેતરે પણ જતી હતી. એમના પર ચિડાતી હતી. કહેતી — વરસાદમાં આમ પલળશો તો તાવ આવશે ને બધું કામ રખડી પડશે. તમારી તબિયતનું તો ધ્યાન રાખો.

સનિયાએ કઈને ઘરે પાછા જવાનું કહ્યું પણ એ જાય તો ને! કઈ પણ વરસાદમાં પલળી પલળીને ખેતરમાં કામ કરતી હતી. પણ હવે કઈની તબિયત પણ બગડી ગઈ હતી. બે દિવસથી સખત તાવ છે. આંખો નથી ઊઘડતી. રહીમ એની સેવામાં લાગ્યો હતો.

આ રીતે કેટલા દિવસ નભે? હવે તો ગામવાળાઓએ સનિયાને પાછો નાતબહાર મૂકી દીધો હતો. ચારગણી મજૂરી આપવાની તૈયારી છતાં મજૂરો સનિયાનાં ખેતરોમાં કામ કરવા તૈયાર નહોતા. જૉનચાચા સખત માંદા છે, પણ વૈદરાજે એને દવા પણ ન આપી. બધા સનિયાની વિરુદ્ધ થઈ ગયા હતા. ગામલોકોની સહાનુભૂતિ વિના ગામમાં રહેવાનું ઘણું મુશ્કેલ છે.

ઓશરીને છેડે બેસીને ભરત સામલે એક ભજન ગાવાનું શરૂ કરી દીધેલું — ચકા નયન કુ ચાહિં ગરીબ જણે.... *

સનિયાએ ધ્યાનથી ભજન સાંભળ્યું. વ્યાકુળતાથી ભરત સામલ ભજન ગાતો હતો — પણ સાંભળવાવાળું કોણ છે? ભરત બીમાર છે. એની તકલીફ કોણ દૂર કરશે? બીજી તરફ, અંધ કાશી બેજ ગાઈ રહ્યો હતો — ઘટ છૂટિલે તોતે બોલિબે ભૂત રે.... +

સનિયો ધ્યાનથી સાંભળતો હતો. કશાક વિચારમાં એ પાછો ડૂબી ગયો. ચિંતેઈ સોઈએ એને આમંત્રણ મોકલ્યું છે. શું મજાક કરવા માટે? જ્યારે એ ભૂખ્યો હતો, ત્યારે મજૂરનું કામ કરવા એમને દરવાજે ઊભો રહેલો. પણ મજૂરી પણ નહોતી મળી. નિરાધાર મજૂરોનું શોષણ કરી કરીને આજે તેઓ અમીર બન્યા છે. આવા માણસને ઘરે જવું યોગ્ય છે? ના, ગમે તે થાય, એ નહિ જાય. એણે નિર્ણય કરી લીધો. ચિંતેઈને ભલે

* એક ગરીબ માનવી પેંડાં જેવી આંખવાળા (જગન્નાથજી)ને પ્રાર્થના કરી રહ્યો છે...

+ આ શરીર નહિ હોય ત્યારે લોકો — સ્વજનો — તને ભૂત જ કહેશે...

માઠું લાગે, એ નહિ જાય. એના કરતાં તો ખેતરમાં કામ કરતાં કરતાં મરી જવું બહેતર છે.

રહીમે સાદ દીધો — સનિયાભાઈ! કઈ આપાનો તાવ વધી ગયો છે.

સનિયો ઊભો થયો ને રહીમની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

કઈ એક ચટાઈ પર સૂતી હતી. જોનચાચા એના તકિયા પાસે બેસી, એને કપાળે હાથ ફેરવતા હતા. સનિયો પણ ત્યાં બેસી ગયો ને જોનચાચાની માફક એય કઈને કપાળે હાથ ફેરવવા લાગ્યો. તાવ ઘણો વધી ગયો હતો.

સનિયાએ કહ્યું — રહીમ! તું ખૂબ થાકી ગયો છે. પણ હવે એક કામ કરવું જરૂરી છે. કરીશ?

— શું? રહીમે ઉત્સુકતાથી પૂછ્યું.

— તું વૈદને ત્યાં જા. અને....

વૈદનું નામ સાંભળતાં જ રહીમનું મોં પડી ગયું. એને ખૂબ દુઃખ થયું. એને ખબર હતી કે વૈદ નહિ આવે. પણ એને થયું કે વૈદના પગ પકડીને એ બધું કહેશે. નહિ આવે તોય દવા તો આપશે. રહીમ તરત ત્યાંથી ચાલ્યો ગયો.

સનિયાએ કહ્યું — જોનચાચા, તમને ઘણી નબળાઈ આવી ગઈ છે. જાઓ, બીજા ઓરડામાં થોડો આરામ કરો. જો તમેય માંદા પડી જશો તો બધાંને તકલીફ પડશે. જોન તો સેવા કરવા માગતો હતો. પણ સનિયાની સમજાવટથી એ બીજા ઓરડામાં જઈને આરામ કરવા લાગ્યો.

સનિયો કઈની વધુ નજીક જઈને બેઠો.

•

કઈએ આંખો ખોલી. સનિયો પાસે બેઠો હતો. એને માથે હાથ ફેરવતો હતો. ઓરડામાં બીજું કોઈ નહોતું.

કઈનાં સ્વપ્નાં જાણે સજીવન થઈ ગયાં. આ ઘર એનું જ છે. સનિયો એનો વર છે, એ ખોટું નથી, ગાંડપણ નથી. અત્યાર સુધી જાણે એ અંધારામાં હતી. હવે જે કંઈ દેખાય છે, તે સાચું છે. હવે એને દુનિયાના લોકોની શી પરવા? દુનિયામાં ભલે પ્રલય થઈ જાય, તો એ બેફિકર રહેશે. એને પોતાનું ખોવાયેલું ધન પાછું મળી ગયું છે. જેને એ રાતદિવસ યાદ કરતી હતી, જેને માટે એ ગાંડી થઈ ગયેલી, એ આજે એને મળી ગયો છે.

કઈએ ચારે બાજુ નજર દોડાવી, ખરેખર સનિયા સિવાય બીજું કોઈ નહોતું. એના દિલનો દેવતા એની સામે બેઠો હતો. આજે જાણે એની સોહાગરાત હતી. જીવનમાં આવો મધુર સમય વારેવારે નથી આવતો.

કઈએ પોતાનો હાથ ઊંચો કર્યો ને સનિયાની હથેળીમાં મૂકી દીધો. ધીરે ધીરે સનિયાની હથેળી દબાવવા લાગી અને એકીટશે સનિયા તરફ જોવા લાગી. સનિયાનું મન સહાનુભૂતિથી ભરાઈ ગયું હતું. એણે કોમળ અવાજે કહ્યું — કઈ! થોડું પાણી પીશ?

કઈના શુષ્ક હોઠો પર સ્મિતની વીજળી ચમકી ગઈ. આંખોથી પૂછ્યું — આ ઘર કોનું છે, સનિયાભાઈ?

સનિયાએ કહ્યું — તને ખબર નથી? આ ઘર તો સૌનું છે. આ ઘર તારું છે.

થોડી વાર માટે કઈ ચૂપ રહી. બંને હાથથી એ સનિયાની હથેળી દબાવતી હતી. એ બોલી — આ ઘર સૌનું છે. આ ઘર મારું નથી?

સનિયાએ જોયું કે કઈનો તાવ વધતો જતો હતો. એના દિલને આઘાત ન લાગવો જોઈએ. આ સ્થિતિમાં એ દુઃખી થશે, તો તાવ હજીયે વધી જશે. એણે કહ્યું — કઈ! આ ઘર તો તારું જ છે. બીજા કોઈનું નહિ. અહીં જેટલા લોકો રહે છે, બધા તારા છે. જોનચાચા, રહીમ, કાશી, ભરત — બધા તારા જ છે ને! આ ઘર તો ખાસ તારું જ છે.

કઈ હસી પડી. આ ઘર મારું છે — મારું છે — મારું છે — એ ગણગણતી હતી. સનિયાએ ધીરેથી પોતાનો હાથ સેરવી લીધો. બોલ્યો — ચિંતાનું કોઈ કારણ નથી, કઈ, તું સારી થઈ જઈશ — બહુ જલદી સારી થઈ જઈશ.

કઈ ખુશ થઈને બેઠી થઈ ગઈ. એણે આંખો ફાડી ફાડીને સનિયા તરફ જોયું. બોલી — સનિયાભાઈ! તું જ મારો ઘરવાળો છે. મરતાં પહેલાં મારા બાપે તો એમ જ કહેલું મારો હાથ ઝાલી એણે પેટ માટે ભીખ માગી હતી, પોતે ભૂખ્યા રહીને એણે મને ખવડાવ્યું હતું. કહેતા હતા — કઈ, તું ચિંતા ન કર, ઉપર ભગવાન છે. આપણે કોઈનું બગાડયું નથી. ભગવાન શું એ જોતા નથી? ઉપરવાળો ચોક્કસ આપણને મદદ કરશે. એ

કહેતા — આપણે ઘરે પાછા જઈશું. તું તો પરિડા કુટુંબની વહુ છે. બનેઈ પરિડાએ કહેલું પણ ખરું કે સારો સમય પાછો આવશે.

બોલતાં બોલતાં કઈ અટકી ગઈ. એની આંખો ભરાઈ આવી હતી.

થોડી વાર પછી, એણે પાછી પોતાની કહાણી શરૂ કરી દીધી— મારા પિતાના ઘૂંટણમાં દર્દ ઊપડ્યું. પાછાં ઘૂંટણ ફૂલી ગયાં. ફરજિયાત મારે પિતાજીને ગામના મંદિરની પાછળ સુવાડી દેવા પડ્યા. ત્યાં એક આંબાવાડિયું હતું. ને એની પાછળના ઈંટના ઢગલામાં ઘણા સાપ હતા. સનિયાભાઈ, ભીખ માગી માગીને એના મોંમાં ભાતનું ઓસામણ આપતી હતી. પણ પછી ભીખ પણ ન મળી. એ ગામમાં એક જ મોટું કુટુંબ હતું, જેની પાસે ઘણી મિલકત હતી. એ ગરીબોને થોડા થોડા ભાત આપતા હતા, પણ એમના ચોખા પણ ખતમ થઈ ગયા. રસોડું બંધ થઈ ગયું. ગરીબ લોકો થોડો વખત રાહ જોઈને બીજી જગ્યાએ ભાગી ગયા. પણ હું ન જઈ શકી. મારા પિતાજીની તબિયત દિવસે દિવસે બગડતી જતી હતી. એમનામાં ઊઠવાની તાકાત નહોતી. આવી સ્થિતિમાં એમને એકલા મૂકી મારાથી શી રીતે જવાય?

— એ પછી.... ઓહ! કેમ કહું? એના પછી શું થયું?

મારા પિતાજીના મોંમાં ભાતનું થોડું ઓસામણ આપવા, હું એક માણસના ઘરમાં ઘૂસી ગયેલી, પણ એ કોણ હતો, એની મને ખબર પણ નહોતી. એણે મને પકડી લીધી. પછી કહ્યું કે એ મને ભાત આપશે ને ભાતનું ઓસામણ પણ. ત્યારેય પિતાજીનો આર્તસ્વર મારા કાનમાં ગુંજતો હતો -- કઈ, મારા મોંમાં થોડું ભાતનું ઓસામણ આપ.... પેલા રાક્ષસ જેવા માણસે મને બાથમાં લઈ લીધી ને કહ્યું -- અરે કઈ! તારું એક જ તો પેટ છે -- કેટલા ભાત ખાશે, કેટલું ઓસામણ પીશે?

— સનિયાભાઈ! તે દિવસે મારો જીવ બચાવીને હું આવી ગયેલી. એક હાથમાં હતી પાણીની નાની માટલી, અને બીજામાં ગરમાગરમ ભાત, મીઠું ને થોડું શાક, મને હતું કે પિતાજી ખાઈને રાજી થશે. જેણે ભાત આપેલા, એ માણસો કહેલું પણ ખરું -- રોજ સાંજે આવજે અને ભાત લઈ જજે. એ માણસ સારો ન કહેવાય? હું ભાત લઈને દોડતી દોડતી આવેલી. પિતાજીને પીરસી આપીશ ને એ મોતના મોંમાંથી બચી જશે.

—પણ....પણ પાછા આવીને જોયું તો મારા પિતાજી સૂઈ ગયા હતા—હંમેશ માટે...

હું ધ્રુસકે ધ્રુસકે રડી. નિર્જીવ પિતાના મોંમાં ભાત મૂકયા, પાણી આપ્યું, પણ એ ઊઠયા નહિ. સવાર થતાં પહેલાં, હું નીકળી પડી ને ચાલતી થઈ. કયાં જતી'તી, એની મને ખબર નહોતી.

કઈએ પોતાની આંખો લૂછી. સનિયાને લાગ્યું કે કઈની સરખામણીએ પોતે એક ગુનેગાર છે. કઈએ પોતાના પિતા માટે બધું ન્યોછાવર કરી દીધું હતું. પણ સનિયાએ? એણે તો પોતાના પેટ માટે પોતાના બાપનો પણ જીવ લીધો હતો.

કઈએ કહ્યું—પાપ શું છે, પુણ્ય શું છે, એની મને ખબર નહોતી. એ પણ નહોતી ખબર કે જે કરતી હતી તે સાચું હતું કે ખોટું. પેટની સખત ભૂખ સહન નહોતી થતી. એવે વખતે, જેણે મને મુઠ્ઠીભર ભાત આપ્યા, મારો જીવ બચાવ્યો, એને મારું આ શરીર આપ્યા વિના શી રીતે રહી શકું? એના તરફથી કંઈ અપમાન થતું, તો હું એને છોડીને ચાલી જતી, બીજા ગામ તરફ, જીવવાની આશા લઈને કંગાળો સાથે ભટકયા કરતી.

—સમય પસાર થતો ગયો. જે કોઈ મને જોતું એ પૂછતું—તારો વર કોણ છે? હું સમજી ગઈ કે મેં અનાચાર કર્યો છે—પાપ કર્યું છે. વર વિના મા બનવાનો મને અધિકાર નહોતો. જે મારો વર હોય, એનું બાળક જ મારા પેટમાં હોય—સમાજનો એ નિયમ છે. બધા કહેતા કે સનિયો મારો વર છે. પણ સનિયાભાઈ! તારું બાળક તો મારા પેટમાં નહોતું. કોનું બાળક હતું મારા પેટમાં? મને એની ખબર નહોતી. ખરું કહું છું, ભાઈ, આ રીતે જીવવા કરતાં સડક પર મરી જવું જ સારું હતું.

કઈનો શ્વાસ ધમણની જેમ ચાલતો હતો. તાવ વધુ ચડી ગયો હતો. પથ્થરના પૂતળાની જેમ સનિયો મૂંગો થઈ એની પાસે બેઠો હતો. એકીટશે કઈ તરફ જોઈ રહ્યો હતો.

કઈએ પાછું કહ્યું—જે દિવસે મારા પેટનું બાળક પહેલી વાર રડયું, તે દિવસ મને આજેય યાદ છે. મેં એના માસૂમ ચહેરા તરફ નજર દોડાવી.

ખરું કહું છું, એને હંમેશ માટે ચૂપ કરી દેવાની મારામાં હિંમત નહોતી. મને હતું કે એને પૂરો કરી, મારું પાપ હંમેશ માટે ભૂંસી નાખીશ. ત્યાર પછી હું ફરી નિષ્કલંક બની જઈશ. પછી પાછા આવવાનું સહેલું બનશે. એવી હાલતમાં હું તમારે ઘરે આવવા જ માગતી હતી. પણ એમ કરવું મુશ્કેલ હતું. મારાથી એવું ન થયું. મારા દિલના ટુકડાને, મારા કલંકની સાબિતીને લઈને અહીંથી તહીં ભટકતી રહી. પણ એક દિવસ એવો આવ્યો, જ્યારે એ ચિરનિદ્રામાં પોઢી ગયો.

—પણ, સનિયાભાઈ! જીવતુંજાગતું કલંક ખતમ થઈ ગયું, પણ ડાઘ સદાને માટે રહી ગયો. હું ગાંડી થઈ ગઈ. લોકો પણ મને એ જ નામથી બોલાવવા લાગ્યા. હું ભટકતી પણ હતી ને અહીંતહીં દરેક ગામમાં મારા કલંકની કથા પણ સૌને કહી રહી હતી. મારા ગામની વાત—મારા સનિયાની વાત હું ભૂલી ગઈ હતી.

કઈ જોરથી હસી પડી. બોલી—હું આ ઘરે આવી ચડી તો અકસ્માત જ. પણ અહીં આવતાં જ વીતેલા દિવસોની બધી વાત યાદ આવી ગઈ. આજે તારા ઘરમાં જ મને આશરો મળ્યો છે. હું ગાંડી નથી, સનિયાભાઈ, ગાંડો તો તું છે! બીજા માટે મહેનત કરી કરીને મરી જાય છે; બીજાને માટે પોતાનાં નાતધરમ પણ ખોઈને બેઠો છે. ગામના બધા લોકો સાથે ઝઘડો ઊભો કર્યો છે, વધારામાં ગાંડી કઈને પણ ઘરમાં જગા આપી દીધી, તો ગાંડું કોણ, તું કે હું?

સનિયાએ ઊંડો શ્વાસ લીધો.

ઉત્તેજનાથી કઈનો ચહેરો લાલ થઈ ગયેલો. એ ઊભી થઈ ગઈ ને જોર જોરથી બોલવા લાગી—તેં મને દગો દીધો છે, સનિયાભાઈ! હું કંગાળ છું! ભિખારણ છું, મારી જાત પણ ગુમાવી ચૂકી છું, મને આવી હાલતમાં કોણ આશરો આપે? કોણ મારું થાય? આ બધું ખોટું છે, જુઠ્ઠું—જુઠ્ઠું—જુઠ્ઠું—હું આ ઘરમાં નહિ રહું. હું ક્યાંક ચાલી જઈશ—ચાલી જઈશ....

કઈ આવેશમાં આગળ વધતી હતી. સનિયાને આ બધું જોઈને આશ્ચર્ય થયું. એણે આગળ દોડીને કઈના હાથ પકડી લીધા—આ શું કરે છે કઈ! તું બેસ તો ખરી, સાંભળ, મારી વાત તો જરા સાંભળ.

એણે પરાણે કઈને પથારીમાં બેસાડી દીધી. કઈ આશ્ચર્યથી સનિયાના ચહેરા તરફ એકીટશે જોઈ રહી હતી. સનિયાએ ફરીને એના હાથ પકડી લીધા. ને બોલ્યો -- તું ખૂબ નબળી થઈ ગઈ છે, કઈ, તને સખત તાવ છે. તારી આખી વાત મેં સાંભળી લીધી. પણ તેં તો મારી નથી સાંભળી. તું જરા સૂઈ જા. રહીમ હવે દવા લઈને આવતો જ હશે. તું ફરીને સાજી થઈ જશે. તું જલદી જલદી સાજી થઈ જા, પછી હું મારી કહાણી સંભળાવીશ. હું કશું છુપાવીશ નહિ, બધું કહીશ. ખરેખર, તેં તો કશું પાપ નથી કર્યું. પાપ તો મેં કર્યું છે.

કઈએ સનિયાની વાત માની લીધી. એ સૂઈ ગઈ. સનિયાએ તેને એક ચાદર ઓઢાડી દીધી. રાતના અંધકારમાં રહીમ ક્યાંક ચાલ્યો ગયો હતો. ભરતનું ગીત પણ બંધ થઈ ગયું હતું. જોનચાચા ઊંઘમાં નસકોરાં બોલાવતા હતા. કાશી બેજ વચ્ચે વચ્ચે ભજનના એ જ પદને ઉલટાવી ઉલટાવીને ગાતા હતા -- ઘટ છૂટિલે તોતે બોલિબે ભૂત રે (આ શરીર જ્યારે નહિ રહે, ત્યારે લોકો તને ભૂત જ કહેશે.)—

સનિયાને પોતાને કશુંક કરવાની ઇચ્છા થઈ. વાટકામાં રાખેલું જવનું પાણી એ લઈ આવ્યો. કઈને ખૂબ ધીરેથી કહ્યું -- કઈ! આ પાણી તો પી લે. કઈએ આંખ પણ ન ખોલી. સનિયાએ એને મોંએ જવના પાણીનો ગ્લાસ માંડયો હતો. કઈએ સહેજ માથું ઊંચકી એ પાણી પી લીધું ને પાછી સૂઈ ગઈ. સનિયો એને કપાળે હાથ ફેરવવા લાગ્યો.

ઘણે મોડેથી રહીમ ઘરે આવ્યો. ખૂબ ચિંતામાં હતો. એણે કહ્યું કે વૈદે દવા ન આપી. ખૂબ કરગર્યો હતો. પણ વૈદે કહ્યું કે ગામવાળાઓએ એક સભામાં એવું નક્કી કરેલું કે સનિયા ને તેના સાથીઓ સાથે જો કોઈ પણ કશોય સંબંધ રાખશે, તો એને નાતબહાર મૂકવામાં આવશે.

સનિયાએ કહ્યું, અચ્છા, તું સૂઈ જા, હું દરદીની પાસે બેઠો છું. જરૂર પડશે તો તને ઉઠાડીશ. રહીમ બીજા ઓરડામાં ચાલ્યો ગયો.

સનિયો કઈની પાસે બેસી રહ્યો. એના મગજમાં કેટલાયે વિચારો ચાલતા હતા. એને થયું કે એણે જે કંઈ કર્યું છે, તે બધું ખોટું છે. આ સમાજ ખૂબ જુનવાણી છે. કુસંસ્કારોથી ભરેલો છે, એમાં રહેવું હોય તો સમાજના થોડા નિયમોને અનુસરીને રહેવું જોઈએ. સાચું શું

છે, ખોટું શું છે. એ કોઈ નહિ જુએ. માનવીના મનની સ્વતંત્રતાની સામે ઘણા અવરોધો છે. ચિંતેઈ સોઈ જેવા સ્વાર્થી ધનવાનોનાં દળકટક સ્વતંત્રતાની સામે પહાડની જેમ ઊભા રહેશે. હજારો વર્ષ પહેલાં, સમકાલીન સમાજને ખ્યાલમાં રાખીને જે નિયમો બનાવાયેલા, રામ પ્રહરાજ એના જ પૂજારી છે. સનિયાએ સુધારણા માટે થોડું કામ કરેલું, પણ એણે જે કંઈ કર્યું, એ દુનિયાની નજરે સાવ ખોટું હતું. પોતાના પિતાનો જીવ બચાવવા કઈએ પોતાનું શરીર વેચેલું. પોતાનો જીવ બચાવવા પારકા માણસ પાસે રહી. પોતાના બાળકને છાતીએ વળગાડી ઘણી જગ્યાએ ગઈ. દરેક જગ્યાએ એણે કહેલું કે બાળક એનું જ છે. પણ આ સચ્ચાઈની કશી કિંમત નહોતી. એણે કહ્યું સત્ય, પણ લોકોની નજરમાં તે કલંકિની બની ગઈ. સમાજમાં એનું કોઈ સ્થાન ન રહ્યું. જે કોઈ એને આશરો આપશે એ પણ સમાજની દૃષ્ટિએ નીચો ઊતરી જશે.

સનિયાની સામે જાણે ધોબી ઊભી હતી. શિવરાત્રિની રાત્રે તો ધોબી આવેલી, પણ આજે ધોબી નહોતી. કઈ બાજુમાં જ સૂતી હતી. સનિયાએ એના તરફ ધ્યાનથી જોયું. વિવશતા અને લાચારીને કારણે એ બીજે ક્યાંય જઈ શકતી નહોતી. ધોબીએ તો સનિયાને વિદાય આપી દીધેલી. પણ કઈ તો સનિયા માટે ગાંડી થઈ ગયેલી. આજે સનિયો જે રાહ પર ચાલતો હતો, એકલો — સાવ એકલો, એ રાહ પર કઈ જ એની સાથી હતી. ધોબી જો એનાં મનમગજમાંથી હટી જાય, તોપણ સનિયાને શો ફરક પડવાનો હતો? ધોબીને જવું હોય તો જાય! એને સ્થાને કઈ આવી જશે. આજે આ ઘરમાં કઈ જ ગૃહિણી છે. સનિયા ખાતર જ એ પોતાનો જાન આપવા તૈયાર હતી.

કઈએ બેચેનીથી પાસું બદલ્યું. મોં પરથી ચાદર હટાવી દીધી. આંખો ખોલી. સનિયો ખૂબ નજીક બેઠો હતો. ખૂબ ખુશ હતો. સનિયો કઈને કપાળે હાથ ફેરવતો હતો. આખું શરીર પરસેવે રેબઝેબ હતું. ચાદર ઓઢીને કઈ ઘણી વાર સુધી સૂતી રહી. પરસેવો થયો એટલે તાવ ઊતરી જશે. સનિયાએ ચાદર ઉપર એક કામળો પણ ઓઢાડી દીધો હતો.

રાત ઘેરી હતી. સમગ્ર વાતાવરણમાં શાંતિ હતી. થોડી વાર પછી સનિયો બહાર આવ્યો. ઘરમાં બધો સામાન વેરવિખેર હતો. એઠાં વાસણો

પણ હજી સુધી આંગણામાં પડયાં હતાં. કઈ માંદી પડી ગઈ એટલે બધું કામ રખડી ગયું. સનિયાએ રસોડાનું બારણું બંધ કર્યું. બીજા ઓરડામાં —જોનચાચા નસકોરાં બોલાવતા હતા. રહીમ એમની બાજુમાં જ સૂઈ ગયો હતો. એણે પથારી પાથરી નહોતી. હાથનું ઓશીકું કરી જમીન પર જ સૂઈ ગયેલો. કાશી બેજ પણ ભરઊંઘમાં હતો. પરંતુ ભરત સામલ હજી સુધી જાગતો હતો.

સનિયાએ વચ્ચેના ઓરડામાં દીવો મૂકી દીધો. એણે આકાશ તરફ નજર નાખી. વાદળાં ઘેરાયાં હતાં. પવન બંધ હતો. અંધારામાં ઊભા રહીને એણે ઘર તરફ નજર નાખી. આ ઘર તો ધોબીના ધનથી બનેલું છે. ધોબીનું ધન તથા તેના પ્રેમથી જ નવયુવાન સનિયાનું દિલ આકાંક્ષાઓથી ભરાઈ ગયું હતું. આ ઘર એનું જ પરિણામ હતું.

સાવિત્રી અમાવાસ્યાની રાત્રે ધોબીએ જે કંઈ કરેલું, એ જો ન કરત, તો આજે શું થાત? આ ઘરની દશા આજે શી હોત? જેમણે આ ઘરમાં આશ્રય લીધો છે, એમની દશા આજે કેવી હોત? જો એ ધોબીને આ ઘરમાં લાવત, તો એના જીવનની ગાડી એ જ જૂને માર્ગે ચાલત. ધર્મ તથા સંસ્કૃતિને નામે જે કંઈ ચાલી રહ્યું છે તે સ્વીકારીને, સૌની સામે માથું નમાવીને એય પોતાનો ઘરસંસાર ચલાવત.

પણ સનિયાએ એવું ન કર્યું. આજે એ જે કંઈ કરી રહ્યો છે, એ ખોટું છે? માનવી શું પોતાના સ્વાર્થને છોડીને જીવી શકે? માનવી પહેલાં પોતાના ભલા માટે ને પછી ગામના ભલા માટે કામ કરે છે. સૌ મારા છે, અને હું સૌનો છું—એવો વિચાર સંન્યાસીઓ સિવાય કદાચ બીજા કોઈ નહિ કરતા હોય. સમાજમાં રહીને, પારકા લોકોને પોતાના બનાવી કામ કરવાનું અશકય છે. જે એવું કરે છે, એ લોકોની નજરમાં પાગલ છે.

સનિયાએ વધુ વિચાર્યું—બધા લોકો આઝાદ થઈ જાય, સમાન થઈ જાય, એ આદર્શની વાત છે. પણ વાસ્તવમાં એવું શકય બનતું નથી. જે શકય છે, તે એ જ કે માનવી દુનિયામાં નાનો ને મોટો બનીને જ રહેશે. સૌ સમાન નહિ થાય. પોતપોતાનાં કર્મનું ફળ સૌને મળશે, નહિ તો માનવી કામ શા માટે કરે? એ મહેનત કરે, અને એની મહેનતનું

ફળ કોઈ નાલાયક આળસુ બેઠાબેઠ ખાય? માનવજાતની સંસ્કૃતિ જ, શું ખતમ થઈ જશે?

માનવી પોતાને માટે કામ કરશે. પોતાના વંશજો માટે પણ કામ કરશે, જેથી આવનાર લોકોમાં અનંત કાળ સુધી જીવવાની ઇચ્છા ટકી રહે. માનવીએ પૈસા બચાવવા પડશે — પોતાને માટે અને પોતાના વંશજો માટે.

ધોબીએ જે કંઈ કર્યું હતું તે બરાબર જ હતું. પણ સનિયાએ ભૂલ કરેલી. ધોબીએ ગરીબોના મનમાં બળ પૂર્યું હતું, એક મહાન આદર્શની ઇમારત એણે બનાવેલી. દુનિયામાં જો બધા એવું કરે, તો દુનિયામાં કોઈનેય દુઃખ ન રહે. જીવનમાં પ્રગતિ સાધવા સૌ મહેનત કરશે. આ દૃષ્ટિએ જોતાં, સનિયાને લાગ્યું કે પોતે ભૂલ કરી છે.

સનિયો અકળાઈ ગયો. એના મનમાં જાણે કોઈક બોલતું હતું — કે આ બધી મિલકત મારી છે. લોહી-પસીનો એક કરીને મેં જ આ મિલકત એકઠી કરી છે, મારે સહારે જેટલા લોકો રહે છે — બધા મારા છે — જોનચાચા, ભરત સામલ, રહીમ, કાશી — સૌ મારા જ છે. સૌને માટે હું મોટામાં મોટી કુરબાની આપીશ. મારો જીવ આપી દઈશ. સૌને ખવડાવી-પિવડાવી, હું જ જીવતા રાખીશ.

સનિયાએ પોતાના કપાળ પર હાથ ફેરવ્યો. ઘરની સામે ફરવા લાગ્યો. એની સામે ધોબીની આંસુભરી આંખો તરી આવી. એના કાનમાં જાણે ધોબીનો અવાજ સંભળાયો — સનિયાભાઈ, તમે લગ્ન કરી લો. પણ સનિયાએ એની વાત માની નહોતી. આવેશમાં કંઈક કહી દીધું હતું. પણ હવે સ્થિતિ બદલાઈ ગઈ છે. હવે તો ધોબીની વાત એણે માનવી પડશે. સનિયાએ વિચાર્યું કે એ લગ્ન કરશે — સંસાર માંડશે.

કઈ જ સનિયાની પત્ની બનશે.

સનિયો પોતાના બાપની ઇચ્છા આજ સુધી પૂરી કરી શક્યો નહોતો. પણ આજે બાપની ઇચ્છા પૂરી કરશે. કઈએ બાપના જીવ માટે પોતાનું સર્વસ્વ આપી દીધું હતું, પરંતુ એના બાપની જે ઇચ્છા હતી, એ આજ સુધી પૂરી નહોતી થઈ. હવે બંને બાપની ઇચ્છાઓ પૂરી થઈ જશે.

કઈ સનિયાની પત્ની બનશે — સનિયાનાં સંતાનોની મા બનશે. દુનિયાની નજરમાં જે કંગાળ, કલંકિની હતી, એ હવે આ ઘરની ગૃહિણી બનશે.

સનિયો વચ્ચેના ઓરડામાં આવ્યો. સનિયાએ જોયું, કઈ ઊભી છે. જાણે કોઈને શોધતી હતી. સનિયો ઝડપથી એની પાસે ગયો.

—સનિયાભાઈ! હજી સુધી તું સૂતો નથી? કઈએ પૂછ્યું.

સનિયાએ એના હાથ પોતાની હથેળીમાં લઈ લીધા. શરીર ટાઢું લાગતું હતું. તાવ ઊતરી ગયો હતો. કઈ પથારીમાં બેસી ગઈ. એણે કહ્યું —ગભરાવાની કંઈ જરૂર નથી. આવો તાવ અવારનવાર આવ્યો છે. હું કોઈકની ઓશરીમાં સૂઈ જતી. તાવ ઊતરે, એટલે પાછી ઊઠીને ચાલવા માંડતી. પણ વારંવાર તાવ આવવા છતાં હું મરી નહિ. મને પાણી આપ. ખૂબ તરસ લાગી છે.

સનિયાએ પાણી પાયું. કઈએ પૂછ્યું, બે દિવસથી તાવમાં પડી છું. હું કંઈ રાંધી શકી નથી. તમે લોકો ખાશો શું?

સનિયાએ કહ્યું—રહીમે ભાત રાંધ્યા છે. જોનચાચાએ મદદ કરી. પણ તું આ બધી ચિંતા શા માટે કરે છે? તું સૂઈ જા. સવારે તને એકદમ સારું થઈ જશે.

—તું શું ઊંઘ બગાડીને મારી પાસે બેઠો હતો?

સનિયાએ કશો જવાબ ન આપ્યો. એ એકીટશે કઈનો ચહેરો જોવા લાગ્યો. કઈએ પાછું કહ્યું—સનિયાભાઈ! તને તો ખબર છે કે હું ગાંડી છું. તાવમાં કંઈક આડુંઅવળું બબડી ગઈ હઈશ....

સનિયાએ ઝટ દઈને કઈનો હાથ પકડી લીધો. બોલ્યો—તને ગાંડી બનાવી કોણે? આ જ દુનિયાએ. અચ્છા, કઈ, એક વાતનો જવાબ આપીશ?

કઈ આશ્ચર્યથી સનિયાની સામે જોયા કરતી હતી.

—અચ્છા, કહે જોઉં, હું તારો કોણ છું?

ભગવાન જાણે કઈએ શું વિચાર્યું. એણે કશો જવાબ ન આપ્યો. સનિયાના હાથમાંથી પોતાનો હાથ સેરવી લીધો.

સનિયાએ કહ્યું—જ્યારે તાવ ચડ્યો ત્યારે બડબડાટ કરવામાં તેં બધું કહી દીધેલું, કઈ. તેં ઘણું દુઃખ સહન કર્યું છે. સમાજે તને છોડી દીધી, દુનિયાએ તારી ઘૃણા કરી, પણ કોઈએ પણ તારા મનની ભાષા સમજવાની કોશિશ ન કરી. તને યાદ છે, તારા બાપની એક વાત... યાદ તો કર... મારા બાપે પણ એ જ કહેલું. બંનેએ કહેલું કે તું અમારા ઘરની વહુ

બનશે. જે દિવસે એમણે એવું કહેલું, એ દિવસથી જ, માની લે કે તું આ ઘરની ગૃહિણી બની ગયેલી. એ દરમ્યાન આપણી જિંદગીમાં એક તોફાન આવી ગયું. પણ એને માટે આપણે જવાબદાર નથી. કઈ, તું તારે ઘરે જ પાછી આવી ગઈ છે. ગાંડપણમાં તેં જે કંઈ કહેલું, તાવમાં કહેલું, એ હજી એક વાર, આજે મારા કાનમાં કહી દે કઈ. કહી દે... કહી દે કે... સનિયો મારો વર છે.

કઈ આશ્ચર્યથી સનિયા તરફ જોઈ રહી. આ સ્વપ્ન તો નથી? સનિયાભાઈ ગાંડો તો નથી થઈ ગયો? માનવીના મનથી જે કંઈ અસંભવ હોય, એ બેધડકપણે એ કહી શકે છે એ સાચું છે. પરંતુ મનમાં જે વિચારો ચાલતા હોય, એ જ વાતોમાં પ્રગટ થાય છે. શું સનિયાના મનમાં, આજે જે કહી રહ્યો છે, તે જ વિચાર હતો? કઈને ખૂબ આશ્ચર્ય થતું હતું. સનિયાના આશ્રયે એ જીવતી હતી, જે રીતે જોનચાચા, કાશી બેજ તથા ભરત જીવતા હતા. પણ આજે એ શું સાંભળે છે? એ ફરીને આ ઘરની ગૃહિણી બનશે? જ્યાં એ પોતાનો જીવ બચાવવા આવેલી? સનિયાની પત્ની બનશે? એ શું અસંભવિત નથી? કઈ સનિયાની પત્ની છે એવું કોઈ માનશે?

સનિયાએ ફરી પૂછ્યું—અરે, મૂંગી કેમ થઈ ગઈ? મને તારે મોઢેથી જ જવાબ જોઈએ છે. કઈ તું કદાચ મારા મનની વાત સમજી શકતી નથી. હું નાત-જાત, ધર્મ, સમાજ વગેરેનાં બંધન નથી સ્વીકારતો. પણ જીવનનું બંધન, નારી અને પુરુષનું મિલન અને બંનેનો સહયોગ જીવન માટે જરૂરી છે, એ માનું છું. એટલે તો કંગાળોના ટોળામાંથી સનિયા પરિડા પાછો આવ્યો હતો. મોતના મોંમાંથી છટકીને ભાગ્યો હતો. સાંભળ, કઈ! આજ રાત્રિના એકાંતમાં હું તને બધું કહી દેવા માગું છું... અને સનિયાએ પોતાની વીતેલી જિંદગીની બધી વાત કહી દીધી.

·

કઈ સાથે સનિયાનાં લગ્ન થઈ ગયાં. આ લગનમાં બ્રાહ્મણે ન તો મંત્રપાઠ કરવો પડ્યો, ન હવન કરવો પડ્યો. વિવાહનું કોઈ રજિસ્ટર નહોતું, ન તો કોઈ સાક્ષીની જરૂર પડી. આમાં નવાં વસ્ત્રોની કે ફૂલહારની પણ

જરૂર નહોતી. ન કોઈ સગાંવહાલાંને બોલાવ્યાં, કે ન કોઈ ભોજન સમારંભ ગોઠવાયો.

બધા દિવસોની માફક લગ્નનો દિવસ પણ આવ્યો ને પસાર થઈ ગયો. સનિયો ને કઈ — બંને દુષ્કાળપીડિત હતાં. નવી આશાઓ લઈ બંનેએ એકબીજાને સાચા દિલથી પ્રેમ કર્યો હતો. એકના આત્માએ બીજાને ઓળખી લીધો હતો — જીવનસાથી તરીકે. આંખોમાં આંસુ ને હોઠ પર સ્મિત લઈ એકમેકમાં સમાઈ ગયાં હતાં.

જોનચાચા, રહીમ, ભરત અને કાશી બેઠા હતા એ ઓરડામાં સનિયો ને કઈ આવ્યાં. જોનચાચા બધાને જીવનની મહત્તા વિશે કશુંક સમજાવી રહ્યા હતા. સનિયા અને કઈએ પોતાના મનની વાત જણાવી દીધી. બંને જોન-ચાચાને પગે લાગ્યાં. ચાચાએ ખૂબ પ્રેમથી બંનેને માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યા — તમે બંને મારાં બાળકો છો. તમારો પ્રેમ અટલ રહે, તમે દીર્ઘાયુ બનો, ફૂલો-ફાલો જીવન સફળ થાઓ. બંનેએ ઊઠી કાશી બેન અને ભરત સામલને પણ નમસ્કાર કર્યા, એમણે પણ ઘણા પ્રેમથી આશીર્વાદ આપેલા.

રહીમ ઊભો થઈ ગયો. પછી એણે સનિયા ને કઈને પ્રણામ કર્યા. સનિયાએ રહીમનો એક હાથ પકડી, પ્રેમથી કહ્યું — રહીમ, તું મારો લાડકો નાનો ભાઈ છે. તને હું આશીર્વાદ આપું છું. કઈએ રહીમનો બીજો હાથ પકડીને કહ્યું — ના, ના, આ મારો ભાઈ છે, તમારો નહિ.

રહીમ હસી પડ્યો. કંઈ જવાબ આપે તે પહેલાં જ બહારનો દરવાજો ખૂલવાનો અવાજ આવ્યો. કોણ? સૌની નજર દરવાજા પર પડી. અરે પુની! પુની હાથમાં પોતાના બાળકને લઈને આવી પહોંચી. એની પાછળ હતો મધુ ભોઈ.

•

પુની પાસેથી ધોબીએ બધું જાણી લીધું. એણે કહ્યું — તું ચિંતા શા માટે કરે છે, પુની? એ પાગલ છે. એની સાથે દુનિયા તો ગાંડી નથી થઈ જવાની? તું સીધી અહીં આવી તે સારું જ કર્યું. અમે સનિયાનું ભલું ઇચ્છતા હતા. પણ એ જો બીજે માર્ગે જાય, તો આપણે શું કરી શકીએ?

સાંજ ઢળતી હતી. પુની એકીટશે ધોબીની સામે જોતી હતી ને કશુંક વિચારતી હતી. એ દુઃખી થઈ ગયેલી. બોલી— મને ખૂબ આશા હતી કે... પણ, આ શું થઈ ગયું, ધોબી દીદી !

— શેની આશા ?— ધોબીએ સહેજ હસીને કહ્યું — મારે માટે ? ખરું કહું છું, પુની, મારી બધી આશાઓ ભાંગીને ભુક્કો થઈ ગઈ છે. એક તણખલું જે રીતે પાણીમાં વહી જાય, એમ મારી આશાઓ પણ વહી ગઈ છે. ને હજીયે વહે છે. મને એનો નથી હરખ, નથી શોક.

ધોબી ઝડપથી ઘરે પાછી આવી. રાધામાધવની મૂર્તિ સામે માથું નમાવ્યું ને આંખમાં આંસુ સાથે પ્રાર્થના કરી— હે ભગવાન ! મને પણ મૂક અને કઠોર બનાવી દો— તમારી માફક.

ચિંતેઈની પત્નીની ઉત્તરક્રિયા થઈ ગઈ હતી. સૌ આમંત્રિતો પોત-પોતાને ઘરે પાછાં ચાલ્યાં ગયાં હતાં. ફક્ત રામ પ્રહરાજ ને ગોવિંદ પ્રધાન રોકાઈ ગયા હતા. ચિંતેઈ સોઈના કહેવાથી.

બપોરના બધા બેઠા હતા. ચિંતેઈ સોઈ ખૂબ અકળાતા હતા. પણ એમના મનની વાત છાની નહોતી રહી. સનિયો જ એમની અકળામણનું કારણ હતો. નાને મોંએ મોટી વાત. સનિયાએ કોઈનું ન માન્યું. ચિંતેઈની પત્નીની અંતિમ ઇચ્છા પૂરી કરવામાં પણ સનિયાએ સાથ ન આપ્યો. એને આમંત્રણ મોકલાવેલું પણ એ ન આવ્યો. વાળંદ આગળ ચિંતેઈ સોઈ વિશે એણે અપમાનજનક વાતો પણ કરેલી. વીતેલા દિવસોની વાતો ચિંતેઈને યાદ આવી ગઈ. સનિયાના બાપે પણ એક દિવસ આવું જ કરેલું. ચિંતેઈ સોઈ ક્યાં સુધી સહન કરે ? સમાજના લોકો હસતા હતા. ગામના લોકોને તો આશ્ચર્ય થતું હતું. પ્રહરાજે થોડી છીંકણી સૂંઘી કહ્યું — તમે આની ચિંતા શા માટે કરો છો ? આપનો હુકમ મળે એ પહેલાં જ ગામલોકોએ પોતાની ફરજ બજાવી લીધી છે. સનિયાને નાતબહાર કાઢી મૂક્યો છે. હવે એ શી રીતે જીવશે, એ જરા આપણેય જોઈએ !

હરિ મહાંતિએ કહ્યું — વિષ્ણુપુર એક જ ગામ નથી, બીજાં ગામો પણ છે. પણ કયું ગામ સનિયાનાં આવાં કામો ચલાવી લેશે ? એને કહેવામાં આવેલું, ભઈ, જો આ ગામમાં જીવવું હોય તો બીજા લોકો જે રીતે રહે છે, તે રીતે તું પણ રહે, નહિ તો તારો રસ્તો માપ.

સોઈએ કહ્યું — એક જ માણુસ માટે બધા ગામવાળાઓએ આટલું બધું વિચારવાની શી જરૂર છે? એને જેમ ગુજરાન ચલાવવું હોય, એમ ચલાવે! એની સાથે આપણને શો સંબંધ? આ દુનિયામાં બીજા પણ ઘણા રખડેલ છે. આ એમાંનો જ એક છે. બસ! આપણે મૂંગા રહીએ એ જ સારું છે.

ગોવિંદ પ્રધાન નારાજ હતા. બોલ્યા — શું ખાલી સનિયો જ માણસની ઓલાદ છે, બીજા બધા જાનવર છે? એણે જમીનદાર છોટરાય સાહેબનું અપમાન કર્યું, ચિંતેઈ સોઈજીનું પણ અપમાન કર્યું, છતાંયે આ ગામમાં આરામથી રહે છે. મધુ ભોઈએ જે કંઈ કહ્યું, તે સાંભળ્યું ને?

પ્રહરાજે કહ્યું — ગામના લોકો જો એક થઈ જાય, તો એકલો માણસ શું કરી શકવાનો હતો? એની પાસે ચાર બળદ છે. બેચાર વાર એને જો પાંજરાપોળમાં મોકલી દેવામાં આવે, વાડીની વાડ બેચાર જગ્યાએ તોડી નાખવામાં આવે, તો એ ઠેકાણે આવી જશે.

પણ હરિ મહાંતિએ આ પગલાનું સમર્થન ન કર્યું. તેઓ બોલ્યા — પ્રહરાજજી! આ તો બહુ નાનાં કામ છે. એની સામે જો કંઈ કરવું હોય તો બરાબર પાઠ શીખી જાય તેવું કરવું જોઈએ.

સૌ હરિ મહાંતિની તરફ જોવા લાગ્યા. મહાંતિ જરા હસ્યા — એનું ઘર તો એક છેવાડાની જગ્યાએ છે. બીજાં ઘરોની સાથે એને કોઈ સંબંધ નથી. એટલે સારું એ જ છે કે એક સારો સમય જોઈને એના ઘરમાં આગ લગાવી દેવી. ત્યાર પછી જાહેર રસોડે જમનારા જે રખડુ લોકો એના ઘરમાં આવીને વસ્યા છે તે બધા ચાલતા થશે.

નિધિ સોઈ ચમકી ઊઠયા. બોલ્યા — તમે આ શું કહો છો? આવડો મોટો અનાચાર કોણ કરી શકે? ઉપર ભગવાન બેઠો છે એ તો બધું જોયા કરે છે.

ગોવિંદ પ્રધાને કપાળે હાથ ફેરવ્યો ને બોલ્યા — એક મચ્છર કાઢવા માટે આટલું બધું કરવું પડશે? મારે મતે એ બરાબર નથી. કંઈક એવો રસ્તો કાઢવો જોઈએ કે સનિયાનો ઘમંડ પણ તૂટે અને સોઈજીનું માન પણ વધે.

શું કરવું જોઈએ? — સૌની નજર પ્રધાન પર હતી.

પ્રધાને કહ્યું, મારા મત પ્રમાણે હજી થોડો વખત ધીરજ ધરવી પડશે. એમાં જ સૌનું ભલું છે.

ચિંતેઈ સોઈએ ઊંડો શ્વાસ લીધો. હું પણ એ જ ઇચ્છું છું, એમણે કહ્યું. નિધિ પણ એમાં જ સહમત હતા. બોલ્યા — જો સનિયો આપણા કબજામાં આવી જાય તો જેમણે એને ફોસલાવી ખોટે માર્ગે ચડાવ્યો છે, એ બધા ભાગી જશે. પછી તો સનિયો પાછો સાચે માર્ગે આવી જશે. અમે એનું ભલું ઇચ્છીએ છીએ.

ગોવિંદ પ્રધાને પાછું કહ્યું — બધું થઈ જશે, તમે ઇચ્છો છો તેવું જ થશે. પણ એને માટે સમયની જરૂર છે, ધનની જરૂર છે.

— ધનની જરૂર છે? — ચિંતેઈ સોઈએ પૂછ્યું.

— હા, ધનની જરૂર છે. સનિયાની ચોટલી જમીનદાર છોટરાય સાહેબના હાથમાં છે. એ તો મોટા માણસ છે. આપ જો એમને રાજી કરી શકો, તો કેવળ 'નજરાણા'થી જ કામ પતી જશે!

— નજરાણું?

— હા, હા, નજરાણું — પ્રધાને કહ્યું. વાત એમ છે કે તમે નજરાણા રૂપે કંઈક પૈસા આપી દો. પછી સનિયાનું ઘર, બાગ-બગીચા — બધું તમારું જ થઈ જશે. ચોપડે તો આ મિલકતની કિંમત બે હજાર રૂપિયાથી ઓછી નહિ હોય, પણ આપ જો એક હજાર પણ દઈ દો, તો હું કામ પતાવી લઈશ.

— પણ કબજો શી રીતે લેવો?

— અરે, સનિયો ક્યાં ઘરે હોય છે? એ તો ક્યારનોય ઘર છોડીને ચાલ્યો ગયો છે. મહેસૂલ બાકી રહ્યું છે. કચેરીમાં કેસ નોંધાવવો, મિલકતનું લિલામ કરવું ને કબજો લેવો — બધું થઈ જશે. પણ સૌ પ્રથમ જમીનદારને પૈસા મળવા જોઈએ.

— તમારી વાત સમજાતી નથી, પ્રધાનજી. ચિંતેઈ સોઈએ કહ્યું.

પ્રધાન હસી પડ્યો, ને બોલ્યો — તમે જરા ધીરજ ધરો. હું બધું સમજાવી દઉં છું.

પ્રધાને સૌ તરફ નજર નાખી. મહાંતિ, પ્રહરાજ, નિધિ વગેરે સૌને

લાગ્યું કે વાત કંઈક ખાનગી છે. ધીરે ધીરે બધા બહાર ચાલ્યા ગયા. પ્રધાને પોતાના મનની વાત કહી.

ચિંતેઈએ બધું સાંભળ્યું. બોલ્યા — આ તો ઘણી સારી વાત છે. ચાલો, તમારી સાથે હું પણ જમીનદાર પાસે આવું છું. પૈસા ખર્ચવામાં કોઈ મોટી વાત નથી. મુખ્ય વાત તો એ છે કે સનિયાને કોઈ રીતે કબજામાં લાવવો પડશે. હું એને મારી મુઠ્ઠીમાં લઈ લઈશ, પ્રધાનજી! માત્ર તમારી મદદની જરૂર છે.

ગોવિંદ પ્રધાનની સાથે ચિંતેઈ સોઈ પણ નિમપુરના જમીનદાર પાસે ગયા. ત્યાં એમને બે દિવસ રહેવું પડ્યું. છોટરાયે હજાર રૂપિયા લીધા. પ્રધાને પણ બસો ચા-પાણીના ખર્ચના લીધા. ત્યાર પછી પ્રધાન ને સોઈ બંને જાજપુર ગયા. (જાજપુર શહેરમાં સબડિવિઝનની કચેરી છે.)

વખતસર મહેસૂલ ન ભરવા માટે ને એ રકમ બાકી રાખવાના ગુના હેઠળ સનિયા સામે પ્રધાને એકપક્ષી હુકમનામું લઈ લીધું. કચેરીમાં હાજર થવા માટે સનિયાને નામે જેટલાં સમન્સ મોકલાવ્યાં હતાં, બધાં એને મળી ગયાં હતાં. સમન્સ મળ્યાની સાબિતી પણ હતી. જમીનદારના પોતાના માણસોએ સાક્ષી તરીકે એમાં સહીઓ કરી હતી. આ હતું ગોવિંદ પ્રધાનના ષડ્યંત્રનું ફળ.

મૅજિસ્ટ્રેટને શંકાનું કોઈ કારણ નહોતું. વાદી તો ગોવિંદ પ્રધાનનો પોતાનો માણસ હતો. બંને વચ્ચે ઘણો પ્રેમ હતો. બંને જણા તુલસીની માળા પહેરતા હતા અને 'ચૈતન્ય ચરિતામૃત' વાંચતા હતા. એ ઉપરાંત જાજપુરમાં જ્યારે 'અષ્ટપ્રહરી કીર્તન' થતું, ત્યારે ગોવિંદ પ્રધાન અને વાદી બંને એમાં જોડાતા અને હાથ ઊંચા કરી 'હરે કૃષ્ણ હરે રામ...' ભજન ગાતા હતા.

એકપક્ષી હુકમનામાની માફક એકપક્ષી લિલામનાં કાગળિયાં પણ તૈયાર થઈ ગયાં. કોર્ટના બાબુને ખબર હતી કે જાહેર રસોડેથી પાછા આવીને સનિયાએ થોડી જમીન ખરીદી છે. હવે એ પોતાનું ઘર અને જમીન મૂકીને ક્યાંક ભાગી ગયો છે. પ્રજા જ્યારે ભાગી જાય ત્યારે એની મિલકત

જમીનદાર લઈ જ લે છે. પણ કોર્ટ દ્વારા આ કામ થાય તો એની વિરુદ્ધ કોઈ કંઈ કહી ન શકે.

સનિયાની જમીન જ્યારે લિલામ થઈ, ત્યારે ચિંતેઈ સોઈએ ગોપીનાથ ભગવાનને નામે, થોડા જ પૈસામાં એ ખરીદી લીધી. હવે જમીનનો કબજો લેવાનો હતો. એ વિશે ચર્ચા-વિચારણા કરી ચિંતેઈ સોઈ દુર્ગાપુર પાછા આવી ગયા. સનિયાની મિલકત ખરીદ્યાની વાત હજી સુધી એમણે જાહેર નહોતી કરી. નિધિને પણ કશું કહ્યું નહોતું.

દુર્ગાપુરમાં ચિંતેઈ સોઈનું બધું કામ પતી ગયું હતું. હરિ મહાંતિ જમીનજાગીરની સારી દેખરેખ રાખતા હતા. એમનો ભાણેજ પણ હવે લખવાવાંચવામાં સારો હોશિયાર થઈ ગયો હતો. એ હરિ મહાંતિને સારી મદદ કરતો હતો. ચિંતેઈને થયું કે હવે વિષ્ણુપુર પાછા પહોંચી જવું જોઈએ. એમણે પોતાનો નિર્ણય સૌને જણાવી દીધો. સૌ એમાં સંમત થયા, પણ ધોબી ન થઈ.

ધોબી આખો વખત ભગવાનની સામે જ બેસી રહેતી. પૂજાને સમયે પૂજા કરતી ને બાકીનો વખત પુરાણ વગેરે વાંચવામાં ગાળતી. મંદિરમાં જે લોકો આવતા, સૌને એ પ્રસાદ વહેંચતી અને દિવસ દરમ્યાન બે વાર કંઈક ખાઈ લેતી. એકાદશી, પૂર્ણિમા વગેરે ઘણાં વ્રત કરતી અને એ દિવસોમાં બિલકુલ ભૂખી રહેતી. કોઈની સાથે ખાસ વાતચીત પણ નહોતી કરતી. ઘણાં કામોની જવાબદારી કાકી પર છોડી, એ એકલી બેસી રહેતી.

ધોબીને વળી પાછું શું થઈ ગયું? એના જીવનનું આ પરિવર્તન સૌએ જોયેલું, પણ કંઈ પૂછવાની કોઈની હિંમત નહોતી. જાજપુરથી પાછા આવીને ચિંતેઈ સોઈએ ધોબીને વિષ્ણુપુર આવવાની સલાહ આપી હતી. પણ ધોબીએ કહેલું — ના, આ મારી કર્મભૂમિ છે. મારા પતિ, સાસુ, સસરા અહીં જ જીવ્યાં ને અહીં જ મર્યાં. મારી માએ પણ અહીં જ અંતિમ શ્વાસ લીધો. આ પવિત્ર ભૂમિ મારાથી શી રીતે છોડી શકાય? તમે અહીં જ રહો, પિતાજી! કાકા તો દુર્ગાપુરમાં રહે જ છે, કાકી બાળકોને લઈને ત્યાં ચાલ્યાં જાય, પણ મારાથી નહિ જઈ શકાય.

ચિંતેઈ સોઈએ દીકરીને ખૂબ સમજાવી. એમણે કહ્યું — દીકરીના ઘરમાં બાપે રહેવું યોગ્ય ન ગણાય. બેટા! મારી ઉંમર પણ વધતી જાય

છે. ગોપીનાથજી ભગવાન માટે મારાથી કશું થઈ શકયું નથી. મંદિરની દીવાલમાં તિરાડો પડી ગઈ છે. કદાચ મંદિર ભાંગી જશે. મારે કંઈક કરવું પડશે ને? તું મારી સાથે ચાલ. બધું ઠીક થઈ જશે.

ચિંતેઈ સોઈના કહેવાનો અર્થ કંઈક જુદો જ હતો. એમને હતું કે ગામલોકોની મદદથી તેઓ સનિયાને ઘરમાંથી કાઢી મૂકશે. જાહેર રસોડેથી આવેલાં રખડેલ પણ ભાગી જશે. ગાંડી કઈને પણ તગેડી મુકાશે. એ પછી સનિયો કયાં રહેશે? અંતે એના ગાંડપણને પણ કાઢવું પડશે. એ ફરીને જ્ઞાતિમાં જોડાઈ જશે. સમાજમાં સારા માણસની માફક રહેશે. પછી ધોબીનાં લગ્ન એની સાથે કરી તેઓ નિરાંતનો દમ લેશે. એમણે એમ પણ વિચાર્યું કે લગ્ન પછી, પોતાની અડધી મિલકત તેઓ સનિયાને નામે લખી દેશે ને આરામથી મૃત્યુની રાહ જોશે.

ધોબી જો વિષ્ણુપુર ન જાય તો, ચિંતેઈ સોઈની યોજના ઊંધી વળી જાય. ધોબી અભિમાનથી જે કંઈ કરે છે એ ખોટું છે. એનાથી એને દુઃખ થાય છે. આમ વિચારી ચિંતેઈએ ફરી પાછું કહ્યું — અરે દીકરી! તું જો મારી પાસે નહિ રહે તો હું જીવી નહિ શકું. આ દુનિયામાં તારા સિવાય મારું કોણ છે? અચ્છા, તારી ઇચ્છા હોય, તો હજી થોડા દિવસ અહીં રહી જા. તારી કાકી પણ રહેશે. હું વિષ્ણુપુર જાઉં છું. થોડા દિવસ પછી આવીને હું તમને લઈ જઈશ.

ચિંતેઈ સોઈ વિષ્ણુપુર ચાલ્યા ગયા.

થોડા દિવસ પછી કોર્ટનો એક ચપરાસી વિષ્ણુપુર આવ્યો, ગોવિંદ પ્રધાન પણ એની સાથે જ આવ્યા હતા. ગામમાં ઢંઢેરો પીટવામાં આવ્યો હતો. ઢંઢેરાનો અવાજ તો ગામવાળાઓએ સાંભળેલો. પણ એની પાછળ શું કારણ હતું, એ સમજ નહોતી પડી. ગોવિંદ પ્રધાનના કાવતરાથી, સનિયાનું ઘર, એની જમીન વગેરે બધી મિલકત ચિંતેઈ સોઈના કબ્જામાં આવી ગઈ. ગામના વડીલ અગ્રણીઓએ અધિકારપત્રોમાં સહી કરી. સનિયો ઘરમાં હોવા છતાં, એને ભાગેડુ જાહેર કરવામાં આવ્યો.

ચિંતેઈ સોઈએ નિરાંતનો દમ લીધો. પ્રહરાજને એમણે કહ્યું — હવે શું થશે, પ્રહરાજજી?

પ્રહરાજે થોડી છીંકણી સૂંઘી, ચોટલી હલાવીને કહ્યું — ભગવાન

ગોપીનાથનો જય થાઓ! એમની કૃપાથી બધું કામ સમુંસુતરું પાર ઊતર્યું. હવે તમારો ઇશારો થતાં જ ગામલોકો સનેઈ પરિડાને ગામમાંથી કાઢી મૂકશે. બાકી રહ્યા એની સાથે રહેતાં લોકો. એ તો બધાં મચ્છર જેવાં છે.

ચિંતેઈ સોઈએ કશો જવાબ ન આપ્યો. પ્રહરાજે પાછું કહ્યું — રોજ રાત્રે ભગવાન ગોપીનાથજી મને સપનામાં આવે છે. ને કહે છે — અરે! મારું મંદિર તો તૂટવા આવ્યું છે. તું શું કરે છે? સરખી રીતે પ્રસાદ પણ ચડાવતો નથી. હું ભૂખ્યા પેટે કેટલા દિવસ રહું? સોઈજી મારી અવગણના કરે છે. મારે રહેવા માટે નથી ઘર, નથી પેટભર ખાવાનું. કપડાં પણ મને મળતાં નથી.

સોઈએ માથું હલાવીને કહ્યું — હા, હા, બધું ઠીક થઈ જશે. જરા ધીરજ તો ધરો. અચ્છા, પ્રહરાજજી, એ તો કહો કે સનિયો જો બધા લફંગાઓને છોડી પ્રાયશ્ચિત્ત કરી લે, તો એને ફરીને નાતમાં લઈ શકાય ને?

આ પ્રશ્ન સાંભળીને પ્રહરાજ આશ્ચર્યમાં પડી ગયા. થોડી વાર સુધી એમને કશું સમજાયું નહિ, અને ટગર ટગર સોઈની સામે જોવા લાગ્યા.

ચિંતેઇ સોઈએ કહ્યું — આશ્ચર્ય પામવાની જરૂર નથી, પ્રહરાજજી! ગોપીનાથજીની મિલકત યથાવત્ રહેશે. તમને જ એ મિલકતના ટ્રસ્ટી બનાવવામાં આવશે. હું જાતે જ સંપત્તિ તમારે નામે નોંધાવી દઈશ. સનિયો આ જ ગામનો છોકરો છે. એ જો સુધરી જતો હોય ને જ્ઞાતિમાં ભળવા માગતો હોય તો હું એને જમીન આપીશ, ઘર બનાવી દઈશ, લગ્ન પણ કરાવી દઈશ. એ સુખશાંતિથી રહે, એ જ મારી ઇચ્છા છે.

ચિંતેઈ સોઈના મનમાં શું છે, તે પ્રહરાજને સમજાયું નહિ. એ બોલ્યા, જો પુરાણોમાં જોઈએ તો એને માટે કોઈ ઉપાય તો જડી જ આવશે. પણ એક વિધર્મી, રખડેલ, પાગલ માટે આ બધું કરવાની શી જરૂર છે?

ચિંતેઈ સોઈએ કહ્યું — શી જરૂર છે, એ પછી કહીશ. તમે ઉપાય તો શોધો. હા, મંદિરના સમારકામ માટે કુશળ કારીગરોને બોલાવો, સામાન પણ ભેગો કરવા માંડો, બધો ખર્ચ હું આપીશ, જાઓ...

પ્રહરાજ આશીર્વાદ આપી પોતાને ઘરે ગયા.

એક સારો દિવસ જોઈ મંદિરનું કામ શરૂ કરી દેવામાં આવ્યું. ગામના લોકો ઘણા ઉત્સાહથી આ કામમાં જોડાયા. પ્રહરાજે જ કાર્યક્રમ ઘડયો હતો. સોઈએ બેધડક નાણાં વાપર્યાં. કટકથી સારા સારા મિસ્ત્રી તથા કારીગરોને બોલાવવામાં આવ્યા. રાતદિવસ કામ ચાલતું હતું. આ સમાચાર મળતાં ધોબી પણ દુર્ગાપુરથી વિષ્ણુપુર આવી ગઈ હતી... ગોપીનાથજીના મંદિરનો જીર્ણોદ્ધાર થતો હતો. એ જોયા વિના એનાથી કેમ રહેવાય? બાપદીકરીની સલાહ અનુસાર કામ ચાલતું હતું.

ચિંતેઈ સોઈએ પોતાની સંપત્તિની જવાબદારી નાના ભાઈ નિધિને જ સોંપી દીધી હતી. નિધિ દુર્ગાપુર તથા વિષ્ણુપુર—બંને મિલકતોની દેખરેખ રાખતા હતા. ચિંતેઈ સોઈ નિશ્ચિંત થઈ મંદિરનું કામ કરાવતા હતા. નિધિની પત્ની થોડા દિવસ વિષ્ણુપુરમાં ને બાકીના થોડા દિવસ દુર્ગાપુરમાં રહેતી હતી, બંને ઘરમાં એ જ ગૃહિણી હતી. દુર્ગાપુરની મિલકતનું ધ્યાન રાખવાની વધુ જરૂર હતી, જ્યારે ધોબી વિષ્ણુપુર રહેતી, ત્યારે એની કાકી દુર્ગાપુર રહેતી. ચિંતેઈ સોઈની સેવા માટે બંનેમાંથી કોઈ ને કોઈ હાજર રહેતું. હમણાં ધોબી વિષ્ણુપુરમાં હતી.

પહેલી અષ્ટમી આજે છે. દર વર્ષે કાર્તિક પૂર્ણિમાના સાત દિવસ પછી, આ પર્વ ઓરિસામાં ધામધૂમથી ઊજવાય છે, ઘરના સૌથી મોટા પુત્ર ને સૌથી મોટી પુત્રી માટે આ તહેવારનું ઘણું મહત્ત્વ છે. સૌને ઘરે 'એંડુરી પિઠા'* બનાવેલું. બાળકો માટે નવાં વસ્ત્રો ખરીદવામાં આવેલાં. પણ સનિયાના ઘરમાં આજે આનંદનું કોઈ ચિહ્ન નહોતું. તે દિવસે ભરત સામલ અને કાશી બેજને ઘરે કંઈ કામ સોંપી, બાકીના લોકો ખેતરે ચાલ્યાં ગયાં હતાં.

ભરત અને કાશી બેજ ઘરનું કામ પતાવી ભજન ગાતા હતા. જૉન અને રહીમ ગૌશાળા સાફ કરવા ચાલ્યા ગયા. જૉન થાકીને ભરતની પાસે

* ચોખાની બરફી—નાળિયેર, ગોળ વગેરેથી બનાવેલું સ્વાદિષ્ટ મિષ્ટાન્ન.

બેસી ગયો. ને બોલ્યો—સનિયો ને કઈ પસીનો રેડી મહેનત કર્યા કરે છે. કોઈની વાત જ નથી માનતાં. આ રીતે તનતોડ મહેનત કરીને ક્યારેક માંદાં પડી જશે. ભરતે ભજન બંધ કરીને કહ્યું—ભઈ, અત્યારે તો આ લોકોને કામ કરવાનો સમય છે, હમણાં નહિ કરે તો ક્યારે કરશે?

તે દિવસે બપોર પછી, સેવા બેહેરા સનિયાને ઘરે આવ્યો. ઘરથી થોડે દૂર, લણેલા ધાનના નાના નાના બે ઢગલા હતા. હજી સુધી અનાજ કાઢવામાં નહોતું આવ્યું. સેવા બેહેરા ત્યાં જ પહોંચી ગયો. નવાઈની વાત હતી. ગામના લોકોએ સનિયાને નાત બહાર મૂકેલો. એને ઘરે કોઈ આવતું નહોતું. લોકો કહેતા કે સનિયાને ઘરે જવાથી કાયા અપવિત્ર થઈ જશે. તો આજે સેવા બેહેરા શી રીતે આવ્યો? સૌને આશ્ચર્ય થતું હતું.

—સનિયો ક્યાં છે? સેવાએ પૂછ્યું.

—ખેતરે ગયો છે. રહીમે જવાબ આપ્યો.

સેવાએ કહ્યું—ચિંતેઈ સોઈએ કહ્યું છે કે ગમે તેમ કરીને આજે સનિયો એમને મળે. હું એ ખબર આપવા જ આવેલો. થોડું જરૂરી કામ છે. એને જલદી કહી દેજો.

સેવો પાછો ચાલ્યો ગયો.

બરાબર એ જ વખતે, સનિયો ને કઈ ખેતરેથી પાછાં આવેલાં. તળાવમાં હાથપગ ધોઈને તેઓ આરામ કરતાં હતાં. તળાવની પેલે પાર લીલોછમ બાગ હતો. એની પાસે થઈને જ એક રસ્તો જતો હતો. એ રસ્તો મહાદેવના મંદિર સુધી જતો હતો. તળાવની પેલે પાર અનાજનાં સોનેરી ખેતરો હતાં અને આ પાર હર્યોભર્યો બગીચો. ચાર વર્ષ પહેલાં જે જમીન વેરાન હતી, એ આજે ભરપૂર ફસલથી જાણે સોનાના થાળ જેવી બની ગયેલી. ગામના લોકોને ઘણું આશ્ચર્ય થતું હતું, અને ઘણા લોકોને ઈર્ષ્યા પણ આવતી હતી.

સનિયો પોતાની સફળતાથી આશ્ચર્યચકિત થઈ ગયો. આટલી બધી

મિલકત એકઠી કરવા માટે એને કોણે ઉત્સાહ આપ્યો હતો? કોણે નાણાં આપ્યાં હતાં? જેણે આટલી બધી મિલકત આપી હતી, અને જેની પ્રેરણાથી કઈનો હાથ ઝાલી એ સંસારી થઈ ગયેલો, એ હતી ધોબી. ધોબી વિષ્ણુપુર આવી હતી. એને મળવાની ઇચ્છા તો જરૂર થતી હતી. પણ જાણે દિલના અતલ ઊંડાણમાંથી કોઈક કહેતું હતું — ના, ના, ના. કઈ — જે એના સંતાનની મા બનવાની હતી, એ પણ જાણે એને રોકતી હતી. ધોબીને મળવાની વાત કઈને કહેવાની એની હિંમત ચાલતી નહોતી.

પણ કઈ બેફિકર હતી. સનિયાનો પ્રેમ એને મળી ચૂક્યો હતો. એ સનિયાની ઘરવાળી બની હતી. આ ઉપરાંત સનિયાનું બાળક એના પેટમાં હતું. હવે વધુ શું વિચારવાનું હતું? પાછલા દિવસો ભૂલીને એણે નવું જીવન શરૂ કરી દીધું હતું. દુનિયા એની દરકાર ન કરે, તો કંઈ વાંધો નહિ. એને દુનિયાની શી પરવા?

કઈએ કહ્યું — ઘણું મોડું થઈ ગયું છે, ચાલો, ઘરે જઈએ, ઘરે બધા ભૂખ્યા પેટે આપણી રાહ જોતા હશે.

કઈએ સનિયાનો હાથ પકડી લીધો. સનિયો ચમકી ગયો અને એકીટશે કઈના ચહેરા તરફ જોવા લાગ્યો. એની મોટી મોટી આંખો, ભરાવદાર ગાલ જોઈને સનિયો ક્ષણભર મોહિત થઈ ગયો. આ એ જ કઈ — જે પેલે દિવસે ગાંડાની જેમ બબડતી હતી? કઈ કેવી હતી, હવે કેવી થઈ ગઈ છે! કેટલી સુંદર છે એ! ખોરાક ને કપડાં વિના ભૂતડી જેવી દેખાતી હતી, પણ આજે? કેટલી બદલાઈ ગઈ છે, કઈ!

— અરે, આટલું ટીકીટીકીને શું જુઓ છો? કઈએ પૂછ્યું.

સનિયો હસી પડ્યો, બોલ્યો — એકાંતમાં તને મન ભરીને જોવાની ઇચ્છા થાય છે, કઈ. આજે જો મારાં માતાપિતા અહીં આવી જાત, તો શું કહેત, ખબર છે?

— શું કહેત?

— કહેત કે તું ઘરની લક્ષ્મી છો.

— બસ, બસ, ચાલો, જમવાનો વખત થઈ ગયો છે.

ખોટી રીસથી, પોતાનો હાથ છોડાવી કઈ આગળ ચાલી ગઈ. પણ

સનિયાએ એને પાછી ખેંચી, છાતી સરસી ચાંપી દીધી. એના ગોરા ગોરા ગાલો પર ચુંબન કરી કહ્યું — અચ્છા, અચ્છા, હવે ચાલ...

સનિયાની છાતી પર માથું મૂકી, કઈએ આમતેમ જોયું — કેવા બેશરમ છો.... કોઈ જોઈ જશે....

કઈની વાત પૂરી પણ નહોતી થઈ કે તળાવની પેલે પાર ઊભેલી એક સ્ત્રી એની નજરે પડી. હાથમાં એક ટોપલી લઈને ઊભી હતી. ઢળતા સૂર્યનાં કિરણો એના મોં પર પડતાં હતાં. એને જોતાં જ કઈએ સનિયાને જરા દૂર ધકેલી દીધો. બોલી — જોતા નથી, ત્યાં.... પેલી ઊભી છે, સનિયાએ પણ પેલી તરફ નજર દોડાવી.... અરે! ધોબી!

કઈએ પણ પાછી નજર નાખી. ધોબી જઈ રહી હતી. પાછું વળીને જોતી પણ નહોતી. ધોબીની આગળ એક બીજી છોકરી પણ ચાલતી હતી.

કઈએ પૂછ્યું — કોણ હતું એ? ધોબી દીદી? સનિયાએ કશો જવાબ ન આપ્યો. કદાચ ન આપી શક્યો. છાતીમાં જાણે કંઈક દર્દ અનુભવતો હતો. અટકી અટકીને બોલ્યો — હા, ધોબી જ હતી.

કઈની આંખોમાં પાણી આવી ગયાં. એ બોલી — તમે ઘરે જાઓ. હું મારી ધોબી દીદીને જરા સરખી રીતે મળીને આવું છું. એક બાળકની માફક એ ધોબીની પાછળ પાછળ દોડી. સનિયો કશું ન બોલી શક્યો.

સાંજ પહેલાં જ કઈ સનિયા પાસે પાછી આવી ગઈ. તળાવની નજીક, એક ઝાડ નીચે સનિયો રાહ જોતો હતો. કઈનો ચહેરો ઊતરી ગયો હતો. સનિયાએ એનો શુષ્ક ચહેરો જોઈને વિચાર્યું, નક્કી, કંઈ ને કંઈ થયું હશે. પણ એણે પોતાના મનની વાત બહાર ન કાઢી. એ બોલ્યો — ખૂબ ભૂખ લાગી હશે. ચાલ, હવે ઘરે જઈએ.

કઈએ જવાબ ન આપ્યો. એ કશુંક કહેવા માગતી હતી, પણ કંઈ બોલી નહિ. સનિયાની પાછળ પાછળ એય થોડે દૂર સુધી ગઈ પણ એકાએક અટકી ગઈ. સનિયાને આશ્ચર્ય થતું હતું. સનિયાના બંને હાથ પકડીને કઈએ કહ્યું — એક વાત કહું?

— શું?

— ધોબી દીદીએ મને ઓળખી છતાં ન ઓળખી હોય એમ વર્ત્યાં. મેં કેટલીયે વાતો પૂછી, પણ એણે કશો જવાબ જ ન આપ્યો. એની પાસે હું ગઇ, ત્યારે મોં બગાડી ચીસ પાડી ઊઠી—મને અડીશ નહિ! જરા દૂરથી વાત કર!

— પછી?

— પછી શું? કંઈ નહિ.

કઈની આંખોમાંથી આંસુની ધારા વહેતી હતી. બોલી — મને ખ્યાલ નહોતો કે ધોબી દીદી મહાદેવના મંદિરમાં જતી હતી. બીજી છોકરી હતી, પ્રહરાજજીની પૌત્રી. એણે બૂમ પાડીને કોઇને કહ્યું — અરે! કઇ ગાંડી કદાચ મંદિરના આંગણામાં ઘૂસી જશે. એને જલદી તગેડી મૂકો!

ત્યાર પછી ધોબી દીદીએ મારી તરફ નજર પણ ન નાખી.

સનિયાએ કઈની આંખનાં આંસુ લૂછ્યાં. એનો હાથ પકડી લીધો. બોલ્યો — તું મારી સાથે ચાલ. એ લોકોની વાત સાથે તારે શો સંબંધ? તને દુનિયાનો પૂરતો અનુભવ છે. શું હજીયે લોકોની વાતોથી જ હારી જઈશ? એમને બોલવા દે. એમની વાતોનું ખોટું લગાડવાને કોઈ કારણ નથી! આપણે મોતના મોંમાંથી ભાગીને આવ્યાં છીએ. પૂરતું રડી ચૂકયાં છીએ. હવે હસતાં હસતાં જ આગળ વધશું. પછી તો, આપણે જ્યાંથી આવ્યાં છીએ, એ જ સ્મશાને પાછાં જવાનું છે. પણ રડીને શા માટે જવું? હસતાં હસતાં જ જઈશું.

કઇએ ઊંડો શ્વાસ લીધો. સનિયાએ પાછું કહ્યું — અરે! અટકી કેમ ગઇ? આવતી રહે, મારી પાછળ પાછળ. જે લોકો ગર્વ, અભિમાન, રુઆબથી રહે છે એમનાથી આપણે દૂર જ રહીશું — ઘણા દૂર. એ લોકો જો આપણો તિરસ્કાર કરતા હોય તો કરવા દો. આપણે એમનો તિરસ્કાર નહિ કરીએ.

કઈએ કશો જવાબ ન આપ્યો અને સનિયાની પાછળ પાછળ ચાલવા લાગી.

સાંજે રહીમે કહ્યું — સનિયાભાઈ! તમને સોઈજીએ બોલાવ્યા છે.

જવું કે ન જવું — સનિયો કશો નિર્ણય કરી શકતો નહોતો. ઘણું વિચાર્યા પછી એણે નિર્ણય કર્યો — પોતે જશે.

સાંજ પડી ગઈ હતી.

શિવજીના મંદિરેથી પાછી આવી ધોબી પોતાની પૂજાની ઓરડીમાં ગઈ. એણે જે કંઈ જોયેલું, એ એનાથી ભુલાતું નહોતું. તિરસ્કારથી એણે કઈને કડવાં વેણ કહી દીધાં હતાં. એના મનના ઊંડાણમાં આ વાત એને વારંવાર સતાવતી હતી.

ધોબીએ ઘીનો દીવો પેટાવી, ટેબલ પર મૂકી દીધો. ભગવાન પાસે એણે માફી માગી — મેં મોટો અપરાધ કર્યો છે — મને માફ કરી દો, ભગવાન. સનિયાભાઈ સુખમાં રહે, કઈ સાથે ઘરસંસાર માંડે. હે ભગવાન! મેં ક્રોધમાં કંઈક કહી દીધું હતું. મારા મનમાં સનિયાભાઈ માટે પ્રેમનો જે આછો પ્રકાશ છે, એય બુઝાવી દો, ભગવાન! મારો પ્રેમ, મારી મમતા, બધું ખતમ કરી દો!

ધોબીએ વિચાર્યું, કઈએ મારું કશું બગાડયું નથી. મને મળવા માટે એ દોડતી આવી હતી — ખૂબ ઉત્સાહથી. જે પતિ એનું સર્વસ્વ લૂંટી, એને પાગલ, અનાથ બનાવી, રસ્તે રઝળતી મૂકી ચાલી ગયેલો, જેનું બાળક એના પેટમાં હતું અને જેના બાળકને એ બચાવી પણ નહોતી શકી, એ જ પતિ એને મળી ગયો છે. એ સુખી રહે, પ્રભુ!

ધોબીએ ભગવાન પાસે માથું નમાવ્યું. એને થયું, સનિયાભાઈને મેળવવા માટે, મારા મનમાં જે ઇચ્છા હતી, એને માટે કોઈ જવાબદાર નથી. કઈ સનિયાને બાળપણથી જ પ્રેમ કરતી હતી. પતિ સ્વરૂપે એને સ્વીકારી જ લીધો હતો. મને તો એ પહેલેથી જ ખબર હતી, પણ હું સનિયાભાઈ તરફ આકર્ષાઈ ગઈ હતી. હુંયે એને પ્રેમ કરતી હતી. મારી એ ભૂલ હતી. હવે મારા સિવાય બીજું કોણ દુઃખ સહન કરે?

ધોબીએ વિચાર્યું, સનિયાભાઈએ મને દગો દીધો હતો. મારાથી બધું છાનું રાખ્યું હતું. પણ તમે મહાન છો, ભગવાન. તમારાથી કશું છૂપું નથી. તમે સનિયાભાઈને સાચે માર્ગે લઈ આવ્યા. એણે કઈને ફરીથી અપનાવી લીધી. એણે તો યોગ્ય જ કર્યું. પણ મેં ભૂલ કરી છે. કઈ પ્રત્યે કઠોર થઈને મેં મોટી ભૂલ કરી છે. મને માફ કરી દો, પ્રભુ.

ધોબીની આંખોમાંથી આંસુઓનો પ્રવાહ વહેતો હતો. વારંવાર એ કહેતી હતી, સનિયાભાઈએ યોગ્ય જ કર્યું છે. એ વિધર્મી થઈ ગયો છે. જ્ઞાતિથી બહાર રહીને, એક અછૂતની માફક જીવી રહ્યો છે. છતાં એ મહાન માનવી છે. એનું દિલ મોટું છે. પોતાની ફરજ શી છે, એ સારી રીતે જાણે છે. ખરેખર એણે જે કંઈ કર્યું છે, તે બરાબર જ કર્યું છે. પણ મેં ભૂલ કરી છે.

ધોબી બેઠી થઈ ગઈ.

લૂછવા છતાં આંસુ ટપકયા કરતાં હતાં. એણે ફરીને હાથ જોડયા. હે પ્રભુ! તેં કેટલાં આંસુ આપ્યાં છે? લઈ લો! જેટલાં જોઈએ તેટલાં લઈ લો! મને પણ એક વાર પથ્થરની માફક કઠોર, નિર્જીવ બનાવી દો, પ્રભુ. હું સ્વીકારું છું કે સનિયાભાઈએ બરાબર કર્યું છે ને મેં જ ભૂલ કરી છે.

ધોબીએ ફરી માથું નમાવ્યું.

સાનયાને નવાઈ લાગતી હતી. ચિંતેઈ સોઈ એની સાથે આટલો સારો વર્તાવ કરશે, એવું એણે માન્યું જ નહોતું. થોડા વખત પહેલાં જ, ચિંતેઈ સોઈ એને કૂતરા કરતાંય નપાવટ માનતા હતા. પણ આજે એમને શું થઈ ગયેલું? એને જોતાં જ ઓશરીમાંથી નીચે ઊતરી આવ્યા, ને બોલ્યા — અરે! સનિયા બેટા! આવ, આવ, અંદર આવ.

સનિયાને મોંઅથી એકે શબ્દ નહોતો નીકળતો. શું બોલે, એ સમજાતું નહોતું. પથ્થરની મૂર્તિની જેમ, એ ચિંતેઈ સોઈનો હાથ પકડી અંદર ગયો. ચિંતેઈ સોઈ એને પોતાના સૂવાના ઓરડામાં લઈ ગયા, અને પલંગ પર બેસાડયો. દરવાજો બંધ કરી, સોઈજીએ એક કબાટ ખોલી, એમાંથી થોડા કાગળો કાઢયા અને પછી એ સનિયા પાસે પાછા આવ્યા. એની ખૂબ નજીક બેસી ગયા.

સનિયાને ખૂબ આશ્ચર્ય થતું હતું. સોઈજીના પ્રેમનું શું પરિણામ આવશે, એ એને સમજાતું નહોતું. ચિંતેઈ સોઈએ ચારે તરફ જરા નજર દોડાવી. પછી બોલ્યા — તારું આ ગાંડપણ કયાં સુધી ચાલશે? સમાજની

બહાર કેટલા દિવસ જીવી શકીશ? હા, માણસને ગુસ્સો આવે. એ અસ્વાભાવિક નથી. મને પણ તારા પિતા પર ગુસ્સો આવ્યો હતો. એમણે ઘણા લોકોની સામે મને અપમાનિત કર્યો હતો, પણ હવે વીતેલા દિવસોને યાદ કરીને શો ફાયદો છે? વીતેલા દિવસોની વાતો યાદ કરવાથી ક્રોધ જ વધશે. એ તો આ દુનિયામાંથી વિદાય લઈ ગયા. હું કોની સાથે લડું? તું જ્યારથી આ ગામમાં આવ્યો, ત્યારથી ઘણા બનાવો બની ગયા છે. તું તો મારે મન છોકરું છે. પણ તેં તારો રુઆબ નથી છોડ્યો. મેં પણ મારી મોટાઈ ન છોડી. જે થવાનું હતું, તે થઈ ગયું. હવે એ બધું વિચારવાની શી જરૂર છે? મારા પણ દિવસો પૂરા થવાના છે—તારા મનને મેં ખૂબ દુઃખ આપ્યું છે. હું આજે માફી માગું છું, સનિયા.

ચિંતેઈ સોઈએ સનિયાનો હાથ પકડી લીધો. એમનો રુઆબ, આજે સનિયાની સામે ઓગળી ગયો હતો. સનિયા સામે એમણે મસ્તક નમાવી દીધું હતું. જાણે એમની વાતો એમના જ કાન સુધી નહોતી પહોંચતી. ચિંતેઈ સોઈ હારી ગયા હતા. એમની પોતાની આંખો પણ જાણે એમની જ ઠેકડી ઉડાવતી હતી.

પોતાના મનની નબળાઈ એ પોતે અનુભવતા હતા. પણ આવું શા માટે થતું હતું?

એમની પત્નીની અંતિમ ઇચ્છા હતી કે ધોબીનાં લગ્ન સનિયા સાથે... જ્યારે પત્ની જીવતી હતી ત્યારે ચિંતેઈ સોઈ એની સાથે સરખી રીતે વાત પણ કરતા નહોતા. પણ આજે પત્નીની યાદ એમને સતાવતી હતી. આ ઉપરાંત ધોબીનો નીરસ ચહેરો પણ એમને સતાવતો હતો આ બે જ કારણને લીધે આજે ચિંતેઈ આટલા ઢીલા થઈ ગયા હતા. દીકરીના ભલા માટે એમણે કદી વિચાર્યું નહોતું. મિલકત અને આબરૂ—બેના ચક્કરમાં એમણે આખી જિંદગી વિતાવી દીધી હતી. પણ આજે એમને લાગતું હતું કે એમણે જે કંઈ કરેલું, એ ખોટું હતું. એટલે એમણે સોગંદ લીધા હતા કે ભલે લોકો નિંદા કરે, ભલે દુનિયા ગમે તે કહે, પણ તેઓ પોતાનું સર્વસ્વ આપીને પણ ધોબીને સુખી કરશે.

સનિયાએ કહ્યું—આપે મારી માફી માગવી પડે એવું કશું જ કર્યું નથી. હું શેને માટે માફી આપું? આપ તો મારા પિતા સમાન છો. મેં

જો કંઈ ભૂલ કરી હોય તો, આપ મને માફ કરી દો. લોકોની નજરે હું અછૂત છું, પતિત છું. છતાં આપે મને બોલાવ્યો, નજીક બેસાડયો. મારે માટે એ જ મોટી વાત છે. હવે આપ કહો, મને શા માટે બોલાવ્યો હતો...?

સોઈએ કહ્યું—હા, એ ખરૂં કે હું તારા પિતા સમાન છું. જો દીકરો તોફાન કરે, તો બાપ એને શિક્ષા નથી કરતો? દીકરો જો ખોટે માર્ગે ચડી જાય, તો બાપ એને સાચે માર્ગે ન લાવે?

સનિયાએ કહ્યું—હું ના નથી પાડતો. પણ બાપ હોય કે દીકરો, એમની પોતપોતાની વિવેકબુદ્ધિ છે. જો મારી કોઈ ભૂલ થઈ હશે, તો હું જરૂર તમારી સામે માથું ઝુકાવી માફી માગીશ. પણ આપ જ કહો, મારી શી ભૂલ થઈ?

ચિંતેઈ સોઈએ કહ્યું—તારી ભૂલ એ હતી કે તું તારી યુવાનીના જોશમાં દુનિયાને ગણકારતો નહોતો. આ દુનિયામાં તારી માફક ઘણા ઉદ્દંડ નવયુવાનો છે. તેઓ શું સારું, શું ખરાબ, એ નથી વિચારતા. વગર સમજ્યે વિચાર્યે આગમાં કૂદી પડે છે. અને પરિણામ એ આવે છે કે એ આગમાં જ બળીને ભડથું થઈ જાય છે. પણ સૌને બચાવવા હું આગળ નથી આવતો. તું તો મને સારી રીતે ઓળખે છે. તારી સામે, હું પણ મારી વાત છુપાવવા નથી માગતો.

—જાણું છું, સનિયાએ કહ્યું.

સોઈએ ઊંડો શ્વાસ લીધો. જે દિવસે તારા બાપે પોતાનાં બાળ-બચ્ચાં સાથે ગામ છોડયું હતું, તે દિવસે મારા મનમાં દુઃખ નહોતું થયું, બલકે હું ખુશ થયો હતો. એટલા માટે કે મારા મનમાં પણ બદલો લેવાની ભાવના હતી. જે દિવસે તું કંગાળ થઈ વિષ્ણુપુર પાછો આવેલો, ત્યારે પણ મારા મનમાં કોઈ સહાનુભૂતિ જાગી નહોતી. ત્યાર પછી, તું અવાર-નવાર મારે ઘરે આવ્યો પણ તને આકરાં વચનો સંભળાવી મેં પાછો કાઢયો. સાથે સાથે, તારી દશા જોઈને હું ખુશ પણ થતો હતો. આજે તું જાતિ, ધર્મ છોડીને ગામવાળાઓથી જુદો થઈને રહ્યો છે. ગામના લોકો પણ તારા તરફ નથી જોતા. હવે ગામના લોકો સાથે તારા પર બદલો લેવાનો કેટલો સરસ મોકો મને મળ્યો છે, એ તું જાણે છે કે નહીં?

—જાણું છું, સનિયાએ કહ્યું.

ચિંતેઈ સોઈએ હસીને કહ્યું — પણ તું ઊંધું જ જુએ છે. એનું પણ કંઈક કારણ છે, સનિયા. હું ચિંતેઈ સોઈ છું. સ્વાર્થ વિના હું કશું કામ કરતો નથી. જ્યારે ધન કમાવાનું મારું લક્ષ્ય હતું, ત્યારે એને માટે મેં બધું જ કર્યું હતું. એ કામમાં મેં માનવતાના નિયમો નહોતા પાળ્યા. પણ આજે મિલકતની લાલચ નથી. મારી પત્ની જ્યારે મરણપથારીએ હતી, ત્યારે એણે પોતાની અંતિમ ઇચ્છા પ્રગટ કરી હતી. એણે તારું નામ લીધું હતું કે....

— મારું નામ?

— હા, તારું નામ. એની એવી ઇચ્છા હતી કે ધોબીનાં લગ્ન તારી સાથે કરાવી, એ હંમેશ માટે પોઢી જશે.

સનિયાને ચક્કર આવવા લાગ્યાં. એની છાતી પર જાણે કોઈ હથોડીના ઘા કરતું હતું. એ આશ્ચર્યથી ચિંતેઇ સોઈ તરફ જોઈ રહ્યો હતો.

ચિંતેઈ સોઈએ કહ્યું — એ તો ગઈ, પણ ત્યાર પછી મેં પણ થોડો વિચાર કર્યો હતો. ધોબીનો ચહેરો જોઈને મને લાગ્યું કે મેં જે કંઈ કર્યું એ ખોટું હતું. હું પણ માણસ છું. મારા દિલમાં પણ મારી દીકરી માટે પ્રેમ છે. તું જે કંઈ કરી રહ્યો છે, એને વિશે મેં ધ્યાનથી વિચાર્યું છે. મને લાગે છે કે તમારા બંનેના મનમાં છે અભિમાન. આ અભિમાનથી તમે બંને આત્મહત્યા કરવા તરફ વળ્યાં છો. દિવસે દિવસે ધોબીની તબિયત બગડતી જાય છે. કદાચ એ બહુ દિવસો નહિ કાઢે — હું એક બાપ છું, સનિયા. જીવતેજીવ મારી દીકરીનું મૃત્યુ હું શી રીતે જોઉં? એટલે આજે મેં તને બોલાવ્યો છે. મારો રુઆબ, મારું બધું અભિમાન આજે તારા હાથમાં સોંપું છું. અને... અને આજે હું માફી માગું છું. મને માફ કરી દે, સનિયા.

સનિયો આશ્ચર્યથી સોઈ તરફ જોઈ રહ્યો હતો. એની જીભ જ ન ઊપડી.

ચિંતેઈ સોઈએ પાછું કહ્યું — હું તારો કોઈ જવાબ સાંભળવાનો નથી. આ લે, મારું વસિયતનામું. મારી પાસે જે મિલકત છે, એ બધી હું જ કમાયો છું. મિલકતના અડધા ભાગનો માલિક હું છું. મેં આ સંપત્તિનું વસિયતનામું તારે નામે કરી દીધું છે.

—મારે નામે?

— હા, તારે નામે. મને ખબર હતી કે તું મારી વાત માની જશે.

ધોબી ક્યારની બહાર ઊભી હતી. રાત વધતી જતી હતી. રોજ તો આ સમયે ચિંતેઇ સોઇ ખાઈપીને સૂઈ જતા હતા. ધોબી પોતાને હાથે ખાવાનું પીરસતી. બુઢ્ઢા બાપાની સાર સંભાળ લેતી હતી. એણે ભગવાન સમક્ષ પ્રતિજ્ઞા લીધી હતી કે બીજા કોઈ વિશે વિચારશે નહિ. નકામું દુઃખ લગાડવાની શી જરૂર છે? પવનમાં જે રીતે શીમળાનું રૂ ઊડે, એમ એ પણ સમયના પવનમાં ઊડતી રહેશે.

પિતાજી જરા મોટેથી બોલતા હતા. એમનો અવાજ સાંભળી એ દરવાજા પાસે આવી ગઈ. એણે આ શું જોયું? એને પોતાની આંખો પર પણ વિશ્વાસ નહોતો બેસતો. એ આ સપનું તો નથી જોતી?

ચિંતેઇ સોઈ કહેતા હતા — કશું કામ બગડવાનું નથી. જે અનાથોને તેં આશ્રય આપ્યો છે, એમનું કશું નહિ બગડે. એમને સહાય તો મળતી જ રહેશે. એમને માટે ઘર પણ બનાવડાવી લેજે, થોડી થોડી જમીન પણ એમને માટે ખરીદી લેજે... તારી પાસે કઈ ચીજની ખોટ છે? વાત સાંભળ, જે મરજી થાય તે કરી લેજે. મારે જોઈએ દિવસમાં બે વાર મુઠ્ઠીભર ભાત — દેવતાનો પ્રસાદ. બસ. આ પ્રસાદ માટે મેં વ્યવસ્થા કરી જ રાખી છે.

ધોબી આશ્ચર્યથી સાંભળતી હતી.

સનિયાએ ડોક ઊંચી કરી કહ્યું — કદાચ આપ જાણતા હશો કે...

ચિંતેઇ સોઈએ એને વાક્ય જ પૂરું કરવા ન દીધું. બોલ્યા — હું બધું જાણું છું. તું આ વસિયતનામું જોઈ લે. એનો સ્વીકાર કર. ત્યારે તું સુખે જીવી શકીશ. તું ફરીને જ્ઞાતિમાં — સમાજમાં ભળી જઈશ. પૈસાની ફિકર ન કર. જે ખર્ચ થાય તે થવા દે. પૈસા વાપર ને પછી જો, લોકોનાં મોં કેવી રીતે બંધ થાય છે!

ચિંતેઈએ જરા અટકીને પાછું કહ્યું — શું કઈ વિશે વિચારે છે? અરે! એ પાછી પોતાના બાપદાદાની જમીન પર ચાલી જશે. એને માટે

ઘર બનાવી દેવાશે. એમાં વિચારવાનું શું છે? હું જાણું છું, તું છોકરો સારો છે. તારા મનમાં કલંકનો ડાઘ નથી. મને ખબર છે, તારો વાંક નથી, તારા હાથમાં ધોબીને સોંપી હું તદ્દન નિશ્ચિંત થઈ જઈશ. પછી હું સુખ-શાંતિથી આંખ મીંચી શકીશ.

સનિયાની બેચેની વધી ગઈ હતી. બહાર ધોબી પણ ખૂબ અકળાઈ ગઈ હતી. એનું આખું શરીર ધ્રૂજતું હતું. એક દીવાલને આધારે એ ઊભી હતી. એને લાગ્યું કે પિતાજી જો આ જ રીતે બોલ્યા કરશે, તો કદાચ એનો જીવ નીકળી જશે. એનું મન કહેતું હતું — ના, ના, આ અસંભવ છે — અસંભવ છે. એણે જે કંઈ જોયું છે, એ આખી જિંદગી નહિ ભૂલી શકે. ધન અને ઇજ્જત મેળવવાની લાલચમાં કદાચ સનિયો ચિંતેઇ સોઈની વાત માની લે. પણ સનિયો ચારિત્રહીન છે — અકૃતજ્ઞ છે. આવા એક માણસના દિલમાં ધોબીનું કોઈ સ્થાન ન હોઈ શકે.

— ચૂપ કેમ છે? કંઈ બોલ તો ખરો.

સનિયાની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. એણે કહ્યું — મને માફ કરો. આપનાં સ્નેહ, આપની ઉદારતાને હું લાયક નથી.

ચિંતેઈ સોઈ ચમકી ગયા.

ધોબી પણ ચોંકી ગઈ. દીવાલની પાછળથી એ બધું સાંભળતી હતી. એણે જોયું કે સોઈના હાથમાંથી વસિયતનામું નીચે પડી ગયું. પલંગ પરથી ઊભા થઈ એ પથ્થરના પૂતળાની જેમ ઊભા રહી ગયા.

સનિયો પણ ઊભો હતો. ધોબીને મનમાં થયું કે દરવાજો ખોલી એ અંદર ચાલી જાય અને પિતાજીનો હાથ પકડીને કહે — આપ આ શું કરી રહ્યા છો? એક વિધવા છોકરી માટે, પોતાનું બધું સ્વાભિમાન એક વિધર્મીના પગ નીચે રગદોળાવા દો છો? આપનું લોહી મારા શરીરમાં પણ વહી રહ્યું છે. એ લોહીની પણ કંઈક તાકાત છે. એ લોહીની તાકાત પર હું કહું છું કે આ માણસ એક ચારિત્રહીન કંગાળ છે — ખરેખર સનિયો તમારો જમાઈ બનવાને લાયક નથી.

પણ ધોબીની જીભ ન ખૂલી. આગળ વધવાનો પ્રયત્ન કર્યો હતો, પણ એના પગ ન ઊપડ્યા.

ચિતેઇ સોઇએ ગરદન ઉઠાવી સનિયા તરફ જોયું. દિલમાં જાણે આગ ભડકી ઊઠી હતી એમાં બળીને એ રાખ થઈ જશે. એમને થયું કે બનેઇ પરિડાના દીકરા સનેઇ પરિડાએ એમના પર સખત બદલો લીધો છે. એમની બધી આબરૂ ધૂળમાં મળી ગઈ હતી.

છતાંય દિલ માનતું નહોતું. કદાચ, સનિયો હા પાડી દેશે, એવી આશામાં એમણે ફરી પૂછ્યું — બેટા સનિયા! તું મારી જિંદગીની અંતિમ આશા પણ પૂરી નહિ કરે? એને માટે હું મારું બધું તારા હાથમાં સોંપી દઈશ. હું ઘાયલ થઈ ચૂક્યો છું — ખૂબ ખરાબ રીતે. આવી હાલતમાં તું શું મને હજી વધુ પીડા આપીશ? બોલ બેટા.

ચિતેઇએ ફરીથી સનિયાના હાથ પકડી લીધા.

સનિયાએ કહ્યું — હું આપનો એક નાલાયક પુત્ર છું. મારા મનમાં જે કંઈ છે, તે હું બરાબર કહી શકતો નથી. હું આપને પગે પડું છું. મારે માફી પણ નથી જોઈતી. હું માફી મેળવવાને પણ યોગ્ય નથી. આપ મને જે સજા કરશો, એનો હું ઘણી ખુશીથી સ્વીકાર કરીશ. પરંતુ આપનો સ્નેહ, આપનું દાન હું નહિ સ્વીકારી શકું.

સનિયાએ ચિતેઇ સોઇને પગે માથું અડાડ્યું. ધોબીથી વધુ સહન ન થયું. એક ઘવાયેલી વાઘણની માફક દરવાજો ઠેલી એ આગળ વધી ને ઓરડામાં પહોંચી ગઈ.

સનિયો ઊભો થઈ ગયો. એની સામે જ ઊભી હતી ધોબી — એનો આત્મા, એની પ્રેરણાનો આધાર, એની આંખનાં આંસુ.

સનિયો ઊભો હતો. ધોબીની આંખમાં જાણે જ્વાળા ભભૂકતી હતી. એક ક્ષણ માટે બંનેની આંખો મળી. ધોબી જોતી હતી કે એની સામે ઊભેલો સનિયો — જેને માટે એ જીવી રહી હતી, જેને ખાતર એણે પોતાના પતિ, સાસુ, સસરા વગેરેનાં માન-ઇજ્જત ધૂળમાં મેળવી દીધાં હતાં — જેને ખાતર પોતાના પિતાનું માથું નીચું થતું હતું અને પોતે બળીજળીને રાખ થતી હતી.

ધોબી પોતાના પિતાને ભેટી પડી અને પૂછ્યું — અરે, આ શું કરી રહ્યા છો, પિતાજી?

ચિતેઇએ પણ પોતાની દીકરીને બાથમાં લઈ લીધી. એનું મસ્તક

ચૂમી લીધું. તેઓ બોલ્યા — મેં ભૂલ કરી છે, દીકરી. એમની આંખમાંથી આંસુ સરતાં હતાં.

ધોબીએ એક બાળકની પેઠે પોતાના પિતાની છાતી પર માથું મૂકી દીધું હતું. કરુણતાથી ભરેલો એક શબ્દ એના મોંમાંથી સરી પડયો — પિતાજી!

ચિંતેઈએ ધોબીના વાળ પસવારીને કહ્યું — હું તારો એક બુઢ્ઢો બાપ છું. મને માફ કરી દે, મા. ધોબી મૌન ઊભી હતી.

સનિયા માટે સ્થિતિ અસહ્ય થતી જતી હતી. માથું નીચું કરી એ ઓરડામાંથી બહાર નીકળી ગયો. એની સામે કઈની આંસુભરી આંખો તરી આવી. એ વિચારતો હતો કે પોતે ધોબીના પ્રેમને લાયક નથી રહ્યો. આ વાત બીજું કોઈ ભલે ન સમજે, ધોબી તો જરૂર સમજશે.

ધોબી જરૂર સમજશે — જરૂર સમજશે.

ધોબી સમજી ગઈ કે ભૂલ એની જ હતી. ભગવાનનો સાથ લઈ એ આ દુનિયામાં આવી હતી. એણે સૌને રડાવ્યા હતા, પોતે પણ રડી હતી. દુનિયાથી દૂર રહેવાના સેંકડો પ્રયત્ન એણે કર્યા હતા. પણ દરેક પ્રયાસ નિષ્ફળ ગયો હતો. લોહી-માંસનું શરીર લઈને એ દુનિયાની અસરથી શી રીતે મુક્ત રહી શકે? એ તો અસંભવિત હતું.

ભગવાનની પ્રતિમા પાસે બેસીને ધોબીએ હાથ જોડયા — આપનાં ચરણોમાં મને સ્થાન આપો ભગવાન. એ જ સ્થાન જ્યાં મારાં પતિ, સાસુ અને સસરાએ આશ્રય લીધો છે.

દિવસે દિવસે ધોબીની હાલત બગડતી ગઈ. ચિંતેઈ સોઈ ખૂબ ચિંતામાં હતા. વૈદે કહ્યું — આ રોગ શરીરનો નથી, આ રોગ છે મનનો.

ધોબી ખૂબ દૂબળી-પાતળી થઈ ગઈ હતી. મોં પરનાં હાડકાં પણ દેખાતાં હતાં. હાથપગ ગળી ગયા હતા. વાત કરવાનું પણ એને માટે મુશ્કેલ હતું. હમેશાં પથારીમાં પડી રહેતી અને વચ્ચે વચ્ચે ઊઠીને ઈશ્વરને પ્રાર્થના કરતી હતી. કોઈ પૂછે તેનો જવાબ આપતી નહોતી.

થોડા દિવસમાં જ ધોબીને આ શું થઈ ગયું? ચિંતેઈ સોઈ વ્યાકુળ થઈ ગયા. દુષ્કાળની કેટલીયે વાતો યાદ આવી ગઈ. મુઠ્ઠીભર ચોખા માટે એમના જ ઘરની ચારે તરફ લોકો ઘણું રડયા-કકળ્યા હતા. પણ ચિંતેઈએ કોઈને મદદ કરી નહોતી. ધોબીની તબિયત એટલી બગડી ગઈ છે કે આજે એ પેલા કંગાળો જેવી લાગતી હતી. કંગાળોમાં કોઈ ચિંતેઈ સોઈનું સ્વજન નહોતું. એમને માટે ચિંતેઈએ ક્યારેય સહાનુભૂતિ નહોતી દર્શાવી. બલકે, જે લોકો પેટની ભૂખને કારણે રસ્તા પર મરી ગયા હતા, એમના તરફ ઘૃણાની નજરે જોતા હતા. જ્યારે આખા પ્રદેશમાં લોકો દુકાળમાં મરતા હતા, ત્યારે ચિંતેઈ સોઈ પોતાની મિલકત વધારવામાં પડ્યા હતા. પણ કોને માટે?

આ સવાલ ત્યારે એમના મનમાં પેદા નહોતો થયો. આજે ધોબીના સુખ માટે તેઓ બધું કરવા તૈયાર હતા, બધી દોલત ખર્ચવા તૈયાર હતા. પરંતુ પોતાની બધી મિલકત આપીને પણ ધોબી માટે આનંદ ખરીદી શક્યા નહોતા. એમનો બધો ગર્વ, આત્માભિમાન વ્યર્થ ગયાં. સનિયાને એમણે નફરતની નજરે જોયો હતો. સનિયાએ ગામમાં પાછા આવી, પોતાના જીવની ભીખ માગી હતી. મોતના પંજામાં એ તરફડતો હતો. પણ આજે એણે ચિંતેઈ સોઈ જેવા ધનવાનની બધી મિલકતની પણ પરવા ન કરી.

મા....

ધોબીએ ઊંચું જોઈ નજર દોડાવી. ચિંતેઈ સોઈ બાજુમાં બેઠા હતા. ચિંતેઈએ ધોબીને કપાળે હાથ ફેરવ્યો. બોલ્યા—મારી મા, તારું કશું નથી બગડયું રે! બધા કહે છે કે તને કશી માંદગી નથી. તું શું વિચારે છે? મને નહિ કહે? હું તારો એક બુઢ્ઢો દીકરો છું. પોતાના મનની વાત મારાથી તો ન છુપાવવી જોઈએ. કહીશ ને?

ધોબીએ પોતાના દૂબળા હાથે પોતાના પિતાના હાથ પકડી લીધા. સહેજ હસી, ને બોલી—પિતાજી! આપ નાહકના ફિકર શા માટે કરો છો? હું અભાગણી છું. આ અભાગણી માટે તમે ઘણી તકલીફો ઉઠાવી છે.

ધોબીએ આંખો મીંચી. ચિંતેઈ સોઈને વધુ ચિંતા થઈ—તેઓ વિચારવા લાગ્યા—આ હાલત માટે કોણ જવાબદાર છે. સનિયો? હા, આને

માટે સનિયો પૂરેપૂરો જવાબદાર છે. ધોબીની આશા પર એણે પાણી ફેરવી દીધું છે. એના દિલને આઘાત પહોંચાડ્યો છે. આ આઘાતનું દુઃખ સહેવું ધોબી માટે મુશ્કેલ હતું. ચિંતેઈને થયું, આના બદલામાં તેઓ સનિયાનું માથું નીચું કરાવશે. નહિ તો વિષ્ણુપુરમાંથી સનિયાનું નામનિશાન જ મિટાવી દેશે. ત્યાર પછી જ ધોબીને શાંતિ મળશે.

સનિયો ઉદાસ થઈ ગયો હતો. જ્યારથી એ ચિંતેઈ સોઈને ઘરેથી પાછો આવ્યો છે ત્યારથી ઉદાસ છે. ગામના લોકોએ એ બરાબર જોયું હતું કે સનિયો હમેશાં મૂંગા રહેવાનું પસંદ કરતો. પોતાના કામમાં પણ ધ્યાન નહોતો આપતો.

સનિયાને શું થઈ ગયું? કઈએ ઘણી વાર વિચાર્યું કે પોતે સનિયાને પૂછશે કે ચૂપ રહેવાનું કારણ શું છે? પણ એણે પૂછ્યું નહોતું. એને ખબર હતી કે કશુંક અસાધારણ બન્યું છે, જેથી સનિયા જેવો ધૈર્યશીલ માણસ પણ પોતાની ધીરજ ખોઈ બેઠો છે. 'ધનુસંક્રાન્તિ'ની આગલી રાતે સનિયાએ કઈને પાસે બોલાવીને કહ્યું— કઈ, એક વાત પૂછું?

—કઈએ સનિયા તરફ જોયું. જાણે કહેતી હોય કે પૂછો, શું પૂછવું છે?

— આ ઘર, આ મિલકત એ બધું કોનું છે?

—કેમ, તમારું નથી?

સનિયાએ અચકાતાં અચકાતાં જવાબ આપ્યો— ના! આ મારી મિલકત નથી. બીજા પાસેથી પૈસા લઈ, મેં મિલકત ખરીદી હતી, ઘર બનાવ્યું હતું. પરસેવો રેડી મહેનત મેં કરેલી. મારી મહેનતથી ઉજ્જડ જમીન ફળદ્રુપ બની ગઈ. પણ જેના ધનથી મેં આ બધું કર્યું હતું, જેના ઉત્સાહથી હું મારું બધું દુઃખ ભૂલી ગયો હતો, એને મેં અન્યાય કર્યો છે. એના દિલને આઘાત આપ્યો છે.

કઈએ ઉત્સુકતાથી પૂછ્યું — કોણ છે એ? તેં એને અન્યાય શા માટે કર્યો?

સનિયાએ થોડો વિચાર કર્યો. પછી કહ્યું —મેં તારાથી એક વાત છુપાવી છે, કઈ. એ માટે મને પસ્તાવો થાય છે, પણ એ વાત મારા મનમાં જ રહે.

—તેં જે ભૂલ કરી છે, એ હવે સુધારી ન શકાય? જેના મનને દુઃખ પહોંચાડયું છે, એની માફી ન માગી શકાય?

—મેં એ વિશે ઘણું વિચાર્યું છે. મેં જાણી જોઈને એના મનને દુઃખ પહોંચાડયું છે. હવે સુધારવું મુશ્કેલ છે. સુધારતાં સુધારતાં કદાચ હું એથીયે મોટી ભૂલ કરી બેસીશ. મારી પોતાની નજરે, મારી માનવતાની દૃષ્ટિએ, હું એક ગુનેગાર બની જઈશ, કઈ. એટલે ચૂપ રહેવું જ...

સનિયો ચૂપ થઈ ગયો.

કઈએ કહ્યું—અરે! ચૂપ કેમ થઈ ગયા? બોલો ને...

સનિયાએ કહ્યું—આ ઘરમાં એક મિનિટ પણ રહેવાનું મને યોગ્ય લાગતું નથી. મને થાય છે કે આપણે પાછાં ચાલ્યાં જઈએ સડક પર—જ્યાંથી આવેલાં ત્યાં. આપણો પરસેવો રેડી ફરીને આપણે નવી દુનિયા ખડી કરી દઈશું.

—પણ ક્યાં?

—એ નથી ખબર. માણસની કલ્પનામાં દુનિયા ભલે નાની હોય, પણ માનવીનું પેટ ભરવા માટે તો આ દુનિયા ઘણી મોટી છે. જ્યાં આપણી નજર પહોંચશે—જ્યાં પગ લઈ જશે, ત્યાં ચાલ્યાં જઈશું...

કઈએ કહ્યું—ઠીક છે. એને માટે આટલા દુઃખી થવાની શી જરૂર છે? તમારો હાથ પકડીને દુનિયાના છેલ્લા છેડા સુધી હુંય ચાલ્યા કરીશ. પરંતુ જે લોકોને તમે આ ઘરમાં આશ્રય આપ્યો છે એમનું શું થશે?

—એમને વિશે જ હું વિચારું છું. મારા જે આદર્શ માટે હું ચાલતો રહ્યો ને સર્વ લોકોને અપનાવી લીધા, એ આદર્શ અસફળ રહ્યો. છતાંય હું એમને મરવા નહિ દઉં. મારું લોહી આપીને પણ હું એમને જીવતા રાખીશ.

—અને હું પણ એ જ કરીશ, કઈએ કહ્યું.

સનિયાનું હૃદય કૃતજ્ઞતાથી ભરાઈ ગયું. એને ખબર હતી કે પ્રાણથી પણ પ્યારી કઈ, પોતાના કર્તવ્યપથ પર જરાય ઊણી નહિ ઊતરે. ધોબીને માટે એના મનમાં દુઃખ જરૂર થતું હતું. એ ધોબીને ખોટી રીતે સમજ્યો

હતો, અને કઈને પ્રેમ કર્યો હતો. પરિણામ એ આવ્યું કે કઈ એના દિલમાં વસી ગઈ. કઈને પ્રેમ કરીને એણે ભૂલ નહોતી કરી.

કઈ તરફ જોતાં જોતાં જ સનિયાએ એનું માથું પકડી લીધું ને પોતાની તરફ નમાવી એના ગાલ ચૂમવા લાગ્યો. શરમની મારી કઈ ત્યાં બેસી ન શકી.

સનિયાને થયું, જાણે બહુ દૂરથી ધોબીની આંસુભરી બે આંખો એના તરફ જ જોતી હતી. અને જાણે કહેતી હતી — તું કેટલો કૃતઘ્ની છે!

સનિયાએ પોતાની છાતીમાં પીડા અનુભવી. એ બોલ્યો — કઈ!

— શું કહો છો?

— આ ઘરમાં હવે એક મિનિટ પણ રહેવાનું મન નથી થતું. આના કરતાં તો કોઈ રસ્તાની ધારે, કોઈ ઝાડની નીચે જઈને પડાવ નાખીએ, એ વધુ સારું છે. આ ઘરના છાપરા નીચે જાણે આગ ભડકે બળે છે.

— હું રસ્તાને કિનારે રહેવાથી નથી ડરતી.

— જોનચાચા, રહીમ, ભરત અને કાશી બોજને બોલાવ ને!

કઈ દરવાજો ઠેલી અંદર ચાલી ગઈ.

જોને બધું સાંભળ્યું. સહેજ સ્મિત કરીને કહ્યું — માણસ એટલે એના શારીરિક અંગો જ માત્ર નહિ — અંગો ઉપરાંત પણ કંઈક છે, જે નરી આંખે દેખાતું નથી. એ છે માણસની બુદ્ધિ, જ્ઞાન, પ્રેમ વગેરે. શરીરના સુખ માટે જે કંઈ જરૂરી છે એ કરવાથી બધા માણસો સરખા નથી થઈ જતા. દુનિયાના બધા માણસો સરખા થઈ જ ન શકે. સરખાં ન થવું, એ જ પ્રકૃતિનો એક નિયમ છે. એટલે એક વ્યક્તિ બીજાથી જુદી છે. સૌ જો સરખાં થઈ જાત, તો પાણી પણ વહેતું ન હોત. દુનિયામાં સ્થિરતા આવી જાત. પર્વતોના પથ્થરની જેમ મનુષ્યજાત પણ અચલ થઈ જાત.

જોને જરા શ્વાસ લીધો. બોલ્યો — આ જ તો કારણ છે કે દુનિયામાં નાનાં-મોટાં, નાત-જાત, ઊંચ-નીચ, ધર્મ વગેરેના ભેદ આપોઆપ બની ગયા છે. દુનિયામાં જો કંઈક નવું કરવું હોય તો અવરોધોનો સામનો તો કરવો જ પડે. ધ્યાનથી જોઈએ, તો નવું શું છે? જે નવું કહેવાય છે, એ જૂની

વાતનું જ નવું રૂપ છે. એટલે મારું કહેવું એમ છે કે આ સમાજમાં આપણું કોઈ સ્થાન નથી, સમાજની સામે લડવાની શક્તિ આપણામાં નથી. એટલે આપણે સમાજમાં જ રહેવું પડશે. સમાજમાં રહીને, ધીરે ધીરે નવા નિયમો દાખલ કરવા પડશે. જો આપણાથી એમ ન થઈ શકે તો આ સમાજને છોડીને ચાલ્યા જવું જોઈશે.

સનિયાએ કહ્યું — પણ ચાચા! આ ઘરમાં તો એક મિનિટ પણ રહેવું શક્ય નથી.

જોને કહ્યું — મને ખબર છે! આ ઘર તોડવું પડશે. સૌએ ફરીને પોતપોતાને માર્ગે ચાલ્યા જવું પડશે.

રહીમે કહ્યું — જોનચાચા! હું નીકળી જવા તૈયાર છું. હું તો અહીં રહેવા નહોતો આવ્યો. સનિયાભાઈએ મને રોકી પાડચો હતો. કઈ દીદીએ પ્રેમના એ બંધનને વધુ મજબૂત કરી દીધું છે. હવે એ બંધન કોઈ તોડી નહિ શકે. હું ચાલીશ, સનિયાભાઈનો હાથ પકડીને. એ મને જ્યાં લઈ જશે ત્યાં જઈશ.

સનિયાએ કહ્યું -- પણ ચાચા, તમે અમને છોડીને કયાં જશો? તમારા આશીર્વાદથી તો મેં મારું જીવન કઈના જીવન સાથે જોડી દીધું છે. તમારો એક હાથ રહીમ પકડશે, ને બીજો હું પોતે પકડીશ. તમે અમને રસ્તો બતાવશો, ને અમે ચાલ્યા કરશું.

જોન ખૂબ ખુશ થઈ ગયો. એની આંખો ભરાઈ આવી. આનંદથી અધીર થઈ એ કહેવા લાગ્યો — તમે મારા બે દીકરા છો, મારી બે આંખો છો. હું તમને છોડીને કયાં જાઉં?

કાશી અને ભરતના ચહેરા ઉદાસ હતા. કઈએ કહ્યું — કાશી ને ભરત — બંને મારા દુર્બળ દીકરા છે. જ્યાં સુધી હું મારે હાથે એમને ન જમાડું, એ લોકો ભૂખ્યા રહે છે. એમના હાથ ઝાલી, હુંય તમારી સાથે ચાલીશ, ચાચા.

કાશી અને ભરતના ચહેરા પર ચમક આવી ગઈ. તેઓ અનહદ ખુશ થઈ ગયા.

સનિયાએ પૂછ્યું -- કયારે ચાલશું, ચાચા?

મોડું શા માટે કરવું? — જોને જવાબ આપ્યો.

સવાર થવાની તૈયારી હતી. રાતના અંતિમ પ્હોરનો સિતારો આકાશમાં સંતાકૂકડી રમતો હતો. આ તારો પ્રકાશ આપ્યા કરે છે— અનાદિ કાળથી, જ્યારે આપણી ધરતીનો જન્મ થયો, જ્યારથી આ ઉદ્દંડ માનવજાતનો જન્મ થયો ત્યારથી. આ તારાએ બધું જોયું છે ને હમેશાં — હમેશ માટે બધું જોયા કરશે. એવો દિવસ પણ આવશે, જ્યારે આપણી આ નાનકડી ધરતી કેન્દ્રથી છૂટી પડી મહાશૂન્યમાં કયાંક અદશ્ય થઈ જશે -- આ સૃષ્ટિનો નાશ થઈ જશે. એ વખતે પણ આ સિતારો ચમકતો રહેશે.

ધોબી ચમકી ગઈ.

તે દિવસે સાંજે જે બનાવ બન્યો હતો, એ એને યાદ આવ્યો. સનિયાને ખભે કઈએ પોતાનું માથું મૂકી દીધું હતું. પ્રેમથી — ભયથી એની આંખો વ્યાકુળ થઈ ગઈ. અજાણતાં જ ધોબીના મોંમાંથી નીકળી ગયું — કૃતઘ્ની !

ધોબીએ બારીની બહાર નજર નાખી. અંધકાર છવાયેલો હતો. બહારનું વાતાવરણ ભયંકર હતું, પૂર્વના આકાશમાં એકમાત્ર તારો ચમકતો હતો. જાણે મશ્કરી કરતો હતો.

દીવો જરા સતેજ કરી ચિંતેઈ સોઈ ધોબીની પાસે ગયા -- શું છે દીકરી? કંઈ તકલીફ તો નથી થતી? -- એમણે પૂછ્યું, ધોબીને કપાળે એમણે હાથ ફેરવ્યો. — માનવજાત જ ઘણી કૃતઘ્ની છે. મારી મા ! માનવીને આભારવશ કરવા માટે શક્તિની જરૂર છે. સનિયો પાછો આવશે. ફરીને આપણી સામે માથું નમાવી વિનવણી કરશે. તું ચિંતા ન કર. -- એમણે કહ્યું.

ધોબી બેચેન હતી. ઘરમાં ચારે તરફ એણે નજર દોડાવી — પિતાજી ! એણે ધીમેથી કહ્યું.

-- શું છે દીકરી?

— સનિયાભાઈને માફ ન કરો?

ચિંતેઈ સોઈએ કંઈક વિચાર્યું. પછી બોલ્યા — માફ કરી શકું,

બેટા, પણ ઓછામાં ઓછું એક વાર જો આપણે ત્યાં આવે, તારી પાસે, તારી સામે ઊભો રહી વાત કરે. મને વિશ્વાસ છે, એ આવશે, જરૂર આવશે, એને શી સજા કરવી, એ મેં વિચારી રાખ્યું છે.

— સજા ?

— હા, હા, સજા ! પણ તારે ચિંતા કરવાની જરૂર નથી. બાપ પોતાના દીકરાને સજા ન કરે ? મેં જે વસિયતનામું લખાવ્યું છે એ સંભાળીને રાખ્યું છે, સનિયો તો ઘણો સારો છોકરો છે. એણે તો કહ્યું છે, કે જે પણ સજા હું આપીશ, તે મસ્તક ઝુકાવીને એ સ્વીકારી લેશે. એ જરૂર માની જશે. હું એના હાથમાં જ મારી બધી મિલકત સોંપી દઈશ... અને...

— ના, ના, પિતાજી, એ એટલો કૃતઘ્ની છે કે સજાને પાત્ર છે, પુરસ્કારને નહિ. એને સજા કરજો, પિતાજી !

આમ બોલતાં બોલતાં જ ધોબીએ ઓશીકામાં મોં છુપાવી દીધું. એની આંખો નહોતી રડતી, એનું મન રડતું હતું.

ચિંતેઇ સોઈ એના માથા પર હાથ ફેરવતા હતા.

ધોબીએ મોં ઊંચું કરી પાછું પૂછ્યું — હજી કાકા નથી આવ્યા ?

— એમને તો બધાં બાળકોને સાથે લઈને આવવાનું છે. એ કાલે આવશે. મેં સંદેશો મોકલ્યો છે.

જરા અટકીને ધોબીએ કહ્યું — હું વિદેઈને ખોળે લઈશ, પિતાજી ! તમે એની વ્યવસ્થા કરો. હવે તમારી વાત માનવા હું તૈયાર છું.

ચિંતેઇ સોઈના મોંમાંથી ધીમા સાદે એક શબ્દ સરી પડ્યો — ગાંડી !

ધનુસંક્રાન્તિ.

સવારનો સમય હતો — ચિંતેઈ સોઈએ ગામલોકોને બોલાવ્યા હતા. સૌની સામે એમણે કહ્યું — ભગવાન માટે મંદિર તો છે, પરંતુ મંદિરનું કામ ચલાવવા માટે, નાણાંની કંઈક વ્યવસ્થા કરવી જોઈશે.

પ્રહરાજના હાથમાં કાગળો પકડાવતાં ચિંતેઈએ કહ્યું — સનિયાની બધી મિલકત ભગવાનને નામે ખરીદી લીધી છે. કાયદા પ્રમાણે કબજો પણ

લેવાઈ ગયો છે. અંતે એ છે તો આપણા ગામનો છોકરો ને! મેં એને સાચે માર્ગે લાવવા પૂરો પ્રયત્ન કર્યો. પરંતુ હું નિષ્ફળ ગયો. અનાચાર કરીને એ કેટલા દિવસ આપણા ગામમાં રહેશે? આપણે કંઈ બેટાં-બકરાં જેવાં જાનવર નથી! આપણે ક્યાં સુધી એનો અનાચાર સહન કરીએ? ગામવાળાઓએ પોતાના ભગવાનની સંપત્તિ પર કબજો લેવો જોઈએ. પણ આમાં હોશિયારીથી કામ લેજો — સોઈજીએ કહ્યું — કોઈની સાથે ઝઘડો ન કરશો. કોઈને માર ન પડવો જોઈએ. જેટલા મફતનું ખાવાવાળા ત્યાં છે, સૌને કાઢી મૂકવા જોઈએ.

સેવા બેહેરાએ કહ્યું — પણ અદાલતનો ડર ખરો ને?

— અરે, તમે લોકો ચિંતા ન કરો. અદાલતનું બધું કામ હું સંભાળી લઈશ. સોઈજીએ આશ્વાસન આપતાં કહ્યું — જમીન ખાલી પડેલી. તમે લોકોએ એના પર ઘર બનાવ્યું છે. અનાજ ઉગાડ્યું છે. અડધી ફસલ તમે લોકોએ લઈ લીધી છે. બાકીના પાકની લણણી આજે થશે.

હવે સેવા બેહેરાને સમજાયું કે આનો અર્થ શો છે. બિની કાંઠીએ પૂછ્યું — જો એ અમારા કામમાં અવરોધ ઊભો કરે તો? જો એ અમને મારવા આવે તો શું થશે?

સોઈએ કહ્યું — જો એવું થાય તો તમે તમારું કામ પતાવી લેજો. પણ હા, જો કંઈ વધુ ધમાલ થાય તો મને ખબર આપજો.

જરા અટકીને સોઈએ કહ્યું — સનિયાની જમીનમાંથી જે કંઈ મળશે, એમાંથી મંદિરનો એક વર્ષનો ખર્ચ નહિ નીકળે. એટલે મેં મારી જમીનમાંથી પંદર એકર મંદિરને નામે નોંધી દીધી છે. આ જમીનમાં જે અનાજ થયું છે, એની હજી સુધી કાપણી નથી થઈ. સનિયાની જમીનમાંથી અનાજ લણ્યા પછી, આ અનાજ પણ લણી લેજો. બધું અનાજ સનિયાના ઘર પાસે જ એકઠું કરજો.

આ તો ઘણી સારી વાત હતી. ગામવાળા ખૂબ ખુશ થઈ ગયા. 'હરિબોલ'નો નાદ ઊઠ્યો. મહારાજે આનંદથી અધીર થઈ કહ્યું — ધન્ય છે, સોઈજી! આપ હંમેશ માટે અમર થઈ જશો. એક ધર્માત્મારૂપે તમારું નામ અમર રહેશે.

સોઈએ કહ્યું — આજ ધનુસંક્રાન્તિ છે. ભગવાનને અન્નકૂટ ધરાશે. આજે

રાત્રે ભોજન-સમારંભની વ્યવસ્થા કરો, પ્રહરાજજી! ગામલોકો ઉપરાંત, જે લોકો બહારથી આવશે, એમને પણ ભોજન મળશે. જે કંઈ ખર્ચ થશે એ હું આપીશ. એક સારી તિથિ જોઈ ચોવીસ પહોરના કીર્તનની પણ વ્યવસ્થા કરી લેજો. એનો ખર્ચ પણ હું આપીશ. આ જ વર્ષથી એ શરૂ થઈ જાય. આગળ જતાં એ ખર્ચ મંદિરના ભંડોળમાંથી મળશે.

પ્રહરાજે કહ્યું કે સોઈજી એક મહાન ધર્માત્મા છે. લોકોએ ફરી 'હરિબોલ'નો નારો લગાવ્યો. સોઈજીના આદેશથી લોકો ગામને રસ્તે ચાલવા લાગ્યા. પ્રહરાજ એકલા ઘરમાં રહ્યા.

સોઈએ પ્રહરાજને વધુ નજીક બોલાવ્યા ને કહ્યું — જુઓ, સનિયો આપણાં ગામનો છોકરો છે ને! એને હું શા માટે જોખમમાં નાખું? ખરેખર, એની વિરુદ્ધ મારે કશું કહેવાનું નથી. મને એના તરફ નફરત નથી. થોડા લોકો — જે જાહેર રસોડામાંથી આવીને એને ત્યાં રહ્યા છે, એ બધા એને ચડાવે છે. જો એ લોકો ઘર છોડીને ચાલ્યા જાય, તો સનિયો આરામથી આપણા ગામમાં રહી શકે. અંતે એ આપણા ગામનો જ છોકરો છે ને? એ ઘર બનાવે, સુખેથી રહે. એ જ તો હું ઇચ્છું છું.

પ્રહરાજજીને શંકા ગઈ. હવે શો જવાબ આપવો, કશી સમજ પડતી નહોતી. ચિંતેઇ એમના મનની વાત સમજી ગયા હતા. એમણે કહ્યું, પણ હા, મંદિરની મિલકતમાંથી એને કશું નહીં મળે. તમે જઈને એને કહો કે જો એ મારી પાસે આવીને માફી માગે, મારી વાત માની લે, તો એની જેટલી જમીન મંદિર માટે લઈ લીધી છે, એનાથી બમણી હું મારી મિલકતમાંથી આપીશ. આ ઉપરાંત એના બાપની જમીન પણ પાછી આપી દઈશ.

આ સાંભળીને પ્રહરાજને ઘણું આશ્ચર્ય થતું હતું.

સોઈએ પાછું કહ્યું — સાંભળો! એને એકાંતમાં બધું સમજાવી દેજો. એ આપણા ગામનો છોકરો છે. તમારા કહેવાથી જો એ સાચે માર્ગે આવી જશે તો તમને પણ ઇનામ રૂપે પાંચ એકર સારી જમીન મળી જશે. હું મારી મિલકતમાંથી આટલી જમીન તમારે નામે નોંધી દઈશ. શું સમજ્યા?

પ્રહરાજ રાજી થઈ ગયા. જમીનનું નામ સાંભળતાં જ એમના ચહેરા

પર ચમક આવી ગઈ. એમને ખબર હતી કે સોઈજી જે કહેતા, એ જ કરતા. થોડી છીંકણી સૂંઘી એમણે વિચાર્યું — શું આટલું અમથું કામ મારાથી નહિ થાય? સનિયો મારી વાત ઓછી ટાળી શકશે?

જાઓ, ઊપડો! — ચિંતેઈ સોઈએ કહ્યું.

પ્રહરાજ રાજી થઈને ચાલ્યા. સોઈએ ઊંડો શ્વાસ લીધો અને પોતાના વિચારોમાં ડૂબી ગયા.

સવારે, નવ વાગ્યે...

પૂજાથી પરવારી ધોબી ઓરડામાંથી નીકળી. એ ખૂબ નબળી થઈ ગઈ હતી. એના માથામાં સખત પીડા થતી હતી. લોહી-માંસ વિનાનું શરીર ધ્રૂજી ઊઠતું હતું. સામે જાણે અંધકાર છવાઈ ગયો હતો.

ક્ષણભર માટે એ પૂજાની ઓરડીનું બારણું પકડી જરા વાર ઊભી રહી. આંખો ખૂલતી નહોતી. દરવાજે માથું ટેકવી, એણે પાછી આંખો મીંચી લીધી — હે, રાધામાધવજી! હજી કેટલા દિવસ દુઃખ દેશો? મારા અપરાધની મને જે સજા મળે છે, એ હજી પૂરી નથી થઈ?

નોકરાણી બલ્લીએ ધોબીને જોઈ હતી — દવા લેવાનો સમય થઈ ગયો છે, દીદી! એણે કહ્યું — જુઓને કેટલો સમય થઈ ગયો છે.

બલ્લીની મદદથી ધોબી ધીરે ધીરે પોતાના ઓરડા તરફ આગળ વધી. પોતાની પથારી પર બેસી પડી. કેટલાય દિવસથી, આ પથારીમાં એ તરફડિયાં મારતી હતી. પણ પથારીમાં પડ્યાં પડ્યાં એ દુઃખ સાથે એને થોડી શાંતિ પણ મળતી હતી. ગુજરી ગયેલા લોકોની સ્મૃતિ એના મનને સાંત્વના દેતી હતી. એની આસપાસ ઘૂમનારાં એ લોકો આજે નહોતાં રહ્યાં. એ લોકો એનું માન જાળવતા, આનંદથી વાતો કરતા, એમના ચહેરા ધોબીની આંખો સામે નાચી ઊઠ્યા, કેવું સુંદર સ્વપ્ન હતું! એ જોતાં જ આ દુનિયાનું ખેંચાણ તૂટી જતું અને ધીરે ધીરે મન બીજી દુનિયા તરફ વધતું હતું.

પ્રહરાજની પૌત્રી પાર્વતી, ક્યારની આવીને ચુપચાપ ઓરડામાં ઊભી હતી. ધોબીએ એના તરફ નજર નાખી. પાસે આવીને પાર્વતી ધોબીના

હાથ પર હાથ ફેરવવા લાગી. બલ્લી દવાની પ્યાલી લઈ આવી. ધોબીના મોં પાસે પ્યાલી લઈ જઈને કહ્યું — પી લો દીદી!

ધોબીએ મોં ફેરવી લીધું. દવા નહિ પીઓ, દીદી! પાર્વતીએ કહ્યું.

— મને દવા નહિ જોઈએ. ખૂબ કડવી છે. હું નહિ પીઉં.

— આવું ન કરવું જોઈએ પી લો ને...

— દવા શા માટે લઉં? મારી તબિયત તો સારી થઈ ગઈ છે... ધોબી પાછી પડખું ફેરવીને સૂઈ ગઈ. બલ્લીએ કહ્યું — બાબુજીને બોલાવી લાવું છું. નહિ તો દીદી દવા નહિ પીએ.

દવાની પ્યાલી મૂકી બલ્લી બહાર ચાલી ગઈ.

ઓરડામાં પાછી શાંતિ છવાઈ ગઈ.

દૂરથી ગામના લોકોનો કોલાહલ સંભળાતો હતો. ધોબી ધ્યાનથી સાંભળતી હતી. હા, થોડા લોકો 'હરિબોલ'નો નારો લગાવતા હતા. પૂછ્યું — તને પણ કંઈ સંભળાય છે, પારો?

— તને ખબર નથી? — પારોએ કહ્યું. આજ મારા દાદાજી તારા ઘરે આવેલા. પાછા આવીને અમારા નોકર શિવાને સાથે લઈને પાછા નીકળી પડચા. એક લાઠી પણ લઈ ગયા. મેં પૂછ્યું તો એમણે કહ્યું — આજે સનિયાના ઘરનો કબજો લેવાશે. પણ જ્યારે મેં એનું કારણ પૂછ્યું, ત્યારે એમણે કશો જવાબ જ ન આપ્યો!

ધોબીને નવાઈ લાગતી હતી.

બલ્લીની પાછળ પાછળ ચિંતેઈ સોઈ પણ ઓરડામાં આવ્યા. બોલ્યા — દવા કેમ નથી પીતી, દીકરી? લે, પી લે.

પોતાના પિતાના કહેવાથી ધોબીએ દવા પી લીધી. એને મનમાં થતું હતું કે સનિયા વિશે કશું પૂછી લે. પણ મોં ન ખૂલ્યું. હોઠ ધ્રૂજી ઊઠચા. એ બોલી — કાકા ન આવ્યા, પિતાજી?

પથારીમાં બેસીને ચિંતેઈ સોઈ પોતાની દીકરીની પીઠ પર હાથ ફેરવવા લાગ્યા. ખૂબ સુકાઈ ગઈ હતી. એક હાડપિંજર જેવી લાગતી હતી. ચિંતેઈને પાછલા દિવસોની ઘટના યાદ આવી. લોકો હાડપિંજર બની ગયા હતા. એમને ઘરે આવીને ભીખ માગતા હતા પણ સોઈએ સૌને હાંકી કાઢચા હતા.

છતાં, ચિંતેઈ સોઈ આશા રાખતા હતા કે સનિયો પાછો આવશે. પ્રહરાજ એને સાથે લઈને આવશે. ધોબીના હોઠ પર પાછું સ્મિત આવશે. ધોબી ફરીને હતી તેવી થઈ જશે.

—પિતાજી, કાકા કેમ ન આવ્યા?

—આવતા હશે, દીકરી! ચિંતેઈએ કહ્યું. હજી એ નદીને પેલે પાર છે. નદીમાં કોઈ હોડીવાળો નહોતો. મેં એક માણસ મોકલ્યો છે. એ પાર ઉતારી દેશે. તારા કાકા જલદી આવી પહોંચશે.

ધોબી મૂંગી રહી. એને થયું, જેમણે બીજાનો જીવ બચાવવા પોતાનો જીવ આપ્યો હતો એ લોકોના અમર આત્માઓ પેલી દુનિયામાંથી વ્યાકુળતાપૂર્વક મારી તરફ જોઈ રહ્યા છે. હવે એ શી રીતે આવે? કોના ખોળામાં કૂદી પડે? એમના સ્વાગત માટે પોતાની છાતીમાંથી અમૃતનું ઝરણું તો વહ્યું નહોતું. આજે જો એ આંખ મીંચી જાય, તો પૂર્વજોના આ આત્માઓની તૃષા કોણ છિપાવશે?

ધોબીએ કહ્યું—દત્તક લેવાની તૈયારી થઈ ગઈ કે નહીં? વિદેઈને હું ખોળે લઈશ, પિતાજી!

શો જવાબ આપવો? ચિંતેઈ સોઈ વિચારવા લાગ્યા. ધોબી જાણે મજાક કરતી હતી.

પ્રહરાજ ખૂબ ખુશ હતા. જેવા ચિંતેઈ સોઈના ઓરડામાં આવ્યા, સોઈજી ઊભા થઈ ગયા. દૂરથી ગામલોકોના અવાજો સંભળાતા હતા—'હરિ બોલ!'

સોઈએ બેચેનીથી પૂછ્યું—શી વાત છે, પ્રહારાજજી? બહુ જલદી પાછા આવ્યા?

—ગામના લોકો અનાજ કાપવામાં પડ્યા છે. થોડા લોકોએ સનિયાના ઘરનો કબજો લઈ લીધો છે. ખૂબ સહેલાઈથાથી બધાં કામ પતી ગયાં. પ્રહરાજે સોઈને બધું કહી દીધું.

ધોબી ધ્યાનથી સાંભળતી હતી. સોઈએ પૂછ્યું—અચ્છા, સનિયાના શા ખબર છે?

— સનિયો તો ઘરે નહોતો. ભગવાન જાણે કયાં ચાલ્યો ગયો છે. એનું ઘર ખુલ્લું પડયું હતું. પ્રહરાજે કહ્યું.

ચિંતેઇ સોઈને ખૂબ ચિંતા થઇ. એમણે ધોબી તરફ નજર નાખી. એક પથ્થરના પૂતળાની માફક એ સૂતી હતી. એની આંખો સ્થિર થઇ ગઈ હતી. ધ્રૂજતા હોઠોમાંથી ઊંડા દર્દનો ધીમો અવાજ આવતો હતો...

સનિયો ચાલ્યો ગયો — પોતાનું ઘર છોડીને? સોઈજી સમજી ગયા કે તેઓ સનિયાને સજા ન કરી શકયા. સનિયો ચિંતેઇ સોઇની ગર્વિષ્ઠ છાતી પર જાણે એક ન ભૂંસાય તેવું કલંક લગાવી ગયો. બેચેનીથી એમણે પૂછ્યું — સનિયો કયાં ચાલ્યો ગયો? કહો ને, પ્રહરાજજી!

— એ અંગે કોઈને નથી ખબર. મેં કેટલાયને પૂછ્યું પણ હતું. પણ કંઈ ખબર ન પડી. એનું ઘર ખુલ્લું પડયું હતું. દરવાજાની કડીમાં આ કાગળ લગાવેલો હતો. પ્રહરાજે કાગળનો એક ટુકડો આગળ ધર્યો.

— કાગળ?

— જી, હા. આ લો. એમાં લખ્યું છે કે આ ઘર, આ બધી મિલકત ધોબીના ધનથી બની છે.

ધોબી ચીસ પાડી ઊઠી — નહિ! નહિ! નહિ!

ચિંતેઇ સોઈના ધ્રૂજતા હાથમાંથી કાગળનો ટુકડો પડી ગયો, ધોબીએ ઊઠવાનો પ્રયાસ કર્યો. આંખોમાંથી આંસુઓનો પ્રવાહ વહેતો હતો — એનાથી ઉઠાયું નહિ, એણે તકિયામાં જ ફરીને મોં છુપાવી દીધું. હોઠમાંથી બે શબ્દો સરી પડ્યા — ઉફ! ભગવાન!

ધોબીની આંખો મીંચાતી જતી હતી. ધીરે... ખૂબ ધીરે.

આ જોઇને ચિંતેઇ સોઈની અકળામણ હજીયે વધી ગઈ. ધોબીને કપાળે હાથ મૂકી, ખૂબ વહાલથી એમણે કહ્યું — ધોબી! મારી વહાલી ધોબી!

ધોબીએ કશો જવાબ ન આપ્યો. એ ભગવાનને પ્રાર્થના કરતી હતી.

— મને પથ્થર જેવી કઠોર બનાવી દો, મને મૂક બનાવી દો. ભગવાન — અસ્સલ તમારી માફક!

